મજમુદાર મણિશંકર જટાશંકર કીકાણી ગ્રંથમાળા નં. ૭

# અખાકૃત કાવ્યો

## ભાગ ૧.

સંપાદક,
દિ. બા. નર્મદાશંકર દેવશંકર મહેતા, બી. એ.,
અમદાવાદ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી
હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, બી. એ.,
આસિ. સેક્રેટરી—અમદાવાદ.

કિંમત એક રૂપિયો.

## મજમુદાર મણિશંકર જટાશંકર કીકાણી ગ્રંથમાળાનો

# ઉપોદ્ઘાત

કાઠીઆવાડના. તત્ત્વજ્ઞાની મજમુદાર મણિશંકર જટાશંકર કીકાણીની યાદગીરી કાયમ રાખવા સારૂ જુનાગઢમાં એક સ્મારક ફંડ કરવામાં આવ્યું હતું. તે ફંડમાં ભરાએલા રૂ. ૨૦૦૦) ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીના ટ્રસ્ટમાં સન ૧૮૮૬ ની સાલમાં તે ફંડના સેક્રેટરીઓએ સોંપ્યા હતા, તેની સાડા ત્રણ ટકાની સરકારી પ્રોમીસરી નોટો સોસાઇટીએ લીધેલી છે. તેના વ્યાજમાંથી ન્યાય, મીમાંસા; વેદાંત વગેરે સંસ્કૃત પુસ્તકો ઉપરથી ભાષાન્તરરૂપે અથવા અસલ ગ્રંથો, તેમજ ઈંગ્રેજી પુસ્તકો ઉપરથી ન્યાય (લૉજિક), અર્થશાસ્ત્ર, રસાયણશાસ્ત્ર, ખગોળ વગેરે વિષયો ઉપર પુસ્તકો લખાવવાનો ઉદ્દેશ છે. તે અન્વયે આજસુધીમાં સદરહુ ફંડ ખાતેથી પારિતોષિક આપીને નીચેના પુસ્તકો રચાવી, "મજમુદાર મણિશંકર જટાશંકર કીકાણી ગ્રંથમાળા" તરીકે ગુ. વ. સોસાઈટીએ છપાવી પ્રસિદ્ધ કર્યાં છે.

| | | |
|---|---|---|
| ૧. | દર્શનશાસ્ત્ર સંબંધી ચર્ચા | ૦—૩—૦ |
| ૨. | પાતંજલ યોગદર્શન | ૨—૦—૦ |
| ૩. | શ્રી બ્રહ્મસૂત્ર શાંકર ભાષ્યાનુવાદ, પ્રથમ ભાગ | ૫—૦—૦ |
| ૪. | „ „ દ્વિતીય ભાગ | ૫—૦—૦ |
| ૫. | યૂરોપમાં બુદ્ધિસ્વાતંત્ર્ય | ૦—૧૨—૦ |
| ૬. | એરિસ્ટોટલનું નીતિશાસ્ત્ર | ૦—૧૨—૦ |
| ૭. | અખાકૃત કાવ્યો, ભાગ. ૧ | ૧—૦—૦ |

અમદાવાદ.
તા. ૨૦—૪—૧૯૩૧

હીરાલાલ ત્રિ. પારેખ.
આસિ. સેક્રેટરી.

# પ્રસ્તાવના.

અખાનાં કાવ્યોને લગતું સાહિત્ય નીચે પ્રમાણે આજસુધીમાં ઉપલબ્ધ થયું છે.

(અ) મુદ્રિત સાહિત્ય

૧ અખાજીના છપ્પા—અમદાવાદ પુસ્તક વૃદ્ધિ કરનાર મંડળી તરફથી પ્રસિદ્ધ થયેલા. ઇ. સ. ૧૮૫૨. ગુજરાત વર્નાકયુલર સોસાઇટીની લાયબ્રેરીમાં આ ગ્રંથ છે.

૨ જૂનાં કાવ્યદોહન તથા બૃહત્ કાવ્યદોહનમાં આવેલાં છૂટક કાવ્યો વિભાગ ૧ થી ૮

૩ અખાની વાણી—કવિ હીરાચંદ કાનજીની બાળબોધ લિપિમાં. ઇ. સ. ૧૮૬૪, સંવત્ ૧૯૨૦

૪ અખાની વાણી—ઓરીએન્ટલ છાપખાનાના માલીકે પ્રસિદ્ધ કરેલી. ઇ. સ. ૧૮૮૪, સંવત ૧૯૪૧

૫ અખાની વાણી—મણિલાલ મહાસુખરામની કંપની-મુંબઈ. ઇ. સ. ૧૮૯૪, સંવત્ ૧૯૫૦

૬ અખાની વાણી, અને ગંગવિનોદ—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે; અમદાવાદ. ઇ. સ. ૧૯૦૪, સંવત્ ૧૯૬૦

૭ અખાની વાણી—વિવિધ ગ્રંથમાળામાં પ્રસિદ્ધ થયેલી. પુસ્તક ૫૧ તથા ૫૨.

૮ અખાની વાણી—ભિક્ષુ અખંડાનંદ સસ્તું સાહિત્ય

| | | ઇ. સ. | સંવત્ |
|---|---|---|---|
| | પ્રથમાવૃત્તિ | ૧૯૧૪ | ૧૯૭૧ |
| ૯ અખાની વાણી તથા— | ,, દ્વિતીયાવૃત્તિ | ઇ. સ. | સંવત્ |
| મનહર પદ | | ૧૯૨૪ | ૧૯૮૧ |

(બ) લેખી પ્રતો.

૧ લેખી ગ્રંથોનો ગુટકો. નં. ૧. રા. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખે

મેળવેલો. ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની લાયબ્રેરીમાં છે; જેમાં અખાના અખેગીતા, અને ચિત્તવિચાર—એ બે ગ્રંથો સમાયેલા છે. તેમાં નરસિંહ મહેતાનાં ૨૮ પદો, ધીરાનો સુરતીબાઇનો વિવાહ, સુંદરદાસ તથા પ્રીતમદાસનાં ચિંતામણિ, રામાનંદની આરતિ, કબીરનું પદ, તથા કૃષ્ણજી મહારાજનાં પદ્યો, તથા કોઈ અજ્ઞાત કવિની તિથિઓ આ ગુટકામાં છે.

૨. લેખી ગ્રંથોનો ગુટકો નં. ૨. રા. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ તરફથી મેળવાયેલો, તે ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીની લાયબ્રેરીમાં છે. તેમાં અખાની અખેગીતા, તથા પંચીકરણ છે. તે ઉપરાંત અજ્ઞાત લેખકની વિચારમાળા, (આઠ "વિશ્રામ"વાળી, ) કૃષ્ણજી મહારાજનાં ૧૮૯ પદ્યો, તથા ગોપાળનાં વિષ્ણુપદો તે ગુટકામાં છે.

૩. લેખી ગ્રંથોનો ચોપડો નં. ૩. ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના હસ્તલિખિત ગ્રંથ સંગ્રહમાંથી નં. ૭૪૦ આ ચોપડાના પૂર્વાર્ધમાં અખાનાં ૭૮ પદો, બ્રહ્મલીલા, "વસ્તુ તો સદોદિત જાણીએ"—એ પદ, "આપે ન આવે ત્યાં ઉદાસી"—એ પદ, અખાજીના વાર, "આપે સો ગેબી અવાજ"—એ પદ, અખાજીના કક્કા, અખાજીના મહિના, પંચીકરણ, અખાજીનાં છપ્પા (પૈકી "વિભ્રમ" અંગ માત્ર છે), અખાકૃત સાખી, અખેગીતા, "ભટ પંડિત નૈવેદી વૈષ્ણવ ગર્વ કરે તે ઘેલા"—એ પદ, "અનુભવીઓ ઘેર લેને પુરણપદ નિજધામ"—એ પદ, અને બે અજ્ઞાત કવિનાં રામનિહાળો અને સંશય ટાળો; આ ગોકુળ માંહેલી ગોપિકા ભલે સરજી ભગવાન—એ બે પદો સંગ્રહિત થયાં છે. આ ચોપડાના ઉત્તરાર્ધમાં બીજા લેખકોના ૧૭ ગ્રંથો છે, અને તેનો અખા સાથે સંબંધ નથી.

૪. અખાજીકૃત પરજીઆ દુહા. ગુજરાત વર્નાકયુલર સોસાઇટીની લેખી પ્રત નં. ૩૮૩. આ દુહા તથા સસ્તા સાહિત્યની બીજી આવૃત્તિમાં છપાયેલા સોરઠા એકજ છે. છપાયેલી પ્રતના સોરઠા ઘણા અશુદ્ધ છે; લેખી પ્રતના દુહા શુદ્ધ છે.

## (क) નિબંધો અને વિવેચનો.

૧. Classical Poets of Gujarat by G. M. Tripathi.

૨. Milestones in Gujarati Literature Vol. 1 ( Chapter V. Poets of the 17th Century ) by D. B. Krishnalal M. Jhaveri.

૩. અખો અને તેનું કાવ્ય—નર્મદાશંકર દેવશંકર મહેતાનો નિબંધ, ૧૯૦૩ થી સોશીઅલ એન્ડ લિટરરી એસોસીએશન તરફથી ઉજવાતી જયંતીઓમાં બીજી જયંતી પ્રસંગે વંચાયેલો. સસ્તા સાહિત્યની આવૃતિમાં તે છાપવામાં આવેલો છે.

૪. ગુર્જરકવિઓ અને તેમના ગ્રંથો—કવિ અખા ભગતનું વાંચવાજોગ વૃત્તાંત માસિક હિંદી ગ્રાફિક; પુસ્તક ૧, અંક ૧૦ મો, ઇ. સ. ૧૯૦૭.

૫. અખા ભગત અને તેમની કવિતા—અંબાલાલ બુલાખીરામ જાનીનો નિબંધ; દ્વિતીય સાહિત્ય પરિષદ્‌માં વંચાયેલો.

૬. અખાનો પરિચય—સ્વામી સ્વયંજ્યોતિનો લેખ. સસ્તા સાહિત્યની અખાની વાણી સાથે છપાયેલો.

૭. સંતોની વાણી—સંગ્રહકાર અને પ્રકાશક, ભગવાનજી મહારાજ, કહાનવા બંદર, તાલુકા જંબુસર–ભરૂચ. ઈ. સ. ૧૯૩૦; સંવત્ ૧૯૮૬.

૮. ગુજરાતી સાહિત્ય અને સંસ્કૃતિનું વિહંગાવલોકન—એ લેખમાં રા. રત્નમણિરાવ ભીમરાવનું અખાને લગતું ટુંક વિવેચન; વસંત વર્ષ ૨૫-૮. પૃ. ૨૯૮.

૯. અખો—સ્વ. રા. બા. કમળાશંકર સ્મારક વ્યાખ્યાનમાળા, પુષ્પ
૧ લું. નર્મદાશંકર દેવશંકર મહેતાનું વ્યાખ્યાન-૧૯૨૭.

ઉપરના સર્વ મુદ્રિત તથા અમુદ્રિત સાહિત્યની સમાલોચના મેં સને ૧૯૨૭ માં સુરત મુકામે સ્વર્ગસ્થ રાં. બા. કમળાશંકર-ભાઈના સ્મારક વ્યાખ્યાન પ્રસંગે કરી હતી. તે સ્મારકના વ્યવસ્થાપક સંત્રીએ મને આ સમાલોચનાનો અન્ય પ્રસંગે ઉપયોગ કરવાની સંમતિ આપી હતી, અને તે બદલ તેમનો અત્યંત આભારી છું. આ ગ્રંથમાં તેનો ઉપયોગ થયો છે.

આ અખાકૃત કાવ્યોના પ્રથમ વિભાગમાં નીચેના ગ્રંથોનાં સંસ્કરણો થયાં છે :—

(૧) અખેગીતા
(૨) પંચીકરણ
(૩) ગુરુ-શિષ્ય-સંવાદ
(૪) અનુભવબિંદુ.

આ પ્રકરણ ગ્રંથોમાં અખાના તાત્ત્વિક વિચારો સારા રૂપમાં ગ્રંથિત થયા છે. તેની પ્રત્યેક કૃતિનું વિવેચન જેમણે જાણવું હોય તેમણે "અખો અને તેનું કાવ્ય" (૧૯૦૩) તથા સ્વ. રા. બા. કમળાશંકર સ્મારકમાળા, પ્રથમ પુષ્પ (૧૯૨૭) અવલોકવા હું વિનંતિ કરૂં છું.

આ પુસ્તકમાં દાખલ થએલા ગ્રંથો પૈકી "અખેગીતા" અને "પંચીકરણ" ને લગતી આદર્શ પ્રતો (ब) વર્ગના આંક ૧, ૨ અને ૩માંથી મળી આવી છે, અને મુદ્રિત પ્રતો સાથે તેમની સરખામણી પણ કરવામાં આવી છે. વિચારણીય પાઠભેદની નોંધ ફુટનોટમાં કરવામાં આવી છે. આદર્શ પ્રતોની સંજ્ઞા નીચે મુજબ છે:—

સંજ્ઞા:—

(अ) લેખી ગુટકો નં. ૧-૨ (ब) વર્ગના સાહિત્યનો આંક ૧-૨.

(ब) લેખી ચોપડો નં. ૩ આંક ૩
સને ૧૮૬૯માં લખાયેલો.

(क) પંચીકરણમાં આને इ સંજ્ઞા આપવામાં આવી છે. શિલાછાપની પ્રત ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીની. આ પ્રત ઘણે ભાગે बને અનુસરે છે.

(ख) અખાની વાણી અને ગંગવિનોદ—મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે, ૧૯૦૪.

(ग) સસ્તા સાહિત્યની અખાની વાણી, સને ૧૯૧૪. આ પ્રત ઘણે ભાગે खને અનુસરે છે.

ગુરુ-શિષ્ય-સંવાદ અને અનુભવબિંદુનાં આદર્શ પુસ્તકો મળી શક્યાં નથી; તેથી સસ્તા સાહિત્યની પ્રસિદ્ધ આવૃત્તિનો આધાર લેવામાં આવ્યો છે.

અખાના જીવન તથા કાવ્યોને લગતું વાર્તિક ગ્રંથના આરંભમાં છે. દરેક ગ્રંથને લગતી ટિપ્પણી પણ આપવામાં આવી છે. આ ટિપ્પણી ગ્રંથના તાત્પર્યને સમજવા પુરતી આપી છે. ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ આ નોટ નથી. ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ વિશેષ વિજ્ઞાન કોઇ કોઈ શબ્દોનું જેમણે મેળવવું હોય તેમણે દિ. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ તથા રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ જેવા વૃદ્ધતર ગુરુજનો પાસેથી મેળવી લેવું ઘટે છે. તેઓ મુંબઇ યુનિવર્સિટીની કૉલેજોમાં ગુજરાતીના સુપ્રસિદ્ધ અધ્યાપકો છે; અને ગુજરાતી ભાષાના જીવંત વિજ્ઞાનકોશ રૂપે છે. મારી નોટ અખાના શાસ્ત્રીય વિચારોનું સ્પષ્ટીકરણ કરનારી છે, અને તે જ અંશમાં અખાનાં કાવ્યો આજસુધી અટપટાં રહેલાં છે.

પરિશિષ્ટમાં શંકરાચાર્યના મૂલ સંસ્કૃત પંચીકરણ ઉપર લખેલો મારો ઇંગ્રેજી ઉપોદ્ઘાત અખાના પંચીકરણના અભ્યાસકને ઉપયોગી થશે એમ ધારી મુદ્રિત કરવામાં આવ્યો છે.

આ ગ્રંથની સંસ્કરણ કરેલી પ્રતની છાપવા લાયક નકલ કરી આપવામાં, તથા વિવરણ કરવા લાયક કઠિન ભાગ કયા છે તેનો નિર્દેશ કરવામાં, રા. ગોવિંદલાલ ગણપતરામ ભટે જે શ્રમ લઈ મને મદદ આપી છે તે સંબંધમાં હું તેમનો સર્વથા આભારી છું. તેમની સાહાય્ય વિના મારા વ્યવસાયી જીવનમાંથી સમય બચાવી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી તરફથી માથે લીધેલું આ કાર્ય હું ભાગ્યેજ પૂરૂં કરી શકત.

ગુજરાત વર્નાક્યુલર સોસાઈટીના વિદ્વાન્ આસિસ્ટંટ સેક્રેટરી શ્રી હીરાલાલ ત્રિભુવનદાસ પારેખે ઘણી કાળજીથી લેખી પ્રતો સંપાદન કરી મારા ઉપયોગમાં મૂકી, અને પ્રુફ વગેરે તપાસવામાં તથા અન્ય સૂચનાઓ કરવામાં જે ઉદાર ભાવે મારી સાથે સહાનુભૂતિ દર્શાવી છે તે બદલ તેમનો ઉપકાર માની વિરમું છું.

શિવસદન–શાહીબાગ
અમદાવાદ.
તા, ૩–૪–૩૧.

નર્મદાશંકર દેવશંકર મહેતા.



# વિષયાનુક્રમણી.

## પ્રસ્તાવના.

---



---

# શુદ્ધિપત્ર.

| મૂળ પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩૩ | ૨ | ધ્યો | ધો |
| ૩૬ | ૧૬ | હવે | હરિ |
| ૬૮ | ૧ | નસર્ગિક | નૈસર્ગિક |
| ૮૧ | ૧૯ | વતથ્ય | વૈતથ્ય |
| ૧૦૦ | ૨૫ | પંચમૂત | પંચભૂત |
| ૧૫૬ | ૨ | વજોળી | નૌળી |

# અખાનું ક્ષર જીવન

**રાજ્ય પરિસ્થિતિ**—ગુજરાતમાં હિંદુ રાજ્યના અસ્ત પછી મુસલમાન રાજ્યના ઉદય તથા અસ્તના પ્રસંગો ઇ. સ. ૧૪૧૧ થી ૧૮૧૮ સુધીમાં ચાર આવી ગયા છે; અને તેના અંગે ગુજરાતની રાજ્યધાની અમદાવાદની ચઢતી પડતીના પણ ચાર સમયો આવ્યા છે. સુલતાન અહમદ પહેલાએ અમદાવાદ નગરની સ્થાપના ઇ. સ. ૧૪૧૧ માં કરી. ત્યાંથી તે ઇ. સ, ૧૫૧૧ સુધીના શતકમાં અમદાવાદના સ્થાનિક મુસલમાન રાજાઓએ શહેરની સારી આબાદી કરી હતી. ત્યાર પછીનાં સાઠ વર્ષ (ઇ. સ. ૧૫૧૨–૧૫૭૨) સુધીમાં તે નગરની પડતી આવી; અને મોગલ બાદશાહ અકબરે તે નગરમાં તા. ૧૮–૧૧–૧૫૭૨ ના રોજ જીત કરી પ્રવેશ કર્યો, ત્યાર પછી મોગલ શહેનશાઈના પ્રાન્ત તરીકે ગુજરાતની રાજ્યક્રાન્તિ થઈ, અને તે રાજ્યતંત્રના સમયમાં (ઇ. સ. ૧૫૭૨ થી ૧૭૦૭) મોગલ રાજવંશી સુબા તરીકે ત્યાં રહેતા. મોગલાઇની પડતી ઔરંગઝેબના રાજ્ય સમયથી થઇ, અને ત્યાર પછી અમદાવાદની પણ ૧૭૦૭ થી ૧૮૧૮ સુધીમાં પડતી થઇ. ત્યાર પછી પાંચમા સમયમાં (૧૮૧૮ થી આજ સુધી ) બ્રીટીશ રાજ્યની છત્રછાયા નીચે અમદાવાદ પુનઃ વ્યાપાર ધંધામાં ચઢતું થયું.

**મોગલાઈ રાજ્યમાં ગુજરાતી સાહિત્યનું ખેડાણ.**

ગુજરાતમાં મોગલાઈ રાજ્યની પ્રતિષ્ઠાનાં ૧૩૫ વર્ષ (૧૫૭૨–૧૭૦૭) સુધીમાં ગુજરાતી સાહિત્ય ક્ષેત્રમાં ત્રણ રત્નો પાક્યાં છે. (૧) જ્ઞાની ભક્તરત્ન તે અખો, (૧૬૧૫–૧૬૭૫) (૨) કવિરત્ન તે પ્રેમાનંદ (૧૬૩૬–૧૭૩૪), (૩) કથાકાર રત્ન તે સામળભટ (૧૬૪૦–૧૭૩૦). સત્તરમા

સૈકામાં ગુજરાતમાં મોગલાઇ રાજ્ય સમયમાં પરદેશીઓ અમદાવાદમાં વ્યાપારઅર્થે આવી વસ્યા હતા. ઇ. સ. ૧૬૧૩ માં ઓલ્ડવર્થ બત્રીસ વેપારીઓ સાથે આવી વસ્યો હતો. જહાંગીર બાદશાહની પરવાનગીથી સર ટોમસ રો ઇ.સ, ૧૬૧૭ માં આવ્યો હતો. વલંદાઓએ ઇ. સ. ૧૬૧૮ માં કોઠી નાખી હતી. ૧૬૨૧-૨૨ માં શાહીબાગ બંધાયો. જહાંગીરે હાલના સ્વામીનારાયણના મંદિરથી ૩૦૦ વાર દૂર ટંકશાળ સ્થાપી. આ પ્રમાણે પરદેશીઓના અવર જવરને લીધે, વેપાર ધંધાના ઉત્તેજનને લીધે, અને રાજ્યની આબાદીને લીધે અમદાવાદનાં પરાંઓમાં ઘણી વસ્તી જામી હતી. અમદાવાદ શહેરની નજીકના જેતલપુર ગામમાં આપણા જ્ઞાની ભક્ત અખાનો સોનીની જ્ઞાતિમાં જન્મ થયો હતો. અખો પોતાને કવિ સંજ્ઞા આપતો નથી પરંતુ તેની પ્રસિદ્ધિ "અખા ભગત" તરીકે થઇ છે. પરંતુ તે ખરી રીતે એકલો "ભગત"જ ન હતો; પરંતુ એક અનુભવી-જ્ઞાની મહા પુરૂષ હતો. તેથી આપણે તેને "જ્ઞાની ભક્ત" તેવી વિશિષ્ટ સંજ્ઞા આપીએ છીએ. તેનામાં તત્ત્વજ્ઞાન અને ભક્તિ બેનું સંમિશ્રણ થતાં તેના ચિત્તનો રંગ કેવળ તત્ત્વજ્ઞાનને દર્શાવનારો ધોળો નહતો, તેમ કેવળ ભક્તિને દર્શાવનાર લાલ ન હતો, પરંતુ તેનો રંગ "ભગવો" કાપાય હતો.

## અખાના જીવન સંબંધી મળી આવેલી માહિતી—

જેતલપુરથી તે અમદાવાદ આવી વસ્યો હતો. તેનું રહેવાનું ઘર અમદાવાદમાં ખાડીઆમાં દેસાઇની પોળમાં સ્વ. રા. બા. રણછોડલાલ છોટાલાલ અથવા સર ચિનુભાઇના મકાન પાસેના કુવા વાળા ખાંચામાં હતું, અને જે ઓરડામાં તે નિવાસ કરી રહ્યો હતો તેને અદ્યાપિ "અખાનો ઓરડો', કહે છે. અખાના ક્ષર દેહના વંશજો પૈકી હાલ વિદ્યમાન લલ્લુભાઈ ધોળીદાસ પોતાની પેઢી નીચે પ્રમાણે અખા સાથે જોડી બતાવે છે.

રહીઆદાસ
|
ગંગારામ — અખેરામ (અખો) — ધમાસી
૧ — ૨ — ૩

ગંગારામ
|
સૂખણ
|
અનોપચંદ
|
મગનલાલ
|
ધોળીદાસ
|
લલ્લુભાઈ

આ પેઢીનામું વહીવંચાના ચોપડાનું નથી, પણ મોઢે ઉતરાવેલું છે. અખો બાળપણથી જ સાધુ સંતોના સંગનો રસીઓ હતો. તેની સ્ત્રી કંકાશીઆ સ્વભાવની હતી.

**સમાજનું તે કાળનું સ્વરૂપ** છે—તે કાળનો ગુજરાતી સમાજ ભલો ભોળો હતો. છતાં ગુજરાતીઓની વ્યવહાર જાળવવાની ઝીણવટ સારી હતી. લઢવાડ કરી જીતવાને બદલે સમજીને તોડ લાવવાની પદ્ધતિ પસંદ થતી હતી.

ઉદાહરણ:+—"જ્ઞાની વિવેકી ઠેરવ્યા રાય, ત્યારે આસુરી થાણાં ઉઠી જાય.
અદલ થયું સવાશેર, વિષ્ટિ કરતાં ચૂક્યું વેર.
આનંદ મંગળ ઓચ્છવ થાય, હરિના જન તે હરિ ગુણ ગાય."
છપ્પા ૭૦૭

---

+ સને ૧૬૨૧ના અરસામાં શાહજહાંએ જહાંગીર સામે બળવો કર્યો. તેમાં જેતલપુર પાસે લઢાઇ થઈ હતી. જહાંગીરના પક્ષકારોની જીત થઈ. આ પિતાપુત્રની પક્ષકારી લઢાઈમાં વિષ્ટીઓ પણ કરવી પડી હશે. જેતલપુરમાં મહમદ સફીએ સૌફ બાગ અગર જીત બાગ બંધાવ્યો હતો.

૨. સમાજમાં વિનોદને સ્થાન હતું, ચામખેડાના ખેલ, કાષ્ઠ-પુતળીના ખેલ અને નાટક કરનારી ટોળીઓના ખેલ થતા હતા. અખો તે વેષ જોઈ માર્મિક વચનો બોલતો હતો. (છપ્પા; કવિ અંગ ૨૧-૨૩; કુટકળ અંગ ૭૨૬-૭૨૯; વિશ્વરૂપ અંગ ૧૫૦)

૩. બાળલગ્નનો પ્રચાર હતો.

ઉદા૦–"ગુરૂ થઈ બેઠો હોંશે કરી, કંઠે પા'ણ શકે કેમ તરી;
જયસ નાર નાનડી હવું પ્રસૂત, વળતી વાધે નહિ અદ્‌ભુત.

૪. કવિઓમાં રાગદ્વેષ હાલના જેવાજ હતા.

ઉદા૦–"કવિતા થયે ન કાઢયું કર્મ, અખા ન સમજે મૂળગો મર્મ;
મહાપુરુષ કહાવે માંઈ બળી, વેષ પહેર્યો પણ ટેવ ન ટળી.
સ્તુતિ નિંદા અદેખાઈ આદ્ય, પેરે ખાદ પણ વાધી વાધ્ય,
અખા કૃપા વિના જીવ કણુધિ, પાકયુ ઇંદ્રિવારણું ને કટુતા વધી."
(છપ્પા ૨૬૬).

**અખાના કાળનો નિર્ણય ૧૬૧૫-૧૬૭૫**—અખાના જીવન સમયનો નિર્ણય બાહ્ય સાધનો દ્વારા થઇ શકે એમ નથી; પરંતુ તેના ગ્રંથોનાં અંતર સાધનો વડે લગભગ વિશ્વાસપાત્ર રીતિએ થઈ શકે છે. તે પ્રમાણે તેનો સમય ઈ. સ. ૧૬૧૫-૧૬૭૫ના અરસામાં પડે છે.

"અખે ગીતા" નામનો તેનો પ્રકરણ ગ્રન્થ તેની પ્રૌઢ મતિનું ફળ છે. તે ગ્રન્થના અંતમાં તે લખે છે કે:—

"સંવત્ સત્તર પચલોતરો, શુકલ પક્ષ ચૈત્ર માસ.
સોમવાર રામનવમી, પૂરણ ગ્રન્થ પ્રકાશ."

સંજ્ઞા ૬વાળી લેખી પ્રતમાં પૃષ્ઠ ૬૩ સંવત્ ૧૭૦૫ એવા આંકે બાંધેલા શબ્દો છે તેથી, તથા જે માસ, પક્ષ, તિથિ અને વારનો યોગ આપ્યો છે તે પ્રમાણે સંવત ૧૭૦૫ની સાલ ચોક્કસ થઈ શકે છે. અખાના છપ્પા છેલ્લા ("જુટકળ અંગ")ના આરંભમાં તે ઘણું કરીને પોતાને ઉદ્દેશીને લખે છે કે:—

"તિલક કરતાં ત્રેપન વહ્યાં, જપમાળાનાં નાકાં ગયાં,
તિરથ ફરી ફરી થાકયા ચર્ણ, તો એ ન પહોંચ્યા હરિને શર્ણ."

મારા અનુમાન પ્રમાણે છપ્પામાં અખો બ્રહ્માનંદ ગુરૂનો સ્પષ્ટ ઉલ્લેખ કરતો નથી, અને "અખે ગીતા"માં તેમનો નામ વડે નિર્દેશ કરે છે, તેથી "અખે ગીતા" છપ્પા પછીની જણાય છે, અને ત્રણ ચાર વર્ષ પછી લખાઈ હોય તો સંવત. ૧૭૦૫ અથવા ઇ. સ. ૧૬૪૯ માંથી છપ્પન વર્ષો બાદ કરીએ તો અખાનો જન્મ સમય ૧૫૯૩ અથવા લગભગ ૧૬૦૦ આવે. દિવાન બહાદુર શ્રી કૃષ્ણલાલ ઝવેરી જન્મ સમય ઈ. સ. ૧૬૧૫ દર્શાવે છે, તે આ કાલ નિર્ણય સાથે ઘણે ભાગે બંધબેસતો આવે છે.

**તે સબંધમાં કેટલાક અનુમાનોમાં દોષ**—અખાના જીવન સમયના નિર્ણયમાં તેની 'પ્રાપ્તિઅંગ'ની નીચેની પંક્તિઓનો ઉપયોગ શ્રી અંબાલાલ બુલાખીરામ જાનીએ પોતાના 'અખા ભક્ત અને તેની કવિતા'એ નિબંધમાં કર્યો છે; તથા સ્વામી સ્વયંજ્યોતિએ-અખાનો પરિચય એ નિબંધમાં કર્યો છેઃ—

"બાવનેથી બુધ્ય આઘી વટી, ભણ્યા ગણ્યાથી રહી ઉલટી."
("પ્રાપ્તિ અંગ." ૨૪૨)

શ્રી અંબાલાલ જાની લખે છે કેઃ—"અખા ભગતના જન્મ મરણ સંબંધી સાલ વગેરેની માહિતી મળતી નથી. પરંતુ ઉપર જે એક પંક્તિ "બાવનેથી" ઈત્યાદિ આપેલી છે તે જોતાં, તથા 'ત્યાર પછી ઉઘડી મુજવાણ' એ પંક્તિનો સંબંધ તેની સાથે ઘટાવતાં અનુમાન કરી શકાય છે કે કવિએ પોતાના પ્રયાસનો પ્રારંભ **બાવન વર્ષની** ઉંમરે કર્યો હોય. "અખે ગીતા" એ **અખા ભગતનો પ્રથમ ગ્રંથ** છે. તેમાં ૧૭૦૫ની સાલ આપેલી છે; તો તે ઉપરથી ૧૬૫૩ની સાલમાં અગર તે અરસામાં કવિ જન્મ્યા હોય એમ અનુમાની શકાય. વનમાં પેઠા પછી કવિતા કેમ કરી શકયા એવી શંકા થાય તો તેનું નિરાકરણ આ છે કેઃ—+ +"

આવાંજ ભાવનાં વાક્યો સ્વામી સ્વયંજ્યોતિ પણ લખે છે.

પરંતુ ઉપરનાં અવતરણો ઉપરથી જે બે અનુમાન તારવ્યાં છેઃ—(૧) અખાએ બાવન વર્ષની ઉંમરે પોતાના લખવાના પ્રયાસનો પ્રારંભ કર્યો, અને (૨) 'અખે ગીતા' એ અખા ભગતનો પ્રથમ ગ્રંથ છે—તે મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે યોગ્ય નથી. પ્રથમ અનુમાન—'બાવનથી બુધ્ય આઘી વટી, ભણ્યાગણ્યાથી રહી ઉલટી' એ પંક્તિમાં બાવન વડે બાવન વર્ષનો અર્થ જે કરવામાં આવે છે તેજ ભ્રમ છે. અખો "બાવન" શબ્દનો જે ઉલ્લેખ કરે છે તે બાવન વર્ષનો નહિ, પરંતુ ગુજરાતી લિપિના "બાવન" અક્ષરોને લગતો કહે છે, અને આ ઉલ્લેખ તે ઘણાં સ્થળે કરે છે. જુઓ નીચેની પંક્તિઓઃ—

(૧) "**બાવન**થી બુધ્ય આઘી વટી, ભણ્યા ગણ્યાથી રહી ઉલટી."
(પ્રાપ્તિ અંગ. ૨૪૨)

(૨) "**બાવન** બાહરો રે, હરિ નાવે વાણી માંહ્ય."
(અખાનું પદ ૧૯ મું)

(૩) રાખ્ય આશરો અક્ષરનો અખા, જે છે **બાવન**થી વળી બાર"
(અખાનું પદ ૩૭ મું)

(૪) બોલું **બાવન** માંહ્ય, જે બુધ્ય વિલાસ બુધ્યે ઠર્યો."
(સોરઠા ૧૧૧)

આ બધાં અવતરણોમાં અખો એમ કહેવા માગે છે કે હરિ તત્ત્વ અથવા પરમાત્મતત્ત્વ બાવન અક્ષરની શબ્દજાળથી પર છે. અને તે "બાવન અક્ષરથી બ્હાર" એટલે શબ્દબ્રહ્મથી તે વસ્તુ અથવા પરબ્રહ્મ ચઢીઆતું છે. મનુષ્યનાં જ્ઞાનનાં સાધનો, બુદ્ધિ તથા વાણી, તે ("બાવન બ્હાર"ના) તત્ત્વને સ્પર્શ કરી શકતાં નથી, માત્ર તેનો આશ્રય લેવામાં આવે છે. જેઓ તે "બાવન" અક્ષરની શબ્દજાળમાં ગુંચાઈ પંડિતો ગણાય છે તેવા "ભણ્યા ગણ્યાથી" તે બુદ્ધિ ઉલટી અથવા ઉંચી રહે છે. સારાંશ, શબ્દશાસ્ત્રમાં ગુંચાયેલા મનુષ્યો આ બાવન બ્હારના તત્ત્વને ઓળખી શકતા નથી.

બીજું અનુમાન કરવામાં આવે છે કે "અખેગીતા" તે અખાની પહેલી કૃતિ છે તે પણ અયોગ્ય છે. "અખેગીતા" એ છુટક પદોનો સંગ્રહ નથી. પરંતુ પ્રકરણ ગ્રંથ છે. તેમાં વૈષ્ણવ બ્રહ્મ-સંબંધ કરાવનાર શ્રીગોકુળનાથજીથી સંતોષ નહિ પામેલા અખાએ કાશી નિવાસ કરી રહેલા બ્રહ્માનંદ ગુરુનો સંબંધ થયા પછી પોતાના વિચારો જણાવ્યા છે. તે ગ્રંથના મંગલ વાકયમાં અખો શ્લેષછાયા વડે બ્રહ્માનંદ ગુરુનો ઉલ્લેખ કરે છે:—

"ચરણ ચિંતવીને સ્તુતિ કરૂં ચિદ્દશકિત બ્રહ્માનંદની."

આ બ્રહ્માનંદ ગુરુનો તેને સંબંધ ઉત્તર અવસ્થામાં થયો છે, પૂર્વાવસ્થામાં નહિ. બ્રહ્માનંદ ગુરુનો ઉલ્લેખ તે વારંવાર ઉત્તરાવસ્થાનાં કેટલાંક પદોમાં કહે છે. ઉદાહરણ તરીકેઃ—

(૧) સદ્દગુરુની સંગત કરીએ, મનક્રમ વચને તનમન ધરીએ.
**બ્રહ્માનંદ** નિજ સુખ અનુસરીએ તો, મોટો મહિમા ગુરુ દેવનોરે.
(અખાની વાણી. પૃ. ૨૮૬)

(૨) **બ્રહ્માનંદ** સાગરમાં ઝોલતાં, નવ જાણ્યું તે દિનને રાત.
(અખાની વાણી, પૃ. ૨૯૪)

(૩) **બ્રહ્માનંદ** સ્વામી અનુભવ્યોરે, જગ ભાસ્યો છે બ્રહ્માકારે.
(અખાની વાણી પૃ. ૨૯૬).

આ પ્રમાણે બાવન વર્ષે અખાએ પોતાની વાણી પ્રજા સમક્ષ ઉઘાડી, અથવા "અખેગીતા" તે પહેલોજ ગ્રંથ છે-એ અનુમાનો બાજુએ રાખી સંવત ૧૭૦૫ માં "અખેગીતા" લખાઇ અને તેની ઉંમરનાં છપ્પન વર્ષ ગયા પછી તે લખાઇ તે અનુમાન સ્વીકારવા યોગ્ય છે. અને તે અન્વયે અખાનો જન્મ સમય સંવત ૧૬૪૯ માં આવે એટલે ઇ.સ. ૧૫૯૩ અથવા ૧૬૦૦ ના અરસામાં આવે તેમ છે.

**અખાના ઉપર આવી પડતો વૈષ્ણવ ગુરુની અણઘટતી નિંદાનો આરોપ ખોટા પાઠની માન્યતા ઉપર બંધાયેલો**

છે અને તે આરોપ સત્ય પાઠથી દૂર થાય છે. અખાના જીવન સમય ઉપર આડકતરી રીતે પ્રકાશ નાખનારાં વાક્યો પૈકી "ગુરુ કર્યા મેં ગોકુલનાથ" (પ્રપંચ અંગ, ૧૬૭) એ વાક્ય વિચારવા યોગ્ય છે. આ આરંભના પાદ સાથેનાં ત્રણ પાદો લોકોક્તિની પરંપરામાં ભ્રષ્ટ થયા છે. અને તેથી કરીને અખાના ઉપર વૈષ્ણવ ધર્મનો તે નિંદક છે તેવો આક્ષેપ આવી પડયો છે. દિ. બા. શ્રી કૃષ્ણલાલ ઝવેરીના Milestones in Gujarati Literature vol I પૃ. ૬૧ માં આ છપ્પો નીચે પ્રમાણે છપાયો છેઃ—

ગુરુ કીધા મેં ગોકુળનાથ, ઘરડા બળદને ઘાલી નાથ;
ધન લેને ધોકો નવ હરે, એ ગુરુ કલ્યાણ શું કરે. (પૃ. ૧૬૯)

પ્રોફેસર ગજેન્દ્રશંકર પંડયા પોતાના તા. ૫-૧૨-૨૬ ના "પ્રાચીન ગુજરાતી સાહિત્યમાં વિશિષ્ટ અંગો" એ વિષય ઉપરના ભાષણમાં આ પાઠનો અનુવાદ કરે છે. વળી સસ્તા સાહિત્યની અખાની વાણીમાં આ પાઠને બદલે નીચે પ્રમાણે પાઠ છેઃ—

ગુરુ કર્યા મેં ગોકુળનાથ, ગુરુએ મુજને ઘાલી નાથ;
મનન મનાવી સદ્‌ગુરુ થયો, પણ વિચાર નગરાનો રહ્યો.

આ પાઠો કંઈ લેખી પ્રત ઉપરથી ઉદ્ધૃત થયા છે તે જણાતું નથી; પરંતુ મને લાગે છે કે પ્રથમ પાઠ તો લોકોક્તિને અનુસાર ઉતરી આવ્યો હશે, અને બીજો પાઠ કદાચ કોઈ લેખી પ્રતને આધારે હશે. પરંતુ ઇ.સ. ૧૮૫૨ ની સાલમાં છપાયેલા અને અમદાવાદની પુસ્તક વૃદ્ધિ કરનાર મંડળ તરફથી પ્રસિદ્ધ થયેલા અખાજીના છપ્પામાં પાઠ નીચે મુજબ છેઃ—

ગુરુ કર્યા મેં ગોકુલનાથ, નગુરા મનને ઘાલી નાથ;
**મન મનાવી સગુરુ થયો, પણ વિચાર નગુરાનો નગુરો રહ્યો.**

આ જૂનામાં જૂનો પાઠ સપ્રમાણ છે અને શુદ્ધ છે. પ્રકરણ વડે સમજાય છે કે લોક રૂઢિને વશ વર્તી તેણે શ્રીગોકુલનાથને ગુરુ કર્યા. અને પોતાના "નગુરા" ગુરુ વિનાના અને વગર નાથના બળદ જેવા

મનને નાથ ઘાલી તથા મનતું માત્ર સમાધાન કરી સગુરુ એટલે ગુરુવાળો થયો, પરંતુ તેનો વિચાર જે સ્વતંત્ર હતો તે "નગુરો" એટલે ગુરુ ભાવવાળો ન રહ્યો.

આ ત્રીજો પાઠ જે ખરો છે તેમાં ગોકુળનાથજી ગુરુની પ્રથમ પાઠમાં જે નિંદા છે તે નથી. તેમ બીજા પાઠમાં જે 'મન ન મનાવી સદ્‌ગુરુ થયો' એ અર્થહીન પાઠ ત્યજી દેવાય છે. આ ત્રીજા પાઠથી આપણે બે સત્ય મુદ્દા તારવી શકીએ છીએ:—

(૧) અખાએ બ્રહ્મસંબંધની વૈષ્ણવી દીક્ષા ગોકુળનાથજીની પાસે લીધી હતી; અને તે પણ ગોકુળમાં કારણ કે આ પંક્તિ પહેલાંની પંક્તિમાં લખે છે કે:—

"ઘણાં કૃત્ય કર્યાં મેં બાહ્ય, તો એ ન ભાગી મનની દાઝ,
દર્શન વેશ જોઈ બહુ રહ્યો. પછે ગુરુ કરવા ગોકુળ ગયો."

લોકો જયપુરમાં દીક્ષા લીધાનું જણાવે છે તે આ વાક્યથી ખોટું પડે છે. બ્રહ્મદીક્ષા તેણે ગોકુળમાં લીધી જણાય છે.

(૨) આ બ્રહ્મ સંબંધની વૈષ્ણવી દીક્ષા તેણે સ્વીકારી હતી પરંતુ તેના વિચારનું સ્વાતંત્ર્ય જેવુંને તેવુંજ રહ્યું, અને તે આગલી પંક્તિમાં લખે છે કે:—

"વિચાર કહે પામ્યો શું અખા, જન્મ જન્મનો ક્યાં છે સખા,
બહુ કાળ હું રોતો રહ્યો, આવી અચાનક હરી પ્રગટ થયો.
ત્રણ મહાપુરુષને ચોથો આપ, જેનો ન થાયે વેદે ઉથાપ.
અખે ઉર અન્તર લીધો જાણ, ત્યાર પછી ઉઘડી મુજ વાણ.
પરાત્પર બ્રહ્મ પરગટ થયા, ગુણ દોષો તે દીનના ગયા.
અચ્યુત આવ્યાનું એ એંધાણ, ચવ્યું ન આવે એ અખો અજાણ.
જે નરને આત્મા ગુરુ થશે, કહ્યું અખાનું તે પ્રીછશે."

આ પ્રમાણે પોતાના અંતર્યામી આત્મદેવને અચ્યુત ભગવાન્ રૂપે ઓળખી તે ગુણ દોષ વિનાનો થઈ તૃપ્ત થયો.

ઉપરથી પંક્તિઓમાં 'ગોકુળનાથ' અને 'ત્રણ મહાપુરુષ' એ વૈષ્ણવ સંપ્રદાયની ઐતિહાસિક વ્યક્તિઓ છે.

શ્રીમદ્ વલ્લભાચાર્ય—શુદ્ધાદ્વૈત સંપ્રદાયના 'આચાર્ય'શ્રીને (ઇ. સ. ૧૪૭૯–૧૫૩૧) વૈષ્ણવો 'મહાપ્રભુજી' નામથી વ્યવહરે છે. તેમના વડીલ પુત્રશ્રી ગોપીનાથનો દેહ વહેલો પડી ગયો હતો, અને બીજા પુત્ર શ્રી વિઠ્ઠલનાથજીને સાત પુત્રો હતા. શ્રી વિઠ્ઠલનાથજીનો જન્મ ઈ. સ. ૧૫૧૭માં અને દેહત્યાગ ૧૫૮૬ માં થયો હતો. અકબર બાદશાહે (ઇ. સ. ૧૫૫૫–૧૬૦૫) શ્રી વિઠ્ઠલેશ્વરને ગોકુલ તથા જતીપુરા ગામો સનંદથી આપ્યાં હતાં, અને શ્રી વિઠ્ઠલનાથજીને **વિપ્ર** અને **દીક્ષિત** સંજ્ઞા હતી. તેમને ગાયો ચરાવવાની ગોચરની છૂટ મોગલાઇથી મળ્યા પછી શ્રી વિઠ્ઠલનાથજીને **ગૌસ્વામી** અથવા શ્રી ગુસાંઈ સંજ્ઞા મળી હતી. આ શ્રી વિઠ્ઠલનાથજી તે વૈષ્ણવ સંપ્રદાયના બીજા મહાપુરુષ ગણાય છે. તેમને સાત પુત્રો હતા. તેમાં શ્રીગોકુલનાથજી ચોથા લાલજી ગણાય છે, તેમને ગોકુલેશની સેવા મળી હતી. એમને ત્રીજા મહા પુરુષ કહે છે. આ શ્રી ગોકુલનાથજીનો સમય શ્રી વિઠ્ઠલનાથજી પછીનો આવે. અને શ્રી-વિઠ્ઠલનાથજી ઇ. સ. ૧૫૮૬માં વિરમ્યા હતા, એટલે નિદાન પચાસ વર્ષ પછી એટલે ઈ. સ. ૧૬૩૬ના અરસામાં શ્રી ગોકુલનાથજી પ્રૌઢ ઉમરના હોઈ અખાને બ્રહ્મ સંબંધ આપી શકે તેવા હોઈ શકે. ટુંકા-માં શ્રી ગોકુલનાથજી, જે વૈષ્ણવ સંપ્રદાયના ત્રીજા મહા પુરુષ, (વલ્લ· ભાચાર્ય—મહા પ્રભુજી; વિઠ્ઠલનાથ—શ્રી ગુસાંઇજી, અને ગોકુલનાથ) ઉપરાંત પોતાના અંતર્યામી આત્મગુરુને અખાએ પોતાના ઉદ્ધારમાં નિમિત્ત માન્યા છે.

શ્રી ગોકુલનાથજીનો આ સંબંધ પણ અખાના સમયને ૧૬૧૫–૧૬૭૫ને આડકતરી રીતે ટેકો આપે છે. મને લાગે છે કે અખાએ પૂર્વાવસ્થામાં શ્રી ગુસાંઇજીનો વૈભવ પણ પ્રત્યક્ષ જોયો જણાય છે,

એમ તેની સંત પ્રિયાના ૫૦ તથા ૫૯મા આંકની કડીઓથી સ્પષ્ટ સમજાય છે.

"માયા કે રંગ દેખી જ્યું મનોહર, માનત હે જગદીશ ગુસાંઈ;
સીખી સુની ગ્રલ મારે ગુસાંઇ, જ્યું જોગ પવન કુંભ ખાલી સો ગાજે,'

**અખો કવિ પ્રેમાનંદનો સમકાલીન હોઇ શકવા સંભવ છે.** અખાના જીવન સમય ઉપર આડકતરી રીતે પ્રકાશ નાખનારૂં બીજું સાધન તેના શ્લેષ છાયાવાળા છપ્પા છે; જેમાં તે પ્રેમાનંદનો ઉલ્લેખ કરતો હોય એમ મને જણાય છે, છપ્પાના ફુટકળ અંગમાં નીચેના છપ્પા આવે છે:—

"તૃણ તરુવરને અગ્નિનો ભય, આકાશ દાઝયું તે કોઇ નવ કહેય.
એમ અલ્પ આનંદ સદા અળપાય, અખા **પ્રેમાનંદ**નો પ્રલય ન થાય.
પ્રેમાનંદની ભક્તિ આકરી, વસમી વાટ મહા ખરેખરી. ૭૨૬
કામ રહિત તે કામનો વેશ, તેનો જ્ઞાની પંડિતને ન લાધે દેશ.
પ્રેમાનંદી જ્યાં ગાયને વાય, અલ્પાનંદીને અટપટું જણાય. ૭૨૭
અલ્પાનંદી પોતાને પ્રેમાનંદી ભણે, જેમ વાંઝણી પુત્ર ખોળામાં ગણે.
વાંઝણી પુત્ર શોભા અભિમાન, પણ ઉદરમાં નથી ઉપન્યું ગણે સંતાન,
એમ અલ્પાનંદી પોતાને ગણે ભલ, અખા પ્રેમાનંદ નથી ઉપન્યો પલ. ૭૨૮.

એમ ગાય વજાડે ગુણીજન ઘણા, રંગે રૂપાળા નહિ કંઇ મણા,
કંઠે સૂર તાળીને તાન, ગમે ગધર્વને પાતરનું ગાન,
પણ અખા એ તો કસબણ કહેવાય, પતિવ્રતા પૂર્વે તેમ ગાય. ૭૨૯

કવિ પ્રેમાનંદનો જીવનકાળ સંવત ૧૬૯૨–૧૭૯૦ (ઇ. સ. ૧૬૩૫–૧૭૩૪)નો લગભગ નિર્ણીત થયો છે. તેની પહેલી કૃતિ "સ્વર્ગનિસરણી" અને બીજું વાવ્ય "લક્ષ્મણાહરણ" છે. આ બીજું કાવ્ય રચ્યા સાલ ૧૭૨૦ની છે. (જુઓ પૃ. ૨૩ "પ્રેમાનંદ" સયાજી સાહિત્યમાળા.) આ ઉપરથી તેની પહેલી કૃતિ કદાચ સંવત્ ૧૭૧૫

અરસામાં થઇ હોય તે સંભવિત છે. તે પહેલાં કવિ પ્રેમાનંદે માણ ભટિયા ટોળી સ્થાપી હતી. તે ટોળીમાં લગભગ ૧૦૦ માણસો હતાં. તેમાં બાવન મુખ્ય હતા. કવિ વલ્લભ કહે છે:—

"છે [૯]નવદ્દારા અને ભાઇ [૪]ચારજ, રત્ન ભલા [૨]દ્ધયશિ કહાવે.
છે [૧૨]ભવ રાશ, અને [૧૨]બાઈબારજ રત્ન મળ્યાં કઇ વિશ્વ વહાવે.
છે વીર [૫]પંચજ બી ગણીયે [૩]ત્રય, નંદ [૪]ચતુરનું નામ સુહાવે,
છે [૧]વીર વલ્લભ શે ગણીએ ગણુ, એકજ એમનું નામ કહાવે.

ઉપર પ્રમાણે બાવનની ટોળી હતી. આ ટોળી પોતાને "પ્રેમાનંદી" ગણી ગુજરાતમાં ફરતી હતી. કવિ પ્રેમાનંદના નામથી તેઓ વેશ ભજવતા હતા, અને ભક્તિની હીમાયત અને મહિમા પ્રજામાં વધારતા હતા. આ વેશધારી ટોળી જોઈ કવિ પ્રેમાનંદની સાચી "આકરી ભક્તિ" વિનાના આ "અલ્પાનંદી" અનુયાયીઓ પોતાને પ્રેમાનંદ પ્રગટયો છે એમ માની લે છે. જેમ વાંઝણી પુત્ર પોતાના ખોળામાં ગણે તેમ તેઓ પ્રેમાનંદ ખોળામાં છે એમ ગણે છે. અને આ ટોળી વેશધારી ગંધર્વ અને પાતરો જેવા છે, એવા કટાક્ષ ઉપરના અખાના છપ્પામાં શ્લેષ છાયા વડે તરવરે છે. આ છપ્પામાં કવિ પ્રેમાનંદ પ્રતિ અખાની સાનવૃત્તિ જણાય છે, પણ ટોળીના માણસો પ્રતિ ઉપહાસ વૃત્તિ જણાય છે.

સંવત ૧૭૦૫માં અખાએ "અખેગીતા" પૂરી કરી અને તે તેની પ્રૌઢ વયની કૃતિ છે. તો તેનો જન્મ સમય લગભગ ૫૩ વર્ષ બાદ કરતાં નિદાન સંવત ૧૬૫૨ના અરસામાં આવે. પ્રેમાનંદની ટોળી સંવત્ ૧૭૧૦ સુધીમાં અખાએ ફરતી જોઇ હોય તો તે સમયે અખાની ઉપર નિદાન ૫૮ વર્ષની હોઇ શકે, અને કવિ પ્રેમાનંદ તે સમયે ઉછળતી કીર્તિવાળા યુવાન હોઇ શકે..

કવિ કાલિદાસની મેઘદૂતના **दिङ्नागानां पथि विचरतां क्षिप्तहस्तावलेपान्**—એ પંક્તિ ઉપર ટીકાકાર મલ્લિનાથ બૌદ્ધ

દિઙ્નાગાચાર્યનો કવિ કાલિદાસ ઉલ્લેખ કરે છે એવું શ્લેષ છાયા વડે જણાવે છે. તેવી આ મારી કલ્પના પ્રથમ દર્શને જણાશે. પરંતુ ઐતિહાસિક સત્ય બીજાં પ્રમાણોથી સાબિત થઇ શકે તો તે કલ્પના નિરાલંબ નથી એમ સહજ સમજાશે.

આ સંભાવના સંબંધમાં મારે કહેવું જોઇએ કે અખાના છપ્પાની જૂનામાં જૂની લેખ પ્રત મળી શકી નથી. ઈ. સ. ૧૮૫૨ ની સાલમાં અમદાવાદ પુસ્તક વૃદ્ધિ કરનાર મંડળી તરફથી પ્રસિદ્ધ થયેલા છપ્પામાં ફુટકળ અંગ સસ્તા સાહિત્યની પ્રતમાં ૬૬૨મો છપ્પો છે, ત્યાં સુધી આવી અટકે છે, અને ઉપરના છપ્પા ત્યાર પછીના જણાય છે. પ્રક્ષિપ્તભાગ હોય તો ઉપરનું અનુમાન નિરાધાર સમજાય.

## અખાના સંસારી જીવનના પરિવર્તનનાં નિમિત્તો.

અખાના સંસારી જીવનનું પરિવર્તન કરનારા બે પ્રસંગો થયા હતાઃ—

(૧) જહાંગીર બાદશાહે સ્થાપેલી ટંકશાળમાં તે કામ કરતો હતો તેના ઉપર ચોખ્ખી ચાંદીમાં હલકી ધાતુ ભેળવ્યાનો આરોપ આવ્યો હતો, તેમાં તે નિર્દોષ ઠર્યો હતો, અને કાચા બંધનમાંથી છૂટયો હતો. આ પ્રસંગથી તેનું મન વિરક્ત બન્યું હતું.

(૨) બીજો પ્રસંગ પડોશમાં ધર્મબ્હેન તરીકે માનેલી એક બાઈને તેણે કંઠી સોનાની ઘડી આપી. મૂળ સોનું રૂા. ૩૦૦)નું હશે. તેણે પોતાના પદરનું રૂા. ૧૦૦)ના આશરાનું સોનું ઉમેરી રૂા. ૪૦૦)ની કીંમતની કરી આપી. સોની સગી બેનનું પણ ન છોડે—એવી માન્યતાને વશ થઈ તે બાઇને અણવિશ્વાસ આવવાથી, ભેળસેળથી વજન વધારી આપ્યું હશે એમ સમજી કંઠી તોડી સોનાનો કસ કઢાવ્યો, અને તેની ખાત્રી થઈ કે દાગીનો રૂા. ૩૦૦) ની કીંમતનો છે. તે કંઠી સંધાવવા ફરી અખા પાસે આવી, અને કંઠી શી રીતે તુટી તે બાબતની ચોકશી કરતાં તે બાઇએ સાચી હકીકત કહી દીધી. આ પ્રસંગથી તેનું મન સંસારથી ઘણું ખાટું થઇ ગયું.

આ બે વિરાગના પ્રસંગોની ઉંડી અસરને લીધે તે જમાનાના સાધુઓના ફરતા ઝુંડમાં તે તીર્થયાત્રાએ નીકળી પડયો. તે જમાનામાં હિંદુસ્તાનમાં સાધુ સંતોનાં ઝુંડો ભજન કીર્તિન કરતાં તીર્થ યાત્રાએ ફરવાવાળાં બહુ હતાં. તીર્થ યાત્રાના ઉદ્દેશનો પ્રસિદ્ધ શ્લોક તેણે પોતાના જીવનના ધ્યેયમાં ઉતાર્યો જણાય છે.

मार्गे मार्गे निर्मलं साधुवृंदम्
वृंदे वृंदे तत्वचिंतानुवादः ।
वादे वादे जायते तत्वबोधः
बोधे बोधे सच्चिदानंदभासः ॥

**પ્રાચીન ભાગવત સંપ્રદાય અને શ્રીમદ્ વલ્લભાચાર્યના શુદ્ધાદ્વૈત સંપ્રદાયમાં ભેદ.**

આ પ્રવાસમાં તે સમયમાં નિદાન સો વર્ષથી સ્થપાયેલા શ્રી વલ્લભાચાર્યજીના શુદ્ધાદ્વૈત મતને સામાન્ય જનોમાં સારો પ્રવેશ થઇ ચૂકયો હતો. તે ભક્તિ સંપ્રદાય જૂના પાંચરાત્ર સિદ્ધાન્તના ભાગવત સંપ્રદાય કરતાં જૂદા પ્રકારનો હતો. પાશુપત સંપ્રદાય તો પશ્ચિમમાં સર્વાંશ લોપ થઇ ગયો હતો. મુસલમાની રાજ્યમાં હિંદુઓના શુદ્ધ આચાર ધર્મને સ્થાને મૂર્તિપૂજા અને આચાર્યના શરીરમાં–શ્રીકૃષ્ણની, સર્વભાવોના સ્થાપનપૂર્વક, ભક્તિ કરવાની પ્રથા સ્થાપન થઇ ગઇ હતી. તેમાં પાર્થસારથિ શ્રીકૃષ્ણની પૌરુષ ભાવનાને બદલે ગોપી વલ્લભ શ્રીકૃષ્ણની લલિત ભાવના પ્રવેશ પામી હતી.

**લોકસમાજ વૈષ્ણવોના ભક્તિ પ્રધાન ધર્મમાં રચી રહ્યો હતો; અને સ્માર્તોનો જ્ઞાનપ્રધાન ધર્મ સંકુચિત થયો હતો.**

જૂનો શાંકર વેદાન્તનો સ્માર્ત સંપ્રદાય જેમાં ભક્તિ ગૌણ અને જ્ઞાન મુખ્ય તેનો પ્રચાર માત્ર વિદ્વાન શિષ્ટ સંન્યાસીઓમાં અથવા અવધૂત યોગીઓમાં હતો, પરંતુ જમાનાનો વેગ

વિચારને બદલે આચારમાં વધારે વળ્યો હતો. મુસલમાનોનો જેટલો મૂર્તિનો વિધ્વંસક વેગ પાછલાં પાંચ છ સૈકામાં થયો તેના પ્રત્યાઘાત તરીકે નવાં મંદિરોમાં, અને આચાર્યાદિનાં શરીરોમાં મૂર્તિપૂજાનો આગ્રહ હિંદુપ્રજામાં તેટલોજ ઘર ઘાલી બેઠો હતો. તેથી અમૂર્ત બ્રહ્મના તાત્ત્વિક વિચાર કરનાર સાધુ સંન્યાસીઓ ઘણે ભાગે તીર્થયાત્રાના સ્થળોમાં અને કાશીઆદિ પ્રાચીન વિદ્યાનાં પ્રતિષ્ઠા પામેલાં સ્થાનોમાં રહેતા હતા. આ આચારને ગૌણ માનનાર અને વિચારને પ્રાધાન્ય આપનાર સંન્યાસીઓ વેદાન્તશાસ્ત્રના ગ્રંથોનું મનન કરાવવાનો નિયમ પાળતા હતા. શ્રોતાનો વર્ગ શ્રવણનો લાભ લેછે કે કેમ તે બાબતનો નિર્ણય કરવાની ગરજ ભાગ્યે જ સંન્યાસી રાખતા. કોઇ વિલક્ષણ તત્ત્વજ્ઞાનના રસિક અને વિવેક વૈરાગ્યાદિ સાધનવાળા આ શ્રવણના નિયમિત સેવન વડે મૂળ સંસ્કૃત ભાષાના ગ્રંથોનાં રહસ્ય લોકભાષામાં સમજી લેતા. આવો પ્રસંગ અખાને મણિ કર્ણિકાના ઘાટ ઉપર એક નાનો મઠમાં થોડા શ્રોતાઓને અત્યન્ત નિસ્પૃહતાથી શ્રવણ કરાવતા બ્રહ્માનંદ સ્વામીથી મળ્યો.

**બ્રહ્માનંદ સ્વામીનો સંબંધ–અખાની શ્રવણ નિષ્ઠા.** જાતે સોની હોવાથી મઠની દીવાલ બહાર કથાશ્રવણ નિયમિત બારે માસ પર્યન્ત તેણે કર્યું. એક પ્રસંગે નાનું શ્રોતામંડળ ઝોકાં ખાતું હતું, ત્યારે શ્રવણમાં હોંકારો ભણનાર માત્ર અખોજ જણાયો. તેણે શ્રવણના મુદ્દાઓનો અનુવાદ કર્યો, અને ગુરુએ તેના ઉપર અનુગ્રહ કર્યો. આ બ્રહ્માનંદની જ્ઞાન દીક્ષા લીધા પછી અખાની રહેણી કરણી બદલાઇ ગયાં, અને તેનામાં વિદ્યાનું નવચેતન આવ્યું. આ હૃદયપલટાનો ઉલ્લેખ અખો નીચેના પદમાં કરે છેઃ—

"આનંદ વાધ્યોને રંગ ઉલટયોરે, પ્રકટયા છે કંઇ પૂરણ બ્રહ્મરે
સદ્દગુરુને ચરણે આવતાંરેઃ

તિમિર હતાં તે સારાં ટળી ગયાંરે, ઉદીઓ છે કાંઈ જ્ઞાન કેરો ભાણરે.
અખંડ સ્વરૂપે હરિને ઓળખ્યારે, સરીઆં મારાં સઘળાં કામને કાજરે;
જેને માગ્યું તે ગુરુએ આપીયુંરે, પૂરી મારા મનડાની આશ રે,
અખાની ઉપર દયા ઉપનીરે, રાખ્યાં હરિએ ચરણની પાસ રે."

આ ગુરુ અનુગ્રહ પછી અખો કહે છે કે:—

"અખે ઉર અંતર લીધો જાણ, ત્યાર પછી મુજ ઉઘડી વાણ."

શુદ્ધ બ્રહ્માત્મજ્ઞાનની "સૂઝ" અથવા સમજણ ઉઘડયા પછી તેણે પોતાના સંસારી લૌકિક અનુભવના બળે, ભાષાનું તેનું જ્ઞાન અત્યન્ત મર્યાદિત છતાં તેના ભીતરના વિચારોને તેણે બળવાન વેગથી માર્મિક વાણીમાં પ્રકટ કર્યા છે. તેની વાણીમાં અલંકાર શાસ્ત્રની શોભા નથી, પરંતુ અર્થચૈતન્ય ઘણું વેગવાળું છે.

**બ્રહ્માનંદ સ્વામી અને તેના ચાર બ્રાહ્મણેતર શિષ્યો.** બ્રહ્માનંદ ગુરુ સંબંધમાં વિશેષ માહિતી મળી શકતી નથી. સંન્યાસીઓમાં એક નામવાળી ઘણી વ્યકિતઓ સમકાળે પણ હોય છે. તેથી ગૌડ બ્રહ્માનંદીના કર્તા બ્રહ્માનંદ અને અખાના ગુરુ બ્રહ્માનંદ એકજ કે ભિન્ન વ્યકિત તેનો નિર્ણય થઇ શકે તેમ નથી; કારણ કે મધુસૂદન સરસ્વતી (ઇ.સ. ૧૬૦૦) ના ગ્રંથ ઉપર બ્રહ્માનંદે ટીકા લખી છે, અને તે અખાના જીવનકાળમાં હોઈ પણ શકે.

અખાના ગુરુ બ્રહ્માનંદ સ્વામી ઘણે ભાગે પંડિતોના ગુરુ થવા કરતાં ભોળા અને શુદ્ધ હૃદયના બ્રાહ્મણ જાતિમાં નહિ જન્મેલા અધિકારી જનોને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ આપી કૃતાર્થ કરનારા હતા. આ બ્રહ્માનંદને આવા ચાર શિષ્યો હતા:—

બ્રહ્માનંદજી

| | | | |
|---|---|---|---|
| બુટાજી | ગોપાળ | અખાજી | નરહરદાસજી |

"સંતોની વાણી"ના સંગ્રહકાર અને પ્રકાશક ભગવાનજી મહા-

રાજ, જેમના અખાજી સાતમી પેઢીના ગુરુ થાય, તેઓ એક સાખી સંતોમાં પ્રચલિત જણાવે છેઃ—

"અખાએ કર્યો ડખો, ગોપાળે કરી ધેંસ;
બૂટે કર્યો કૂટો; નરહરને કહે શીરાવા બેશ."

ગોપાળદાસ નામના એક કવિએ ગોપાળગીતા લખી છે. આ કવિ મૂળ સુરતનો વતની હતો, અને તેણે ઇ.સ. ૧૬૫૦ માં અમદાવાદમાં "ગોપાળ ગીતા" લખ્યાનો ઉલ્લેખ મળી આવે છે. આ કવિ કદાચ આ સાખીમાં જણાવેલો ગોપાળ હોઈ શકે. તેવીજ રીતે બૂટીઆ ભગતનાં પદો પણ છૂટક મળી આવે છે. નરહરિદાસ સંબંધી ચોક્કસ માહિતી નથી. પરંતુ એક નરહરિદાસે સંવત ૧૬૭૭ અથવા ઇ.સ. ૧૬૨૧ માં ગુજરાતીમાં એક ભગવદ્‌ગીતાનું પદ્યમાં સુંદર ભાષાન્તર કર્યું છે. આ નરહરિ ગ્રંથની અવધિએઃ—

"શ્રીગુરુ બ્રહ્મ ચૈતન્ય પ્રસાદ, ગાયો નરહરિએ એ સંવાદ" એ પ્રકારે ગુરુ અને બ્રહ્મનો અભેદભાવે ઉલ્લેખ કરે છે. તે બ્રહ્માનંદ ગુરુના શિષ્ય હોઇ શકે. પરંતુ બ્રહ્માનંદ એવો સ્પષ્ટ નામ નિર્દેશ જણાતો નથી. તેથી ચોક્કસ અનુમાન નીકળી શકતું નથી. નરહરિદાસના નામે "નરહરિગીતા" ઉપરાંત "વસિષ્ઠસાર" (સં. ૧૬૭૪) "ભક્ત મંજરી" અને "ઉદ્ધવ ગોપી સંવાદ" નામના ગ્રંથો ચાલે છે. વડોદરા રાજ્યમાં તેની લેખી પ્રતો છે એમ મને સમાચાર મળ્યા છે.

અખાજીના ભકતોની સંપ્રદાય પરંપરા ચાલતી જણાય છે. ૧ બ્રહ્માનંદ ૨ અખો–૩ લાલદાસ–૪ હરિકૃષ્ણ–૫ જીતા મુનિ નારાયણ–૬ કલ્યાણદાસ–૭ સ્વામી પૂર્ણાનંદ–૮ દયાનંદ–૯ ભગવાનજી મહારાજ.

**જુઓ "સંતોની વાણી" અક્ષય વૃક્ષ** તા. ૧૨–૧૦–૨૦ ભગવાનજી મહારાજ જણાવે છે કે અખાજીની જેટલી વાણી પ્રસિદ્ધ થઈ છે તેટલીજ બીજી અપ્રસિદ્ધ વાણી તેમના કહાનવાના બંગલામાં છે. આ અપ્રસિદ્ધ વાણીનું સૂચિપત્ર પણ જો પ્રસિદ્ધ કરવામાં આવે તો પણ અખાના સાહિત્ય ઉપર ઘણો સારો પ્રકાશ પડે.

---

# અખાનું અક્ષરાક્ષર જીવન.

---

## તેની કૃતિઓ.

અખાની કૃતિઓ (૧) હિંદી ભાષામાં અને (૨) ગુજરાતી ભાષામાં રચાયલી છે. તે જમાનામાં હિંદી ભાષાનો મહિમા વધારે હોવાથી અખાએ પ્રથમ પ્રયત્ન તે ભાષામાં કર્યો જણાય છે. હિંદી ભાષાની કૃતિઓઃ—(૧)' સંતપ્રિયા', અને (૨) 'બ્રહ્મલીલા.' ગુજરાતી ભાષા ગ્રંથો નીચે પ્રમાણે ઉપલબ્ધ થયા છે.

(૧) પંચીકરણ
(૨) ચિત્ત વિચાર સંવાદ
(૩) ગુરુ શિષ્ય સંવાદ
(૪) અનુભવ બિંદુ
(૫) અખે ગીતા
(૬) કૈવલ્ય ગીતા
(૭) છપ્પા
(૮) છુટક પદો
(૯) સોરઠા અથવા દુહા અથવા પરજીઆ.

દિ. બ. શ્રી કૃષ્ણલાલ ઝવેરી "પરમ પદ પ્રાપ્તિ" અને "પંચદશી તાત્પર્ય" અખાની કૃતિઓમાં ગણાવે છે, પરંતુ તે ગ્રન્થો મારા જોવામાં અદ્યાપિ આવ્યા નથી.

વેદાંત શાસ્ત્રના પ્રકરણના ગ્રન્થોમાં "પ્રકરણ" શબ્દ એ પારિભાષિક છે; તેની વ્યાખ્યા નીચે મુજબ છે.

**शास्त्रैकदेशसंबद्धं शास्त्रकार्यान्तरे स्थितम् ।**
**आहुः प्रकरणं नाम शास्त्रवेदविपश्चितः**

શાસ્ત્રના કોઇ એક દેશ સાથે સંબંધ ધરાવતો તથા શાસ્ત્રનું અમુક પ્રયોજન સિદ્ધ કરવામાં રોકાયેલો જે નાનો ગ્રન્થ તેને શાસ્ત્ર

તથા વેદને જાણનારા **પ્રકરણ** કહે છે. અખો પોતેજ "સંતપ્રિયા"ને પ્રકરણ સંજ્ઞા સ્પષ્ટ આપે છે.

"સર્વાંગી પ્રકરણ કહ્યા, કવિત ચોરાશી ચોજ.
વીશ કહ્યા મુખ્ય દોહરા, કોઇ જ્ઞાની દેખી ખોજ.
(સંતપ્રિયા ૧૦૬)

અખાના છપ્પા, પદો, સોરઠા વગેરે પ્રકરણરૂપ ગ્રંથો નથી, પરંતુ એક એક ભાવને પ્રકટ કરનારાં નાનાં કાવ્યો છે. અખાએ વેદાન્ત શાસ્ત્રનું બ્રહ્માનંદ ગુરુ પાસે જે શ્રવણ કર્યું તેનું તેણે પાકું મનન કર્યું જણાય છે, અને તેના પરિણામમાં જે નિદિધ્યાસન તેનું અનુભવ ફળ તેણે પોતાની વાણીમાં પ્રકટ કરવાનો ભારે પ્રયત્ન કર્યો જણાય છે.

આ પુસ્તકમાં ચાર કૃતિઓનું સંસ્કરણ કર્યું છે.—

૧. અખે ગીતા
૨. પંચીકરણ
૩. ગુરુ શિષ્ય સંવાદ
૪. અનુભવબિંદુ

## અખે ગીતા.

અખે ગીતાની રચના ૪૦ કડવા અને દશ પદવાળી જણાય છે. અખો પોતે,

"બારે ઊણાં પાંચસે છે, અખે ગીતાનાં ચરણ.
ચરણે ચરણે આત્મવિદ્યા, અશરણ કેરૂં શરણ."

એમ કહી ૫૦૦ બાદ ૧૨=૪૮૮ કડીઓનો ગ્રન્થ જણાવે છે, તેની ધારેલી રચના પ્રમાણે.

| | | | | |
|---|---|---|---|---|
| ૪૦ કડવા | × | ૧૧ ચરણો | = | ૪૪૦ |
| ૧૦ પદ | × | ૪ | = | ૪૦ |
| પદ છેલ્લું ૧૧ મું | × | ૮ | = | ૮ |
| | | | | ૪૮૮ |

# અખાનું અક્ષરાક્ષર જીવન.

---

## તેની કૃતિઓ.

અખાની કૃતિઓ (૧) હિંદી ભાષામાં અને (૨) ગુજરાતી ભાષામાં રચાયલી છે. તે જમાનામાં હિંદી ભાષાનો મહિમા વધારે હોવાથી અખાએ પ્રથમ પ્રયત્ન તે ભાષામાં કર્યો જણાય છે. હિંદી ભાષાની કૃતિઓઃ—(૧)' સંતપ્રિયા', અને (૨) 'બ્રહ્મલીલા.' ગુજરાતી ભાષા ગ્રંથો નીચે પ્રમાણે ઉપલબ્ધ થયા છે.

(૧) પંચીકરણ
{(૨) ચિત્ત વિચાર સંવાદ
{(૩) ગુરુ શિષ્ય સંવાદ
(૪) અનુભવ બિંદુ
{(૫) અખે ગીતા
{(૬) કૈવલ્ય ગીતા
(૭) છપ્પા
(૮) છુટક પદો
(૯) સોરઠા અથવા દુહા અથવા પરજીઆ.

દિ. બ. શ્રી કૃષ્ણલાલ ઝવેરી "પરમ પદ પ્રાપ્તિ" અને "પંચદશી તાત્પર્ય" અખાની કૃતિઓમાં ગણાવે છે, પરંતુ તે ગ્રન્થો મારા જોવામાં અદ્યાપિ આવ્યા નથી.

વેદાંત શાસ્ત્રના પ્રકરણના ગ્રન્થોમાં "પ્રકરણ" શબ્દ એ પારિભાષિક છે; તેની વ્યાખ્યા નીચે મુજબ છે.

**शास्त्रैकदेशसंबद्धं शास्त्रकार्यान्तरे स्थितम् ।**
**आहुः प्रकरणं नाम शास्त्रवेदविपश्चितः**

શાસ્ત્રના કોઇ એક દેશ સાથે સંબંધ ધરાવતો તથા શાસ્ત્રનું અમુક પ્રયોજન સિદ્ધ કરવામાં રોકાયેલો જે નાનો ગ્રન્થ તેને શાસ્ત્ર

તથા વેદને જાણનારા **પ્રકરણ** કહે છે. અખો પોતેજ "સંતપ્રિયા"ને પ્રકરણ સંજ્ઞા સ્પષ્ટ આપે છે.

"સર્વાંગી પ્રકરણ કહ્યો, કવિત ચોરાશી ચોજ.
વીશ કહ્યા મૂખ્ય દોહરા, કોઇ જ્ઞાની દેખી ખોજ.
(સંતપ્રિયા ૧૦૬)

અખાના છપ્પા, પદો, સોરઠા વગેરે પ્રકરણરૂપ ગ્રંથો નથી, પરંતુ એક એક ભાવને પ્રકટ કરનારાં નાનાં કાવ્યો છે. અખાએ વેદાન્ત શાસ્ત્રનું બ્રહ્માનંદ ગુરુ પાસે જે શ્રવણ કર્યું તેનું તેણે પાકું મનન કર્યું જણાય છે, અને તેના પરિણામમાં જે નિદિધ્યાસન તેનું અનુભવ ફળ તેણે પોતાની વાણીમાં પ્રકટ કરવાનો ભારે પ્રયત્ન કર્યો જણાય છે.

આ પુસ્તકમાં ચાર કૃતિઓનું સંસ્કરણ કર્યું છે.—

૧. અખે ગીતા
૨. પંચીકરણ
૩. ગુરુ શિષ્ય સંવાદ
૪. અનુભવબિંદુ

## અખે ગીતા.

અખે ગીતાની રચના ૪૦ કડવા અને દશ પદવાળી જણાય છે. અખો પોતે,

"બારે ઉણાં પાંચસે છે, અખે ગીતાનાં ચરણ.
ચરણે ચરણે આત્મવિદ્યા, અશરણ કેરૂં શરણ."

એમ કહી ૫૦૦ બાદ ૧૨=૪૮૮ કડીઓનો ગ્રન્થ જણાવે છે, તેની ધારેલી રચના પ્રમાણે.

| | | | | |
|---|---|---|---|---|
| ૪૦ કડવા | × | ૧૧ ચરણો | = | ૪૪૦ |
| ૧૦ પદ | × | ૪ | = | ૪૦ |
| પદ છેલ્લું ૧૧ મું | × | ૮ | = | ૮ |
| | | | | ૪૮૮ |

આ પ્રમાણે ચરણોની ગણના થવી જોઈએ. પ્રસિદ્ધ પાઠ પ્રમાણેઃ—

૩૯ કડવાં × (૧૦+૧) = ૪૨૯ ચરણો.
૧ કડવું × (૧૧+૧) = ૧૨
ચાલીસમું
૧૦ પદ = ૪૫
(૪+૪+૫+૪+૩+૫+૪+૪+૪+૮)

૪૮૬

એ ચરણોનો તફાવત પડે છે. સસ્તા સાહિત્યની બીજી આવૃત્તિનાં પદો "અખેગીતા"થી છૂટાં પાડી પદોના સંગ્રહમાં લીધાં છે, તે યોગ્ય થયું નથી. આથી મૂલ ગ્રંથનું રૂપ બગડે છે, અને પ્રકરણનું તાત્પર્ય નક્કી કરવામાં અડચણ આવે છે. પ્રથમાવૃત્તિનો પાઠ અભ્યાસકે ઉપયોગમાં લેવો ઘટે છે. આ દસ પદો સસ્તા સાહિત્યકારે બીજી આવૃત્તિમાં પદના સમૂહમાં "શીરૂઆતમાં" આપ્યાં છે." એમ લખે છે. (ફુટનોટ પૃ. ૪૨). પરંતુ આ ઉલ્લેખ ભૂલ ભરેલો છે. ખરી રીતે અખાની "અખેગીતા"માં અન્તર્ગત થયેલાં પદો નીચેના અનુક્રમે પદોના સમૂહમાં છેઃ—

| "અખેગીતા"નું પહેલું પદ | સમૂહમાં |
|---|---|
| ૧ ... ... ... ... ... ... | ૭૫ |
| ૨ ... ... ... ... ... ... | ૭૬ |
| ૩ ... ... ... ... ... ... | ૭૭ |
| ૪ ... ... ... ... ... ... | ૧૦૧ |
| ૫ ... ... ... ... ... ... | ૧૧૨ |
| ૬ ... ... ... ... ... ... | ૮૯ |
| ૭ ... ... ... ... ... ... | ૧૦૨ |
| ૮ ... ... ... ... ... ... | ૫૫ |
| ૯ ... ... ... ... ... ... | ૧૦૩ |
| ૧૦ ... ... ... ... ... ... | ૧૪૬ |

# અખાનું અક્ષર જીવન

## (તેનું તત્ત્વચિંતન)

અખાના તત્ત્વજ્ઞાનની સમાલોચના હવે કરવી શેષ રહે છે. અખો પોતાને કવિ ગણતો નથી. પરંતુ જ્ઞાની ગણે છે. છપ્પાના કવિ અંગમાં અખો પોતેજ કહે છે કેઃ—

"જ્ઞાનીની કવિતા ન ગણીશ, કિરણ સૂર્યનાં કેમ વરણીશ,
શબ્દ તણો છેડો કેમ થાય, આકાશને કેમ તોળ્યું જાય.
એવું વચન અલિંગી તણું, અખા નહિ કોઈ પર આપણું."

આ દશ્ય જગતની પારના તત્ત્વને ચાર વર્ગના પુરુષો સ્પર્શ કરી શકે છેઃ—(૧) કવિજન, (૨) કલાવિદ્, (૩) સાધુ અથવા ભક્તજન, (૪) તત્ત્વજ્ઞ. જગતની પીઠમાં રહેલા અભૌતિક ભાવને **કવિજન** પ્રતિભા વડે જોઇ શકે છે, અને તે શબ્દદ્વારથી સુંદર રૂપે તે ભાવસૃષ્ટિને ઉત્પન્ન કરી સહૃદય જનને સમજાવી શકે છે. **કલાવિદો** લલિતકલાદ્વારા મૂર્તરૂપમાં અમૂર્તરૂપ ઓળખાવી શકે છે. **સાધુજનો** હૃદયની અત્યંત શુદ્ધિ વડે અને વીતરાગ ચિત્તવડે સર્વ પ્રાણીઓના હૃદયના અંતર્યામી સ્વરૂપ સાથે સ્પર્શ કરી શકે છે. **તત્ત્વજ્ઞ** અથવા જ્ઞાની પુરુષ, શુદ્ધ વિવેકવાળી પ્રજ્ઞાના બળ વડે જેવું છે તેવું અભૌતિક સ્વરૂપ ઓળખી શકે છે.

અખાને આપણે ચોથા વર્ગમાં મૂકી શકીએ. તેનામાં સાધુતા અથવા ભક્તિનો રંગ છે. પણ તેની મુખ્ય ચોટ તત્ત્વજ્ઞાન અથવા સમજણ અથવા "સૂઝ" ઉપર છે. વસ્તુની ઉંડી સમજણ અથવા અનુભવ તેણે જૂના બ્રાહ્મણોની પેઠે અધ્યયન દ્વારા અથવા હાલના જમાનાની વાચનપદ્ધતિ દ્વારા મેળવ્યો નથી. પરંતુ શ્રદ્ધાપૂર્વક વેદાન્ત શાસ્ત્રના અનુભવી મહાત્મા બ્રહ્માનંદ પાસેના દીર્ઘકાળના શ્રવણ વડે મેળવી શક્યો છે. તેનું શ્રવણ શાસ્ત્રના સિદ્ધાન્તોનો

અપચો કરે તેવું નથી. પરંતુ તેણે જેટલું સાંભળ્યું છે તેટલું મનમાં ઉંડુ ઉતાર્યું છે, અને વિદ્યાના પક્વ રસને તેણે મેળવ્યો છે. તે સાથે નિદિધ્યાસન વડે તેણે પોતાના નિશ્ચયો દૃઢ કર્યા છે. અને નિર્ભ્રાંત બ્રહ્મજ્ઞાનને મેળવી શકયો છે. તેનુ બહુશ્રુતત્ત્વ તેના ગ્રંથોના અવલોકનથી સારી રીતે તારવી શકાય છે. મારી તારવણીથી મને લાગે છે કે તેણે નીચેના વેદાન્ત શાસ્ત્રના ગ્રંથો સારી રીતે શ્રવણ દ્વારા સમજી જાણ્યા છે.

| ગ્રંથોનાં નામ | શ્રવણ કર્યાના અનુમાનનો આધાર |
|---|---|
| ૧ યોગવાસિષ્ઠ | "અખેગીતા" "કડવું ૩, અનુભવબિંદુ" છપ્પો ૩૨ ગુરુશિષ્ય સંવાદ. કડી ૨૬ |
| ૨ દત્તગીતા | "અખેગીતા" તથા ગુરુ શિષ્યસંવાદ ક. ૪૬ |
| ૩ મહાભારત–શાંતિપર્વ નારાયણખંડ | ગુરુ શિષ્ય સંવાદ–બીજો ખંડ ૨૦<br>ત્રીજો ખંડ ૨૯ |
| ૪ ભગવદ્‌ગીતા | પદ ૩૦ છપ્પા ૫૨૨<br>ગુરુ શિષ્ય સંવાદ ત્રીજો ખંડ કડી ૨૯ |
| ૫ ભાગવત | ગુરુ શિષ્ય સંવાદ–ખંડ ૩, પંચીકરણ છઠ્ઠી ચોપાઈ, અનુભવ બિંદુ. |
| ૬ પંચદશી | પંચીકરણગ્રંથ, પંચદશી તાત્પર્ય નામનો તેનો ગ્રંથ અપ્રસિદ્ધ છે. |
| ૭ આત્મપુરાણ અથવા | અનુભવબિંદુ. ૪૩ |
| મૂલગ્રંથ શ્રવણદ્વારા બૃહ | છપ્પા ૫૭, ૫૦૫ |
| દારણ્યક ઉપનિષદ્ (શત | ગુરુશિષ્ય સંવાદ–ખંડ ૨–૨૪ |
| પથ બ્રાહ્મણનો ૧૪ કાંડ) | ચિત્તવિચારસંવાદ ૧૩૪ |
| છાંદોગ્યઉપનિષદ્ ઇન્દ્રવિરોચન આખ્યાન તત્ત્વમસિ પ્રકરણ. | ગુરુશિષ્યસંવાદ ૪૬ |
| ૮ શાંકરભાષ્ય | ગુરુશિષ્ય સંવાદ–૭ જો ખંડ |
| ૯ અધ્યાત્મરામાયણ. | અખેગીતા કડવું ૬. |
| ૧૦ પુરુષસૂક્તમ્ | છપ્પા ૭૩ |

તત્ત્વજ્ઞાનનાં મુખ્ય ત્રણ પ્રમેયો છેઃ—

(૧) જગતનું સ્વરૂપ, (૨) જગતના જાણનાર જીવનું સ્વરૂપ, અને (૩) તે એના અધ્યક્ષનું અથવા તેની પીઠમાં રહેલી વસ્તુનું સ્વરૂપ. વેદાન્ત શાસ્ત્રમાં આ ત્રણ પ્રમેયોને જગત્, જીવ અને ઇશ્વર કહે છે. તે શાસ્ત્ર અદ્વૈતવાદી છે. અને તે પણ ચેતન અદ્વૈતનો સ્વીકાર કરે છે. આથી જીવ અને ઇશ્વરના અધિકરણમાં એક સમરસ ચૈતન્યમય તત્ત્વનો તે સ્વીકાર કરે છે; અને તેને બ્રહ્મતત્ત્વ કહે છે. તે તત્ત્વના સત્, ચિદ્ અને આનંદ એવા ત્રણ સ્વધર્મો છે. તે પૂર્ણરૂપે એટલે વિશેષણ રૂપે જે ચૈતન્યમાં ઝળકે છે તેને નિત્યસિદ્ધ ઇશ્વર કહે છે, જેમાં તે અપૂર્ણ દશામાં અથવા ઢંકાયેલી દશામાં રહે છે તેને તેઓ સંસ્કારી જીવ કહે છે. જગત્ એટલે જીવના અનુભવમાં આવતું વિશ્વ કેવળ શૂન્ય નથી, પરંતુ વ્યવહાર સાધનાર સાચું છે. બ્રહ્મતત્ત્વના પરમાર્થ સ્વરૂપ સાથે સરખાવવામાં તે મિથ્યા ગણાય છે. તે જગત્ પરમેશ્વરની માયા વડે બ્રહ્મસ્વરૂપમાં વિવર્ત રૂપે ભાસે છે, અને જીવને તે અવિદ્યા વડે સાચું છે, એવો ભ્રમ થાય છે. આ જગત સાચું છે એવી દૃઢ ભાવનાને લીધે જીવચેતન સંસારી દશામાં કર્મના વિપાક અનુસાર જન્મજન્માંતર પામે છે; પરંતુ ભ્રમ નિવૃત્ત થતાં તે પોતાના શુદ્ધ સ્વરૂપને ઓળખે છે. તેથી જેમ લાંબુ સ્વપ્ન અનેક કાળના રંગને દર્શાવતું છતાં જાગ્રત અવસ્થામાં એક ક્ષણમાં અળપાઇ જાય છે તેમ વ્યવહારસત્તાના અનાદિકાલના ભ્રમથી સંસારી જીવનો સંસારીપણાનો એટલે બદ્ધ દશાનો ભાવ સત્ય બ્રહ્માત્મજ્ઞાન વડે અળપાઇ જાય છે.

અખો પોતાના નિશ્ચયો આ ત્રણ પ્રમેયો સંબંધમાં ઘણા ગર્ભિત શબ્દોમાં સચોટ જણાવે છે.

### જગતનું લક્ષણ.

૧ જગત્ નામ જગદીશજ તણું, જોયામાં કારણ છે ઘણું,
ચિત્ત સહિત જોતાં તો જગત્, ચિત્ત રહિત છે અવ્યક્ત.

અપચો કરે તેવું નથી. પરંતુ તેણે જેટલું સાંભળ્યું છે તેટલું મનમાં ઉંડુ ઉતાર્યું છે, અને વિદ્યાના પક્વ રસને તેણે મેળવ્યો છે. તે સાથે નિદિધ્યાસન વડે તેણે પોતાના નિશ્ચયો દૃઢ કર્યા છે. અને નિર્ભ્રાંત બ્રહ્મજ્ઞાનને મેળવી શક્યો છે. તેનુ બહુશ્રુતત્ત્વ તેના ગ્રંથોના અવલોકનથી સારી રીતે તારવી શકાય છે. મારી તારવણીથી મને લાગે છે કે તેણે નીચેના વેદાન્ત શાસ્ત્રના ગ્રંથો સારી રીતે શ્રવણ દ્વારા સમજી જાણ્યા છે.

| ગ્રંથોનાં નામ | શ્રવણ કર્યાના અનુમાનનો આધાર |
|---|---|
| ૧ યોગવાસિષ્ટ | "અખેગીતા" "કડવું ૩, અનુભવબિંદુ" છપ્પો ૩૨ ગુરુશિષ્ય સંવાદ. કડી ૨૬ |
| ૨ દત્તગીતા | "અખેગીતા" તથા ગુરુ શિષ્યસંવાદ ક. ૪૬ |
| ૩ મહાભારત–શાંતિપર્વ નારાયણખંડ | ગુરુ શિષ્ય સંવાદ–બીજો ખંડ ૨૦<br>ત્રીજો ખંડ ૨૯ |
| ૪ ભગવદ્ગીતા | પદ ૩૦ છપ્પા પ૨૨<br>ગુરુ શિષ્ય સંવાદ ત્રીજો ખંડ કડી ૨૯ |
| ૫ ભાગવત | ગુરુ શિષ્ય સંવાદ–ખંડ ૩, પંચીકરણ છઠ્ઠી ચોપાઈ, અનુભવ બિંદુ. |
| ૬ પંચદશી | પંચીકરણગ્રંથ, પંચદશી તાત્પર્ય નામનો તેનો ગ્રંથ અપ્રસિદ્ધ છે. |
| ૭ આત્મપુરાણ અથવા | અનુભવબિંદુ. ૪૩ |
| મૂલગ્રંથ શ્રવણદ્વારા બૃહ | છપ્પા ૫૭, ૫૦૫ |
| દારણ્યક ઉપનિષદ (શત | ગુરુશિષ્ય સંવાદ–ખંડ ૨–૨૪ |
| પથ બ્રાહ્મણનો ૧૪ કાંડ) | ચિત્તવિચારસંવાદ ૧૩૪ |
| છાંદોગ્યઉપનિષદ્ ઇન્દ્ર વિરોચન આખ્યાન તત્ત્વમસિ પ્રકરણ. | ગુરુશિષ્યસંવાદ ૪૬ |
| ૮ શાંકરભાષ્ય | ગુરુશિષ્ય સંવાદ–૩ જો ખંડ |
| ૯ અધ્યાત્મરામાયણ. | અખેગીતા કડવું ૩. |
| ૧૦ [illegible] | છપ્પા ૧૯૩ |

૩ અમૂર્તિની મૂર્તિ આ સઉ, અણનામીનાં નામજ બહુ. (છપ્પા ૫૩૬.)
ચિ. વિ. સં. ૮૪

૪ બહુ પગને બહુ પાણિ, બહુ નાસા ને બહુ નેત્ર બહુ
કરતા ન કરે કામ, અંગ વિચરણ અળગાં અખા
નીચથી અતિશે નીચ, આચાર તો નવ ઓસરે,
કર્મ અસંખ્યનો કીચ, તુંને ન લાગે ત્રીકમા. સોરઠા ૨૨૨.

૫ નર નર મધ્ય નારાયણ નિર્ગુણ, સગુણ સોનારા ભેખ કછોહે.
સંતપ્રિયા

## અખાના તાત્વિક સિદ્ધાન્તો.

અખો માત્ર તત્ત્વચિંતક જ ન હતો, પરંતુ તત્ત્વનિષ્ઠ અથવા બ્રહ્મનિષ્ઠ હતો. તેના સિદ્ધાન્તો તારવવા હોય તો મુખ્યત્વે કરી નીચેના ચાર ગ્રંથોનો આધાર લેવો પડશેઃ—

**૧ ચિત્તવિચાર સંવાદ** તથા **૨ ગુરુશિષ્ય સંવાદ**
**૩ અખેગીતા** તથા **૪ કૈવલ્યગીતા.**

ઉપરના બે સંવાદો તથા અખેગીતાની રચના રચવામાં અખાએ વેદાન્તશાસ્ત્રના સંસ્કૃતમાં રચાયેલા પ્રકરણ ગ્રન્થો તથા ભગવદ્‌ગીતાને સામા આદર્શરૂપે લીધા જણાય છે. શંકરાચાર્યના **વિવેકચૂડામણિ**, **ઉપદેશ સાહસ્રી** વગેરે ગ્રંથો ગુરુશિષ્યના સંવાદ રૂપે છે, અને **ભગવદ્‌ગીતા ગ્રંથ** આપણા હિંદુધર્મના સનાતન સિદ્ધાન્તોને કલિયુગમાં યુગધર્મ તરીકે દર્શાવનાર કોઈ અપૂર્વ પ્રતિભામય ગ્રંથ છે. ગીતાનાં અનુકરણો સંસ્કૃત ભાષામાં ચૌદ થયાં છેઃ—[૧]રામગીતા, [૨]ગણેશગીતા, [૩]શિવગીતા, [૪]દેવીગીતા, [૫]શક્તિગીતા, [૬]કપિલગીતા, [૭]અષ્ટાવક્રગીતા, [૮]અવધૂતગીતા, [૯]હંસગીતા, [૧૦]યમગીતા, [૧૧]પાંડવગીતા, [૧૨]સૂર્યગીતા, [૧૩]બ્રહ્મગીતા, [૧૪]અનુગીતા. આ સર્વ ગીતાઓમાં

૨ જો દીસે જગનાથ તો, જગત્ ન દીસે જન અખા,
કદળી સ્તંભ ઘણાં પડ વળે, વચમાંથી લુંખો નીકળે.
૩ જગત કાતરો તેમ મહાભૂત, જે વડે રંગી તે અદ્દભુત,
અખા અરૂપી ઉગ્યો જોઈ, પૂર્વપક્ષ ન કરશો કોઈ.
૪ પર કે'તાં પરબ્રહ્મ હરિ, અને પંચ કહેતાં પંચભૂત,
એ પ્રપંચનામ જૂઠાતણું, એમ પ્રકટયો વંધ્યાસુત.
ગુરુ શિષ્ય સંવાદ–પ્રથમ ખંડ દોહરા ૩૩.

## જીવનું લક્ષણ.

૧ કાર્યોપાધિ તણું નામ જીવ, કારણોપાધિ ઇશ્વર સદૈવ.
ગુ. શિ. સંવાદ ૩ ખંડ ચોપાઈ. ૭.

૨ વિદ્યામાં પડતો આભાસ, એટલે ઇશ્વર સર્વાવાસ,
અવિદ્યામાંહી પડયો આભાસ, એટલે હવો જીવ પ્રકાશ.
પંચીકરણ. ૬૭

૩ તુ તો ચિત્ત ચિદ્દની છે લ્હેર, ચિદ્દ સાથે કાંઈ નથી વેર.
જ્યારે સુરત ચાલી તુજ બ્હાર, ત્યારે તું કેવળ સંસાર,
તેજ સુરત જો પાછી શમે, આવી વસ્તુ પરાણે નમે,
તું વિલાસ પ્રભુ ચેતન તણો, કાં તું રાખે ભાર આપણો.
ચિત્તવિચાર સંવાદ ૯૧–૯૨.

૪ નાંહિ મિથ્યા નાંહી સાચો, રૂપ ઐસો જીવકો,
જન્મ મરનસોં ભ્રમન સંશય, ચલ્યો જાય સદૈવકો
(બ્રહ્મલીલા. ચો૦ ૬).

## ઇશ્વર લક્ષણ.

૧ વેદાન્તે જે ઇશ્વર કહ્યો, તે જોવા નહિ અળગો થયો,
તે ઇશ્વર છે સર્વાવાસ, જેણે સઘળો શબ્દવિલાસ.
૨ એ તો અખા બહુ ઉત્પાત, ઘણા પરમેશ્વર કયાંની વાત.
(છાયા કુટકળ અંગ ૯૨૮).

૩ અમૂર્તિની મૂર્તિ આ સઉ, અણુનામીનાં નામજ બહુ.(છપ્પા ૫૩૬.)
ચિ. વિ. સં. ૮૪

૪ બહુ પગને બહુ પાણિ, બહુ નાસા ને બહુ નેત્ર બહુ
કરતા ન કરે કામ, અંગ વિચરણ અળગાં અખા
નીચથી અતિશે નીચ, આચાર તો નવ ઓસરે,
કર્મ અસંખ્યતો કીચ, તુંને ન લાગે ત્રીકમા. સોરઠા ૨૨૨.

૫ નર નર મધ્ય નારાયણ નિર્ગુણ, સગુણ સોનારા ભેખ કછોહે.
સંતપ્રિયા

## અખાના તાત્વિક સિદ્ધાન્તો.

અખો માત્ર તત્ત્વચિંતક જ ન હતો, પરંતુ તત્ત્વનિષ્ઠ અથવા બ્રહ્મનિષ્ઠ હતો. તેના સિદ્ધાન્તો તારવવા હોય તો મુખ્યત્વે કરી નીચેના ચાર ગ્રંથોનો આધાર લેવો પડશેઃ—

**૧ ચિત્તવિચાર સંવાદ** તથા **૨ ગુરુશિષ્ય સંવાદ**
**૩ અખેગીતા** તથા **૪ કૈવલ્યગીતા.**

ઉપરના બે સંવાદો તથા અખેગીતાની રચના રચવામાં અખાએ વેદાન્તશાસ્ત્રના સંસ્કૃતમાં રચાયેલા પ્રકરણ ગ્રન્થો તથા ભગવદ્ગીતાને સામા આદર્શરૂપે લીધા જણાય છે. શંકરાચાર્યના **વિવેકચૂડામણિ, ઉપદેશ સાહસ્રી** વગેરે ગ્રંથો ગુરુશિષ્યના સંવાદ રૂપે છે, અને **ભગવદ્ગીતા ગ્રંથ** આપણા હિંદુધર્મના સનાતન સિદ્ધાન્તોને કલિયુગમાં યુગધર્મ તરીકે દર્શાવનાર કોઈ અપૂર્વ પ્રતિભામય ગ્રંથ છે. ગીતાનાં અનુકરણો સંસ્કૃત ભાષામાં ચૌદ થયાં છેઃ—[૧]રામગીતા, [૨]ગણેશગીતા, [૩]શિવગીતા, [૪]દેવીગીતા, [૫]શક્તિગીતા, [૬]કપિલગીતા, અષ્ટાવક્રગીતા, [૮]અવધૂતગીતા, [૯]હંસગીતા, [૧૦]યમગીતા, [૧૧]પાંડવગીતા, [૧૨]સૂર્યગીતા, [૧૩]બ્રહ્મગીતા, [૧૪]અનુગીતા. આ સર્વ ગીતાઓમાં

પૂર્ણાવતારી શ્રીકૃષ્ણના સમાન અનુભવોની સ્પષ્ટ સ્મૃતિ બિલકુલ નથી. પરંતુ તે લખનારની અનુભૂતિની કંઇ કંઈ ઝાંખી માત્ર છે. તેવી ઝાંખી પોતાના અનુભવની અખાએ પોતાની "અખેગીતા"માં દેખાડી છે. અખાના અનુયાયીઓ તેને **अक्षयगीता** નામ આપે છે; અને તેની પ્રતના અંતમાં **महाविद्या मोक्षदायिनी** એવું વિશેષણ આપે છે; આ વિશેષણ વડે તે ગ્રન્થનું તાત્પર્ય આપણે સમજી શકીએ તેમ છે. તે ગ્રંથ સર્વ વિદ્યામાં મોટી બ્રહ્મવિદ્યાનું સ્વરૂપ છે, અને તે પાંડિત્ય મેળવવા નહિ, પરંતુ પોતાના બંધની નિવૃત્તિ કરવા અર્થે છે. તે ગ્રંથનાં ચાલીસ કડવાં અને દસ પદમાં અખાએઃ-(૧) બ્રહ્મ અથવા હરિનું સ્વરૂપ, (૨) તેની ઉપાધિ રૂપે બનેલી માયાનું રૂપ અને તેનાં પરિણામો, (૩) વૈરાગ્ય, ભક્તિ, અને જ્ઞાનરૂપ સાધનોનો વિચાર, (૪) જીવન્મુક્તિ, અને (૫) વિદેહ મુક્તિનું વર્ણન, (૬) હરિ ગુરૂ સંતની ભક્તિમાં સર્વ ગહન વિદ્યાની ચાવી છે, અને (૭) અદ્વૈત-પદની નિષ્ઠા કેવી હોયઃ-એ સિદ્ધાન્તો સરલ ગુજરાતી ભાષામાં વર્ણવ્યા છે. મારા પૃથક્કરણ પ્રમાણે કડવાનું વિષયવર્ગીકરણ અને સંગતિ નીચે પ્રમાણે જણાય છે:—

## પ્રથમ ખંડ (૧-૧૬)

| કડવું | વિષય | પૂર્વાપરસંગતિ |
|---|---|---|
| | ઉપક્રમ રૂપ કડવાં ૧-૨ | |
| ૧ | હરિગુરુ સંત સ્તુતિ. | મંગળાચરણ |
| ૨ | પ્રાચીન કવિઓ સાથે પોતાની નિકૃષ્ટતા પ્રથમ ખંડ (૩-૧૬) (જગત્ જીવ-વિષયક) | હરિગુરુ સંતની કૃપા વડેજ તે પોતાનો અનુભવ જણાવે છે, એવી પૂર્વના કડવા સાથે સંગતિ છે. |
| ૩ | આત્મરૂપ હરિની ઓળખ | પ્રાચીનોએ હરિને આત્મરૂપે ઓળખ્યા હતા, અને જૂદા દેવરૂપે નહિ. |
| ૪ | હરિને આત્મરૂપે ન ઓળખવાથી જીવને ભ્રમમય સંસાર ઉભો થાય છે. | હરિની માયા અને જીવની અવિદ્યા વડે જીવત્વ ઉભું થવાથી હરિને આત્મા રૂપે ઓળખતો નથી. |

| | |
|---|---|
| ૫ માયાનું સ્વરૂપ | માયાનો ઉદય અને તેનો વિસ્તાર |
| ૬ માયા-અવિદ્યાનાં કામકર્મ અને ભવ એ પરિણામો. | માયા-અવિદ્યાનાં જીવ ઉપર થતાં પરિણામો. |
| ૭ માયા બાહ્ય જગત્‌નું પણ કારણ બને છે.* | જીવની સૃષ્ટિ ઉપરાંત ઈશ્વરની સૃષ્ટિ પણ માયા વડે ઉભી થાય છે. |
| ૮ માયાનો અંત થાય તો સૃષ્ટિ માત્રનો લય થાય. | જે નિમિત્તથી સૃષ્ટિ, તે નિમિત્ત અળપાતાં લય. |
| ૯ માયાનિવૃત્તિના ઉપાયો વૈરાગ્ય-ભક્તિ-જ્ઞાન. | લય થવાનાં કારણો શોધવાની સ્વાભાવિક અગત્ય ઉભી થાય છે. |
| ૧૦ ભક્તિ એક પંખિણી છે, તેની પાંખો જ્ઞાન અને વૈરાગ્ય છે. | સર્વ સાધનોમાં ભક્તિ એ અંગી છે, અને વૈરાગ્ય અને જ્ઞાન એ અંગ છે. |
| ૧૧ આ ભક્તિનિરાશી પ્રેમલક્ષણા અને સર્વાત્મભાવનારૂપ સમજવી. | લોકપ્રસિદ્ધ ભક્તિ કરતાં આત્મભાવની લગનીવાળી ભક્તિ વિરહ વેદનાવાળી સમજવાની છે. |
| ૧૨ આવી ભક્તિ વડે જ્ઞાનનિષ્ઠા અને હૃદયપલટો થાય છે અને માયા શમે છે. | સાચી ભક્તિ વડે નર નારાયણ બની જ્ઞાનનિષ્ઠ થાય છે. |
| ૧૩-૧૬ જ્ઞાનનિષ્ઠ-જીવન્મુક્ત મહાપુરુષનાં લક્ષણો અને મહિમા. | જીવન્મુક્તરૂપ ફલની સિદ્ધિ અર્થે આ હૃદય-પલટાની અને અજ્ઞાનનિવૃત્તિની જરૂર છે. |

## બીજો ખંડ (૧૭ થી ૨૩ પરબ્રહ્મ વિષયક).

| | |
|---|---|
| ૧૭-૧૮ બ્રહ્મવસ્તુનિરૂપણ. | નારાયણ અથવા હરિરૂપે પોતાને ઓળખવાનું પ્રતિપાદન પ્રથમ ખંડમાં થયું, તે હરિનું શુદ્ધ સ્વરૂપ. |

| | | |
|---|---|---|
| ૧૯ | બ્રહ્મવસ્તુને આત્મરૂપે ઓળખનાર–ઇશ્વર, માયા જીવના ભેદ સમજાવી શકે છે. | નિર્ગુણ નારાયણ, સ્વામીના પિંડમાં સગુણ બને છે. |
| ૨૦ | સંસારનું નાટક શી રીતે ઉભું થાય છે, અને સૂત્રધાર શી રીતે અળગો રહે છે ? | સગુણરૂપે જગતનું નાટક સંસાર રૂપે છે. નિર્ગુણ ભાવ તે મૂલ પદે રહેવું એટલે નાટય રસની સમાપ્તિ છે. |
| ૨૧ | નાટકરૂપે અધ્યારોપ અને અવધિએ અપવાદ અથવા લય. | સંસાર કેવળ પ્રતીતિરૂપ છે, અને વસ્તુ બદલાતી નથી. એ નિર્ગુણ પદના જ્ઞાનનું ફલ છે. |
| ૨૨ | અધ્યારોપ અને અપવાદનું રહસ્ય દૃષ્ટાન્તોદ્વારા સમજાયછે. | પ્રતીતિ અને લય શી રીતે વસ્તુ બદલાયા વિના થાય છે, તે જરૂરનું છે. |
| ૨૩ | આવા અનુભવી જ્ઞાનીની ગતિ અકળ છે. | સમજનાર દુર્લભ છે, અને સામાન્ય જનને પ્રાપ્ત થતા નથી. |

## ત્રીજો ખંડ (૨૪–૨૮).

### શબ્દબ્રહ્મ વડે પરબ્રહ્મની પ્રાપ્તિ.

| | | |
|---|---|---|
| ૨૪ | શબ્દબ્રહ્મ અથવા પ્રણવદ્વારા બ્રહ્માનુભવ શી રીતે થાય છે. | બીજા ખંડમાં જે પરબ્રહ્મપદનું વર્ણન કર્યું, તેનું અપરબ્રહ્મ (ઓંકાર) શી રીતે સાધન બને છે! |
| ૨૫ | શબ્દબ્રહ્મદ્વારા જ્યોતિર્મય અથવા જ્ઞાનમયબ્રહ્મની પ્રતીતિ. | શબ્દબ્રહ્મ સાધન છે, પરબ્રહ્મ સાધ્ય છે. |
| ૨૬ | પ્રણવના અવધિએ જે બિંદુભાવ અથવા શૂન્યભાવ તેમાંથી | શૂન્યવાદ અને બ્રહ્મવાદ અત્યંત નજીકના છે. પરંતુ તેના પાયામાં |

| | |
|---|---|
| શૂન્યવાદી અને બ્રહ્મવાદીના નિર્ણયો ઉભા થાય છે. શૂન્ય એટલે જગત્ શૂન્ય થયા પછી પૂર્ણ બ્રહ્મ કેવળ રહે છે એ બ્રહ્મવાદીની ઊંડી સમજ છે. | સિદ્ધાંન્તનો ભેદ છે. |
| ૨૭ સાચા શૂન્યવાદી કરતાં મિથ્યા-શૂન્યવાદી ભયંકર છે, કારણ કે સાચા શૂન્યવાદી વિરાગી હોય છે; મિથ્યા શૂન્યવાદી સંસારની આસક્તિવાળા હોય છે. | સાચા શૂન્યવાદી મિથ્યા શૂન્ય-વાદી કરતાં ચઢીઆતા છે, જો કે બ્રહ્મવાદી કરતાં ઉતરતા છે. |
| ૨૮ સદેહ છતાં વિદેહી બ્રહ્મવાદી. | દેહ દેખાતો ધારણ કર્યાં છતાં વિદેહ સિધ્ધિ કેવી હોય છે. |

## ચોથો ખંડ (કડવાં ૨૯ થી ૩૧).

### પરપક્ષ મંડન તથા ખંડન.

| | |
|---|---|
| ૨૯–૩૦–૩૧ ૭ દર્શનો ૭ ઉપ-દર્શનો, પુરાણ વગેરેના મત-મતાંતરો શું કહે છે, અને સત્ય સિદ્ધાન્તથી કેટલા આઘા છે? | અનુભવી બ્રહ્મવાદી પરપક્ષના વિચારોનું સમાધાન શી રીતે કરે છે તેનું વર્ણન છે. |

## પાંચમો ખંડ (કડવા ૩૨ થી ૩૫).

### ગુરુભક્તિ.

| | |
|---|---|
| ૩૨–૩૫ હરિગુરુ–સંતની ભક્તિ વિના તત્ત્વજ્ઞાનનો ઉદય થતો નથી. | કેવળ પંડિતો વડે ધ્યેય તથા જ્ઞેય બ્રહ્મની પ્રાપ્તિ થતી નથી, પરંતુ અનુભવી સંતોની ભક્તિ અને તેમની કૃપા વડે દૃષ્ટિ ઉઘડે છે. |

# છઠ્ઠો ખંડ (કડવાં ૩૬ થી ૩૯)

## અદ્વૈત નિષ્ઠા

| | |
|---|---|
| ૩૬–૩૯ અદ્વૈતની નિષ્ઠા શી રીતે બંધાય છે ? | ગુરુભક્તિનું ફલ છે. |

## ઉપસંહાર (કડવું ૪૦)

## ફલસ્તુતિ ૪૦

આ પ્રમાણે ઉપક્રમ ઉપસંહારની એકવાક્યતા કરી મધ્યના ૭ ખંડોમાં અખો પોતાના તાત્ત્વિક સિદ્ધાન્તો સ્થાપવા માગતો હોય એમ સમજાય છે. તેના પોતાના શબ્દોમાં કહીએ તો તે અખે ગીતામાં ચાર સાધનો અને બે સિદ્ધ પદનાં લક્ષણો વર્ણવે છે.

(સાધનમાળા) એમાં જ્ઞાન,[1] ભક્તિ,[2] વૈરાગ[3] છે. (કડવાં ૧૦–૧૧–૧૨)

માંહે માયા[4] નિરીક્ષણ દૃષ્ટિ.

(સિદ્ધ પદનાં લક્ષણ) જીવન્મુક્ત[1] અને મહામુક્ત[2] (કડવાં ૧૩–૧૬)

ચહેન (ચિહ્ન) ને વળી પુષ્ટિ; (સમર્થન)

મેં વિષયાનુસારી ૭ ખંડમાં વર્ગીકરણ કર્યું છે, ત્યારે અખાએ સાધન ફળ અનુસાર ૭ વિભાગ પાડયા છે.

**અખાના અખેગીતાના પ્રથમ ખંડમાંથી તરવાતા સિદ્ધાન્તો—**

સર્વ સિદ્ધાન્તોની સરખામણીમાં અખાએ પોતાનો તાત્ત્વિક સિદ્ધાન્ત વેદાન્ત ઉપર ઘડયો છે; પરંતુ વેદાન્ત શાસ્ત્રનો સાચો મર્મ જેઓ મોઢેથી માયાવાદ બોલે છે અને ઉંડાભાવથી આ દેખાતા જગત્નું મિથ્યાપણું સમજી જાણતા નથી તેમના અનુભવ બહાર રહે છે. અખો રમુજી વાણીમાં કહે છે કેઃ—

"સાંખ્યને આંખ્ય પા વસાની, જો ચાલે તો ચાલી શકે,
વેદાન્તને વાટ સૂઝે સુધી, **જો માયા મુખથી નવ બકે.**
(અખેગીતા કડવું ૩૧-૮)

માયાવાદ માત્ર મોંઢે બોલવાની યુક્તિ નથી, પણ અનુભવથી સમજવાની કળા છે-એવું અખાનું ખાસ મંતવ્ય છે.

**બ્રહ્મની ત્રણ પ્રકારની શક્તિઓ ચિદ્દશક્તિ, માયા શક્તિ, પ્રકૃતિશક્તિ.**

બ્રહ્મતત્ત્વની ચિદ્દશક્તિનું એક સામર્થ્ય અથવા બલ તેનું નામ માયા-અજા છે. ચોવીસ જડતત્ત્વ રૂપે જણવનારી અને પચીસમા અદ્ધ પુરુષનો ભાવ આપનારી, પ્રકૃતિશક્તિને પ્રકટ કરી તેને પુનઃ પોતાનામાં રાખવાની બ્રહ્મચૈતન્યની શક્તિને માયા કહે છે. આ પચીશ તત્ત્વોના રંગો જે આધારમાં ભાસે છે તે છવ્વીસમો પરમાત્મા જેવાને તેવો યથાર્થ રહે છે.

આ ચિદ્દશક્તિમાં અંતર્ગત રહેલી અને પછીથી બહાર પડતી માયાશક્તિ, અખાના અભિપ્રાય પ્રમાણે, પરમેશ્વરની આદ્ય પટરાણી છે. અને જે પ્રથમ "શૂન્ય સ્વામિની"-એટલે ભેદભાવ નહિ પામેલા બ્રહ્મમાં સંયુક્ત રહી હતી તે છૂટી પડી જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ, અને લય કરનારા ત્રણ ગુણમય દેવોને, બ્રહ્મા, વિષ્ણુ, રુદ્રને પ્રકટ કરે છે, આ શૂન્ય સ્વામિની-અજા ત્રિગુણમય દેવોની જનની એટલે માતા હતી તે ગુણોનો ભેદ કર્યા પછી તેમની "યોષિતા" પત્ની થઇ જાય છે. આ કારણથી અખો આ માયા શક્તિને મોટી "નટી" કહે છે.

માયા મોટી જગમાંહે નટીજી,
તે આગળ કોઇ ન શકે લટીજી;
હરિહર અજથી આગળ વટીજી,
સમજી ન જાય એવી માયા અટપટીજી.
(કડવું ૭મું).

બ્રહ્મવસ્તુના સદ્, ચિદ્, અને આનંદ નામના સ્વભાવ ધર્મો ભીતરના અધ્યાત્મ બળથી સત્ત્વ, રજ, તમ-એ નામના ગુણોનું રૂપ પકડી માયાશક્તિ રૂપે પલટાય છે. અખો કહે છે કે:—

"જયમ જળ જમાયે શીતયોગે, તેહને જડતા પ્રકટે માંહેથી,
સત્ત્વ, રજ, તમ, રૂપે થઇ માયા, પછે એક એકના બહુ થયા."

**માયા શકિતના બંધમાંથી છૂટવાના ત્રણ ઉપાયો: ભકિત, જ્ઞાન, વૈરાગ્ય.**

આ માયા ત્રિગુણાત્મિકા શક્તિ રૂપે "શૂન્ય સ્વામિની" થઈ ત્રણ મૂર્તિઓને પ્રકટ કરી તેમની જાયા બની:—

"પંચભૂત[5] ને પંચ માત્રા,[5] તામસના નીપજી રહ્યા;
રાજસૂનાં ઇંદ્રિ દશે,[10] તેના દેવતા;
ઇન્દ્રિય ઇન્દ્રિયે તે વસ્યા, આપ આપણું સ્થળ સેવતા;
મન બુદ્ધિ[1] ચિત્ત[2] અહં[3] કાર જે,[4] તે સત્ત્વગુણથી ઉપના.
એ સૃષ્ટિનાં ચોવીસ કારણ, માયા અબળ રૂપના,
પ્રકૃતિ તે પંચવીસમી, પરિવાર સર્વ તેહનો;
પણ છવ્વીસમો પરમાત્મા, તે થર થર જયમ્ ત્યમ રહ્યો.

આ પ્રમાણે અખાના અભિપ્રાય પ્રમાણે મૂલ ચિદ્દશક્તિ ભીતર બળ રૂપે રહેલી માયા શક્તિ બ્રહ્મ તત્ત્વના સદ્ ચિદ્ આનંદ-ભાવને પ્રધાનભાવમાંથી એટલે મુખ્ય રૂપમાંથી સત્ત્વ, રજસ, અને તમસ નામના ગુણ એટલે હલકા રૂપમાં લાવી જેમ પ્રવાહી જળ બરફનું રૂપ પકડે તેમ જગત્‌નું રૂપ પકડે છે, અને તેમાં—

**(તેમાં ભકિત (પંખિણી) અને જ્ઞાન, વૈરાગ, અંગો (પાંખો.)**

| | |
|---|---|
| તમો ભાગમાંથી પંચભૂત અને પંચ તન્માત્રાઓ | ૧૦ |
| રજો ભાગમાંથી દશ ઇન્દ્રિયો પોત પોતાના દેવતા સાથે | ૧૦ |
| સત્ત્વભાગમાંથી મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર નામનાં ચાર અન્તઃકરણો | ૪ |
| | ૨૪ |

મળી ચોવીસ તત્ત્વાકાર પરિણામો છે, અને તે ચોવીસ તત્ત્વોને પોષણ આપનારી મૂલપ્રકૃતિ રૂપે પચીસમી ઉભી રહે છે. આ પચીસ વેશ ભજવનારી માયા-નટી જેના આગળ વેશ ભજવે છે એવા પરમાત્માના મૂળ સ્વરૂપને કોઇ રીતે ઓછાવત્તા બનાવી શકતી નથી. આ પ્રમાણે આ નાટક ભજવનારી અદ્દભુત નટી વડે જે મૂલ ચૈતન્ય આવરણ પામી ઢંકાય છે તે પ્રકૃતિપાશમાં પડેલો **જીવાત્મા** ગણાય છે. આ પ્રમાણે બ્રહ્મચૈતન્યની, અખાના અભિપ્રાય પ્રમાણે, ત્રણ પ્રકારની શક્તિઓ છેઃ—

(૧) મૂલ ચિદ્દશક્તિ, (૨) માયાશક્તિ, (૩) પ્રકૃતિશક્તિ.

જુઓઃ-(૧) ચિદ્દશક્તિ, બ્રહ્માનંદની-(અખેગીતા કડવું ૧)

(૨) ઊર્ણનાભ જેમ ઊર્ણ મૂકી, તે મૂકીને પાછી ભખે;
તેમ **માયા ચિદ્દશક્તિ** માટે મોટું સામર્થ્ય એ વિષે.

અખેગીતા કડવું ૭

(૩) પ્રકૃતિ તે પંચવીસમી પરિવાર સર્વ તેહનો કહ્યો.

બ્રહ્મચૈતન્યનો સ્વભાવ ધર્મ તે ચિદ્દશક્તિ; તેની આવરણ કરનારી માયાશક્તિ વડે તે બ્રહ્મચૈતન્ય જીવત્વનો આભાસ અને બંધ ને મોક્ષનો વ્યવહાર ઉભો કરે છે, અને તેની પ્રકૃતિ નામની વિક્ષેપ કરનારી ત્રીજી શક્તિ તે માયાથી આવૃત જીવને અનેકાકાર વાળું જગત્ અથવા "દૃશ્ય" પદારથ (જુઓ કડવું ૮ મું) દેખાડે. આથી બદ્ધ પામેલા આભાસ રૂપ જીવને છૂટવાનો માર્ગ પોતે જેનો આભાસ છે તેવા પોતાના છવ્વીસમા પરમાત્માને અથવા હરિને તેણે પોતાના સ્વરૂપ તરીકે ઓળખવાનો છે. કડવાં ૩ થી ૮ સુધીમાં માયાશક્તિ અને તેનાં પરિણામોનું વર્ણન છે. નવમા કડવાંથી માયાનિવૃત્તિનાં સાધનોનો બોધ અખો કરે છેઃ—

(૧) પહેલા સાધનને તે હરિનો "વિરહ વૈરાગ્ય" કહે છે. પોતાના પરમાત્મા અથવા હરિ રૂપ તત્ત્વને જ્યાં સુધી મેળવાય નહિ ત્યાં સુધી જીવને ચેન પડવું જોઇએ નહિ. જેમ માછલું પાણી વિના

તરફડે અને તેને કામધેનુના દૂધમાં નાંખે તોપણ તેની આપદા દૂર થાય નહિ, તેમ જીવને જો હરિવિરહ સાલે તોજ તે નર હરિ થવાને લાયક બને છે.

(૨) આવો હરિસંબંધનો વિરહ વૈરાગ્ય જેને ઉત્પન્ન થયો છે, તેવો મુમુક્ષુ ખરી રીતે બીજા સાધન રૂપે કોઈ અનુભવી સદ્‌ગુરુ દ્વારથી "હરિભક્તિને મેળવે છે." અખાની આ હરિભક્તિ લોક પ્રસિદ્ધ ભક્તિ કરતાં જૂદા પ્રકારની છે. તેની હરિભક્તિનું સ્વરૂપ દસમા કડવાંમાં તેણે સ્પષ્ટ કર્યું છે:—

તે હરિ હરિ દેખે સકલમાં, જેહને જીવ જીવ કરી દેખતો;
હરિ જાણી હેત કરે, સકલમાં, પહેલાં જે ઉવેખતો.
હરિ જાણે થકી ભક્તિ થાયે, તેજ ભક્તિ જાણે ખરી;
જાણે જે આચરે, તેને દ્રોહ થાયે પાછો ફરી.
સદ્‌ગુરુનાં વચન સુણીને, ભક્તિ જેહને ઉપજે;
અચિર કાળે તે પામે આત્મા, સદ્‌ગુરુ વચને તો ભજે.
ભાઈ ભક્તિ જેવી પંખીણી, જેહને જ્ઞાન વૈરાગ્ય બેઉ પાંખ છે;
ચિદાકાશમાં તેજ ઊડે, જેને સદ્‌ગુરુરૂપી આંખ્ય છે.
દેખે નેત્ર પરબ્રહ્મનાં, પરબ્રહ્મનાં કર્ણ માત્ર;
પાદ પાણી પરબ્રહ્મનાં, પરબ્રહ્મ દાતાને પાત્ર.
જળે પરબ્રહ્મ સ્થળે પરબ્રહ્મ, સ્વર્ગ મૃત્યુ ...
ગિરિ ગવ્હર વન વાટિકા. પરબ્રહ્મ

"નિત્ય રાસ નારાયણનો, દેખે તે અનંત અપાર,
જિહાં જેવો તિહાં તેવો, નારાયણ નરને નાર."

આ શુદ્ધ પ્રેમલક્ષણા ભક્તિ વડે હૃદયનો પલટો થાય છે; અને તે ભકતને

"માયાનોં ઠામે બ્રહ્મ ભયો, સંસારનો સંભવ ગયો."

ભકિત વડે ઉત્પન્ન થતા શુદ્ધ આત્મજ્ઞાન વડે માયાનો સર્વદા લોપ થઈ જાય છે.

જાગ્યો ત્યાં થઈ ચેતના, નિદ્રા સાથે સર્વે પળ્યું;
ત્યમ તુરીયાવડે તિમિર ત્રાસે, ચિત્ત ચમક્યું હતું તે ટળ્યું.
(કડવું ૧૨).

અખાની ભક્તિ સર્વાવાસ હરિને આત્મરૂપે ભજવાની છે. આ પ્રેમલક્ષણા ભક્તિને તે નિરાશી–ફલની કોઇ પણ પ્રકારની આશા વિનાની બ્યાશીમી નિર્ગુણ ભક્તિ કહે છે, જ્યારે સગુણ ભક્તિના એકાશી પ્રકારો સકામભક્તિના છે. આ એકાશી ભક્તિનો ઉલ્લેખ અખો ચિત્ત વિચાર સંવાદમાં ૩૮૭ થી ૩૯૦ કડીઓમાં કરે છે. તેનું પૃથક્કરણ નીચે પ્રમાણે (જુઓ શ્રીધર સ્વામીની ભાગવત તૃતીય સ્કંધ ૨૯ મા અધ્યાયની ટીકાને અનુસાર) આપણને મળી આવે છે.

| સાત્વિક | | | રાજસ | | |
|---|---|---|---|---|---|
| કર્મક્ષય અર્થે, | હરિપ્રીત્યર્થે, | વિધિ-સિદ્ધિ અર્થે એટલે શાસ્ત્રની આજ્ઞાના પાલન અર્થે | વિષય મેળવવા, | યશ મેળવવા, | ઐશ્વર્ય મેળવવા અર્થે. |
| ૧ | ૨ | ૩ | ૧ | ૨ | ૩ |

તામસ

| હિંસાર્થે. | દંભાર્થે. | માત્સર્યાર્થે. |
|---|---|---|
| ૧ | ૨ | ૩ |

તરફડે અને તેને કામધેનુના દૂધમાં નાંખે તોપણ તેની આપદા દૂર થાય નહિ, તેમ જીવને જો હરિવિરહ સાલે તોજ તે નર હરિ થવાને લાયક બને છે.

(૨) આવો હરિસંબંધનો વિરહ વૈરાગ્ય જેને ઉત્પન્ન થયો છે, તેવો મુમુક્ષુ ખરી રીતે બીજા સાધન રૂપે કોઈ અનુભવી સદ્‌ગુરુ દ્વારથી "હરિભક્તિને મેળવે છે." અખાની આ હરિભક્તિ લોક પ્રસિદ્ધ ભક્તિ કરતાં જૂદા પ્રકારની છે. તેની હરિભક્તિનું સ્વરૂપ દસમા કડવાંમાં તેણે સ્પષ્ટ કર્યું છે:—

તે હરિ હરિ દેખે સકલમાં, જેહને જીવ જીવ કરી દેખતો;
હરિ જાણી હેત કરે, સકલમાં, પહેલાં જે ઉવેખતો.
હરિ જાણે થકી ભક્તિ થાયે, તેજ ભક્તિ જાણે ખરી;
જાણે જે આચરે, તેને દ્રોહ થાયે પાછો ફરી.
સદ્‌ગુરુનાં વચન સુણીને, ભક્તિ જેહને ઉપજે;
અચિર કાળે તે પામે આત્મા, સદ્‌ગુરુ વચને તો ભજે.
ભાઈ ભક્તિ જેવી પંખીણી, જેહને જ્ઞાન વૈરાગ્ય બેઉ પાંખ છે;
ચિદાકાશમાં તેજ ઊડે, જેને સદ્‌ગુરુરૂપી આંખ્ય છે.
દેખે નેત્ર પરબ્રહ્મનાં, પરબ્રહ્મનાં કર્ણ માત્ર;
પાદ પાણી પરબ્રહ્મનાં, પરબ્રહ્મ દાતાને પાત્ર.
જળે પરબ્રહ્મ સ્થળે પરબ્રહ્મ, સ્વર્ગ મૃત્યુ પાતાલ;
ગિરિ ગવ્હર વન વાટિકા, પરબ્રહ્મ જાન ને માલ.
( એટલે જાળીઆ અને માળીઆમાં ).
પરબ્રહ્મ વિના નહિ ઠામ ઠાલું, એમ દેખે ભરપુર;
જિહાં તિહાં દેખે હરિભાઈ, જેનાં પડળ થયાં દૂર.
કહે અખો સહુકો સુણો, ભક્તિ આવી તે જંતને;
એવા શુદ્ધ ભજનને પામવા, તમે સેવો હરિગુરુ સંતને.

આવી સર્વાત્મ ભાવનાથી પ્રેમલક્ષણા ભક્તિના પ્રભાવ વડે તે સંસારના સર્વ રંગોમાં

"નિત્ય રાસ નારાયણનો, દેખે તે અનંત અપાર,
જિહાં જેવો તિહાં તેવો, નારાયણ નરને નાર."

આ શુદ્ધ પ્રેમલક્ષણા ભક્તિ વડે હૃદયનો પલટો થાય છે; અને તે ભકતને

"માયાનોં ઠામે બ્રહ્મ ભયો, સંસારનો સંભવ ગયો."

ભકિત વડે ઉત્પન્ન થતા શુદ્ધ આત્મજ્ઞાન વડે માયાનો સર્વદા લોપ થઈ જાય છે.

જાગ્યો ત્યાં થઈ ચેતના, નિદ્રા સાથે સર્વે પળ્યું;
ત્યમ તુરીયાવડે તિમિર ત્રાસે, ચિત્ત ચમક્યું હતું તે ટળ્યું.
(કડવું ૧૨).

અખાની ભક્તિ સર્વાવાસ હરિને આત્મરૂપે ભજવાની છે. આ પ્રેમલક્ષણા ભક્તિને તે નિરાશી—ફલની કોઇ પણ પ્રકારની આશા વિનાની બ્યાશીમી નિર્ગુણ ભકિત કહે છે, જ્યારે સગુણ ભક્તિના એકાશી પ્રકારો સકામભક્તિના છે. આ એકાશી ભક્તિનો ઉલ્લેખ અખો ચિત્ત વિચાર સંવાદમાં ૩૮૭ થી ૩૯૦ કડીઓમાં કરે છે. તેનું પૃથક્કરણ નીચે પ્રમાણે (જુઓ શ્રીધર સ્વામીની ભાગવત તૃતીય સ્કંધ ૨૯ મા અધ્યાયની ટીકાને અનુસાર) આપણને મળી આવે છે.

| સાત્ત્વિક | રાજસ |
|---|---|
| કર્મક્ષય અર્થે, ૧ | વિષય મેળવવા, ૧ |
| હરિપ્રીત્યર્થે, ૨ | યશ મેળવવા, ૨ |
| વિધિ-સિદ્ધિ અર્થે એટલે શાસ્ત્રની આજ્ઞાના પાલન અર્થે ૩ | ઐશ્વર્ય મેળવવા અર્થે. ૩ |

તામસ

| હિંસાર્થે. | દંભાર્થે. | માત્સર્યાર્થે. |
|---|---|---|
| ૧ | ૨ | ૩ |

આ પ્રકારે ચિત્તના ત્રણ પ્રકારના ભેદો અને પ્રયોજનોને લક્ષમાં લઈ નવ પ્રકારની ભક્તિ થાય છે. તે પ્રત્યેકને ભજવાના નવ પ્રકારના ભેદોને ગુણવાથી એકંદર ૮૧ પ્રકારની ભક્તિ થાય છે. ભજવાના નવ પ્રકારના ભેદો:—

(૧) શ્રવણ, (૨) અર્ચન, (૩) વંદન, (૪) કીર્તન, (૫) પાદ-સેવન, (૬) સ્મરણ, (૭) દાસત્વ, (૮) સખ્યત્વ, (૯) આત્મનિવેદન આ સગુણ ભક્તિનાં રૂપો તથા દંભ ભક્તિ બાબત અખો છપ્પામાં સ્વતંત્ર "અંગોમાં" વિવેચન કરે છે.

અખાના અભિપ્રાય પ્રમાણે મોક્ષની સાધત શ્રેણી:—

(૧) વિરહ વૈરાગ્ય

(૨) હરિભક્તિ

(૩) આત્મદર્શન

આ ત્રણ પગથીઆંની જ છે.

જે મહાપુરુષને આ બ્રહ્માત્મદર્શન સિદ્ધ થયું છે, તેને જીવન્મુક્ત કહે છે; અને તેનાં લક્ષણો તે કડવાં ૧૩-૧૬ માં ઘણી ચમત્કારિક વાણીમાં અખો ગાય છે.

## અખેગીતાના બીજા ખંડનું તાત્પર્ય.

જીવન્મુક્ત જે પદને પ્રાપ્ત કરી કૃતકૃત્ય થાય છે તેનું વર્ણન અખેગીતાના બીજા ખંડમાં (કડવાં ૧૭-૨૨ સુધીના ૭ કડવાંમાં) આવે છે. અખો દૃષ્ટાંત વડે જીવન્મુક્ત મહાપુરુષદ્વારા જ આ પદ સ્પષ્ટ કરે છે. જીવન્મુક્તનું અથવા અનુભવી સ્વામીનું જીવનજ બ્રહ્મવસ્તુની ખાત્રી આપે છે.

" છો કૈવલ્યસ્વામી તમો, દિસો ઇશ્વર, માયા, જીવ;
એ ત્રણ પ્રકારે થાઓ તમો, પણ સ્વભાવે તમે શિવ."

**બ્રહ્મ ચૈતન્યના માયાદ્વારથી જીવ-ઈશ્વર વિભાગ અને પરબ્રહ્મનું અખંડ નિર્વિકાર અધિષ્ઠાનત્વ.** કૈવલ્ય અથવા નિત્ય મુક્ત બ્રહ્મપદ ઇશ્વરરૂપે માયારૂપે, અને જીવરૂપે ભાસે છે. કૈવલ્યપણું—

ધામ-વીર્ય જ્યારે માયામાં પડે છે ત્યારે ઇશ્વરભાવ ઉત્પન્ન થાય છે, અને તેના ઐશ્વર્યવડે અનેક આભાસરૂપ જીવો સ્ફુરે છે. શુધ્ધ ચૈતન્ય સૂર્ય બિમ્બ જેવું રહી તેનાં કિરણો કોઈ પચરંગી કાચના મંદિરમાં ઉતરે અને વિચિત્ર રૂપો દેખાય તેમ જીવોના અનેક આભાસો માયાના મંદિર વડે દેખાય છેઃ—

જેમ કાચનું મંદિર રચ્યું, નીલ પીત શુભ્ર શ્યામનું,
તે ઉપર તપ્યો સૂર જ્યારે, ત્યારે વિચિત્ર રૂપ થયું ધામનું.
કૈવલ્ય સૂરજ તપે સદા, માયા તે મંદિર કાચ,
ઇશ્વર નામ તે તેહનું, ભાઈ જીવ થઈ માન્યું સાચ.
અધિષ્ઠાન તે તમે સ્વામી, તેણે એ ચાલ્યું જાય;
અણછતો જીવ હું હું કરે, પણ ભેદ ન પ્રીછે પ્રાય.
કહે અખો તમે નાથ નિર્ગુણ, થયા સગુણ વેશે જીવને;
તે કામ તમારી પ્રીછવા, જીવ સેવે હરિગુરુ સંતને.

શુદ્ધ કૈવલ્ય પદ તે સાચો સૂર્ય (નિર્ગુણ) માયાના પચરંગી કાચમાં જે કૈવલ્ય, બિંબનાં જે કિરણ જાળો ઉતરી અનેક રૂપે સૂર્યબિંબ પલટાય તે સગુણ ઇશ્વર, અને તે ઇશ્વરના અનેક રંગોમાં સાચાપણું માન્યા કરે એવો આભાસ તે જીવ. આ બધા ખેલ એકજ કૈવલ્ય પદના માયા દ્વારથી ઉભા થાય છે.

આ ઉપરથી જીવનું જીવત્વ ખરી રીતે ચૈતન્યના આભાસરૂપ છે, જોકે તે આભાસમાં પોતાના ઉત્પાદક બિંબભાવને ઓળખવાનું સામર્થ્ય છે. અખો કૈવલ્ય બ્રહ્મપદ, ઇશ્વર પદ અને જીવપદ એ ત્રણેનો વિવેક કરી પહેલાને પરમ સત્ય, બીજાને વ્યવહાર સત્ય અને ત્રીજાને પ્રાતિભાસિક સત્ય માને છે.

"કૈવલ્યપદ તમે નિજ સ્વરૂપે, ઇશ્વરપદ છે અનંત;
મોટું સામર્થ્ય માયા કેરૂં, જ્યાં ઉપજે મિથ્યા જંત."

(કડવું ૨૦).

આ પ્રકારે ચિત્તના ત્રણ પ્રકારના ભેદો અને પ્રયોજનોને લક્ષમાં લઈ નવ પ્રકારની ભક્તિ થાય છે. તે પ્રત્યેકને ભજવાના નવ પ્રકારના ભેદોને ગુણવાથી એકંદર ૮૧ પ્રકારની ભક્તિ થાય છે. ભજવાના નવ પ્રકારના ભેદો:—

(૧) શ્રવણ, (૨) અર્ચન, (૩) વંદન, (૪) કીર્તન, (૫) પાદ-સેવન, (૬) સ્મરણ, (૭) દાસત્વ, (૮) સખ્યત્વ, (૯) આત્મનિવેદન આ સગુણ ભક્તિનાં રૂપો તથા દંભ ભક્તિ બાબત અખો છપ્પામાં સ્વતંત્ર "અંગોમાં" વિવેચન કરે છે.

અખાના અભિપ્રાય પ્રમાણે મોક્ષની સાધન શ્રેણી:—

(૧) વિરહ વૈરાગ્ય

(૨) હરિભક્તિ

(૩) આત્મદર્શન

આ ત્રણ પગથીઆંની જ છે.

જે મહાપુરુષને આ બ્રહ્માત્મદર્શન સિદ્ધ થયું છે, તેને જીવન્મુક્ત કહે છે; અને તેનાં લક્ષણો તે કડવાં ૧૩–૧૬ માં ઘણી ચમત્કારિક વાણીમાં અખો ગાય છે.

## અખેગીતાના બીજા ખંડનું તાત્પર્ય.

જીવન્મુક્ત જે પદને પ્રાપ્ત કરી કૃતકૃત્ય થાય છે તેનું વર્ણન અખેગીતાના બીજા ખંડમાં (કડવાં ૧૭–૨૨ સુધીના છ કડવાંમાં) આવે છે. અખો દૃષ્ટાંત વડે જીવન્મુક્ત મહાપુરુષદ્વારા જ આ પદ સ્પષ્ટ કરે છે. જીવન્મુક્તનું અથવા અનુભવી સ્વામીનું જીવનજ બ્રહ્મવસ્તુની ખાત્રી આપે છે.

" છો કૈવલ્યસ્વામી તમો, દિસો ઇશ્વર, માયા, જીવ;
એ ત્રણ પ્રકારે થાઓ તમો, પણ સ્વભાવે તમે શિવ."

**બ્રહ્મ ચૈતન્યના માયાદ્વારથી જીવ-ઈશ્વર વિભાગ અને પરબ્રહ્મનું અખંડ નિર્વિકાર અધિષ્ઠાનત્વ.** કૈવલ્ય અથવા નિત્ય મુક્ત બ્રહ્મપદ ઇશ્વરરૂપે માયારૂપે, અને જીવરૂપે ભાસે છે. કૈવલ્યપણું—

આ સાનથી સમજાય એવું **મહામુક્તનું** વર્ણન છે. જ્યારે અનુભવથી સમજાય તેવું જીવન્મુક્તનું વર્ણન ૧૩–૧૬ કડવાંમાં આપવામાં આવ્યું છે. મહામુક્તને અખો "વિદેહી" કહે છે. તે વિદેહીનું સ્વરૂપ **અઠ્ઠાવીસમા કડવામાં** પણ વર્ણવે છે.

## અખે ગીતાના ત્રીજા ખંડનું તાત્પર્ય.

**અક્રમ બ્રહ્મજ્ઞાનનું સાધન–પ્રણવોપાસના–અપર બ્રહ્મ વડે પરબ્રહ્મની પ્રાપ્તિ.** "અખે ગીતા"ના ત્રીજા ખંડમાં (કડવાં ૨૪–૨૮ સુધીમાં) અખો કૈવલ્યપદ ક્રમવાળાં સાધન શ્રેણી વડે પ્રથમ ખંડમાં મેળવી શકાય છે એમ કહી ગયો છે. તે પદ ક્રમ વિનાના એટલે અક્રમ ભાવવડે મેળવી શકાય છે એવું જણાવે છે. આ અક્રમ બોધમાર્ગને તે "વણક્રમે હોય પંથનો પારજી" એમ કહી સમજાવે છે. આ વણક્રમે આત્મ વસ્તુનો બોધ થાય તે સાધન અજપા જાપ અથવા પ્રણવનું અનુસંધાન કહે છે.

| નાદ બ્રહ્મ (વાચક) | દ્વાર | અર્થ બ્રહ્મ (વાચ્ય) |
|---|---|---|
| (૧) પરાવાણીથી પારનો શબ્દ | (ચૈતન્ય) | પરબ્રહ્મનો બોધક |
| (૨) પરાવાણી | (કલ્પના) | અરૂપી કામ, અથવા સંકલ્પ પ્રકટાવે. |
| (૩) પશ્યંતી વાણી | (કામના) | અરૂપી કામ, રૂપી ભાવ પ્રકટાવે |
| (૪) મધ્યમા વાણી | (જલ્પના) | રૂપીભાવ રૂપવાળા અનેક શબ્દના ઘાટો ઘડે. |
| (૫) વૈખરી વાણી | (ઉચ્ચારો) | અનેક ઘાટવાળા પદાર્થો સમજવાથી તેવી વાણી વડે સમજવાનો વેગ આવે. |

શબ્દ બ્રહ્મ અથવા પ્રણવના અનુસંધાનને સમજાવનારી અખાની વાણી અત્યન્ત સ્પષ્ટ ભાવ બોધક છે, અને વાણીના પરા–પશ્યંતી–

પરમ સત્ય તે "નિજસ્વરૂપ," વ્યવહાર સત્ય તે ઇશ્વરનું "અનંત ઐશ્વર્ય" માયાદ્વારથી પ્રકટ થતું અને પ્રાતિભાસિક સત્ય તે "મિથ્યા જંત" એટલે કલ્પિત જીવો.

મિથ્યા જંતુઓ અનંત ઇશ્વરના ઐશ્વર્યને પરમ સત્ય માની મોહ પામે છે, જ્યારે ઇશ્વર પોતાના શિવપદને–કૈવલ્ય પદને–સાચું માની મુક્ત રહે છે.

એકજ પરમાર્થ વસ્તુ પોતાના અન્તઃસામર્થ્યવડે ઇશ્વર, માયા અને જીવ રૂપે શી રીતે ભાસે છે જેનું નીચે પ્રમાણે વર્ણન અખો કરે છેઃ—

જેમ દર્પણ મૂકીએ સામ સામાં, તે પ્રતિબિંબે એક એકમાં;
તે અન્યોન્ય અનન્ત થાય, દષ્ટ પહોંચે છેકમાં.
તે દર્પણ દર્પણ માંહે રચના, દીસે પ્રકટ પ્રમાણ;
એક એકમાં અળગા અળગ, ચંદ તારા બહુ ભાણ.
અનન્ત ભાસે સામ સામા, એકના ઉદરમાં એક;
સિદ્ધાન્તને તમો એમ ભણો, કહું વસ્તુ–વિવેક.
આદર્શ નિર્મલ અતિ ઘણું, પરબ્રહ્મસ્થાની તેહ;
તેહમાં અજા અણછતી, ભઇ આવી ભાસા એહ.
તે અજા મધ્ય ઉપાધ્ય બહોળી, તે જાણો અહંકૃત્ય;
જેમ મુકુરમાં અનંત દીસે, રૂપની સંસ્કૃત્ય.
કહે અખો સહુકો સુણો, સંસૃત્ય ન ભાસે જેહને:
એ ગીતા તે હારદ સમજે, જો સેવે હરિ ગુરુ–સંતને. (કડવું ૨૨).

આ પરબ્રહ્મસ્થાની અતિ નિર્મલ આદર્શ ખરી રીતે સાનથી સમજાય છે. કંઇ સામા પદાર્થ તરીકે દેખાડી શકાતું નથી.

"ભાઇ સાને સમજે સંત શૂરા, પણ ગ્રહીને નથી આલવા;
એ તો પોતે હુંકારો દે પોતાને, તો જાય કેહને ઝાલવા.
તો કહે અખો સહુકો સુણો, અકળ કળા મહંતને;
મરી જીવ્યાનો મર્મ હોવો, સેવો હરિ ગુરુ–સંતને." (કડવું ૨૩).

જેમ ચિત્રદીપ દીસવા લાગે, પણ અજવાળું નવ થાય;
તેમ શૂન્યવાદી સર્વ નાશ કહે, પણ મૂલ મહિમા ન ઓછાય.
તે પ્રપંચને મિથ્યા કહે, પરમાત્મા કહે નથી;
કર્મ ધર્મને તે નવ પરટે, કહે જગત્ સર્વે શૂન્યથી.
કહે શૂન્ય ઉપજે શૂન્ય સમાયે, શૂન્યમાં હે સ્થિતિ કરે;
શૂન્યમાં આશય છે તેહનું, કહે મુઓ ફરી નહિ અવતરે.
કહે અખો શૂન્યવાદી, ન પામે મૂલ તંતને;
પ્રભુ પરમાર્થ તેહજ પામે, જે સેવે હરિ ગુરુ સંતને. (કડવું ૨૫)

આ શૂન્યવાદ અને બ્રહ્મવાદમાં નીચે પ્રમાણે તાત્ત્વિક ભેદ સમાયેલા છેઃ—

**બૌદ્ધમતના શૂન્યવાદમાં અને વેદાન્ત મતના પૂર્ણ બ્રહ્મવાદમાં ક્યાં વિચારભેદ સમાયેલો છે.** ૧ જ્યારે બૌદ્ધ મતના શૂન્યવાદી જગતનો, જેમ અગ્નિ સળગાવવામાં આપણે લાકડાનો ઉપયોગ કરીએ તેમ સત્તા અથવા સદ્ભાવ સ્વીકારે છે, પરંતુ તે જગત્ અથવા પ્રપંચ મિથ્યા છે એમ માને છે, અને તેથી પીઠમાં પરમાત્મા રૂપ વસ્તુ નથી એમ માને છે, ત્યારે વેદાન્ત મતના બ્રહ્મવાદી જગતને અથવા પ્રપંચને વ્યાવહારિક ઉપયોગવાળું લાકડું ખરૂં માનીને તેને સળગાવી પરમાત્મા રૂપ ઉદ્યોતના સાધન તરીકે સ્વીકાર કરે છે.

૨. જ્યારે બૌદ્ધમતનો શૂન્યવાદી પ્રપંચને ધુંધવાતું બનાવી જગત્ જેવું જડ રૂપે છે તેવું પણ દેખાડતો નથી તેમ તે ચૈતન્યનું નિર્વાહક છે એમ પણ સમજાવતો નથી પણ વધારે આંખો ચોળાવી અંધકાર ઉભો કરે છે, ત્યારે વેદાન્ત મતના બ્રહ્મવાદી જગતને સળગાવી શુદ્ધ જ્યોતિ જેવા આત્મ સાક્ષાત્કારને પ્રકટ કરી દેખાડે છે. બૌદ્ધ શૂન્યવાદીની સમજણ ચિત્રામણના દીવા જેવી છે, જ્યારે વેદાન્ત બ્રહ્મવાદીની સમજણ સાચા દીવા જેવી છે.

મધ્યમા-વૈખરીનું સંસ્કૃત ભાષામાં જે રૂપ પ્રકટ કરવામાં આવે છે તેના કરતાં તે વધારે સરલ છે.

ભાઈ પરાપારથી શબ્દ ઉઠે, તે જુગતે જાડી થાય;
પરા છે પરમાત્મા તે, **સ્વે ચૈતન્ય ઘનરાય.**[1]
તે મનદ્વારાએ મહાતમ ધરે, તે મનને ઉઠે **કલ્પના**[2];
કલ્પનામાં **કામના**[3] છે, તે કરે બહુ જલ્પના[4].
પરાતીત શું હોય પોષણ, તે શબ્દરૂપ પરા કરે;
તે પશ્યંતીએ થાય જાડો, અરૂપ પ્રીટી રૂપ ધરે.
મધ્યમાએ ઘાટ ઘડાએ, અને વૈખરી થઇને વીખરે;
સંસ્કૃતિ વિદ્યા શબ્દ કેરી, અનંત પ્રકારે ઓચરે.
અક્ષર બાવન અનંત રૂપે, વેદ પુરાણ સ્મૃતિ લખે;
મંત્ર યંત્રને વિદ્યા અવિદ્યા, કાંઇ ન હોયે વાણી પખે. (કડવું ૨૪).

પ્રણવ અથવા શબ્દ બ્રહ્મદ્વારા પરબ્રહ્મની ઓળખ કરવાની "વર્ણક્રમ" વાળી પદ્ધતિને અખો જેમ ધુંધવાતો અગ્નિ છેવટે જ્યોતિનું રૂપ પકડે છે, તેમ સ્વસંવેદ્ય બોધજનક પ્રક્રિયા કહે છે. અખો કહે છે કે શબ્દ બ્રહ્મનો જ્યોતિર્જનક સામર્થ્યને શૂન્યવાદીઓ જાણતા નથી તેથી પૂર્ણ બ્રહ્મવાદીથી તેઓ જૂદા પડે છે. શૂન્યવાદીનો અગ્નિ ધુંધવાતા લાકડા જેવો છે, જ્યારે બ્રહ્મવાદીનો અગ્નિ શુદ્ધ જ્યોત જેવો છે. બૌદ્ધ મતના શૂન્યવાદનો અને વેદાન્ત મતના બ્રહ્મવાદનો ભેદ કડવાં ૨૫-૨૬-૨૭ માં અખો બહુ સરલ ભાષામાં આપણને શીખવે છેઃ—

ધુંધવાતો ચોળે ભર્યો, તે શૂન્યવાદીનો વાદ;
ધૂમ્ર ભર્યો અતિ ધૂખલો, તે ચાલ્યો જાય અનાદ્ય.
તે કાઇ ન્હોયે કૃશાનુ ન્હોય, કરે તે ઘોર અંધકાર;
દારૂના દળ થકી ટળ્યો, અને ઝળક્યો નહિ ઝાતકાર.
તેમ શૂન્યવાદીને સત્તા ખરી, પણ આતમ નહિ ઉદ્યોત;
કથે પણ તેમનો ક્લેશ ન ટળે, જેવી ચિત્રામણની જ્યોત.

છે, ત્યારે તેની કુંચી "હરિગુરૂ સંત"ની સેવામાં છે.

"એ ગીતા તે દ્વૈત સમાવેજી, વાગ્જાળ વાચે ત્યારે લક્ષ આવેજી."

આથી દ્વૈતશમનમાં અખેગીતાનું રહસ્ય છે.

**અત્ર સ્વાભાવિક પ્રશ્ન થશે કે દ્વૈત અથવા જગત્ ભેદ જીવ ભેદ જે આપણા અનુભવમાં આવે છે તેનું શમન શી રીતે થાય?** આ દ્વૈત અથવા ભેદ સ્વરૂપ અને તેને શમાવવાના પ્રકારો અખાએ વધારે સ્પષ્ટતાથી તેના ચિત્તવિચાર સંવાદ અને ગુરુ શિષ્ય સંવાદમાં આપ્યા છે. પ્રથમ ગ્રંથમાં ઘણે ભાગે દષ્ટિસૃષ્ટિવાદનો સ્વીકાર કર્યો છે, અને બીજામાં સૃષ્ટિદષ્ટિવાદનો સ્વીકાર કર્યો છે. બંને પ્રક્રિયામાં સચ્ચિદાનંદ બ્રહ્મતત્ત્વજ પરમાર્થે સત્ય છે અને દેખાતો સંસાર તેની સરખામણીમાં ખોટો, જોકે વ્યવહાર સાધનાર સત્ય, છે. દષ્ટિસૃષ્ટિના વાદમાં આપણા અનુભવમાં આવતું જગત્ આપણા ચિત્તે અનાદિકાલની નામરૂપની મિથ્યા વાસનાથી ઉભું કરેલું છે, અને તે સચ્ચિદાનંદ બ્રહ્મનામના અધિષ્ઠાનને સમજવાથી શમે છે, એવું પ્રતિપાદન છે. દ્વૈતની દષ્ટિથી જગત્‌ની સૃષ્ટિ, અને દ્વૈતની દષ્ટિ પલટાઇ જાય તો બ્રહ્મદર્શન એ પહેલા પાદનું તાત્પર્ય છે. બીજા પાદમાં માત્ર જીવની દષ્ટિ ઉપરજ સૃષ્ટિનો આધાર નહિ માનતાં વ્યવહાર સત્તાવાળું જગત્ પરમેશ્વરની ઇચ્છા અથવા સંકલ્પ બલથી ઉત્પન્ન થયું છે, તે સઘળા જીવોનું સમાન વ્યવહારનું સાધન છે. તે "સિદ્ધ અથવા ભૂત" સૃષ્ટિ ઉપર જીવો અનેક પ્રકારની સાધ્ય અથવા ભાવદષ્ટિઓ ઉભી કરે છે. જેમ એક સ્ત્રીજાતિનું શરીર પાંચ ભૌતિક ઉત્પન્ન થાય તે ઈશ્વર સૃષ્ટિ, તેના ઉપર માતપિતાની વાત્સલ્ય ભાવની દષ્ટિ, પતિની દાંપત્ય ભાવની દષ્ટિ, પુત્રોની માતૃભાવની દષ્ટિ, જારની ભોગ્યભાવની દષ્ટિ, એવી અનેક ભાવની દષ્ટિઓ ઉભી થાય છે.

આ પ્રત્યેક પરમેશ્વરસૃષ્ટ પદાર્થ ઉપર જીવોની ભિન્ન દષ્ટિથી ઉત્પન્ન થયેલું દ્વૈત તે માત્ર **દૃષ્ટસત્ય** છે. એટલે દેખાવ માત્ર સત્ય

૩. જ્યારે બૌદ્ધમતના શૂન્યવાદી કર્મધર્મની વ્યવસ્થા કરી શકતા નથી, ત્યારે વેદાન્ત મતના બ્રહ્મવાદી કર્મધર્મની વ્યવસ્થા બતાવી મૂલ તંતુને જેવુંને તેવું જણાવે છે.

**અખે ગીતાના ચોથા ખંડનું તાત્પર્ય.**

**પરપક્ષોનું વર્ણન અને ખંડન અને અનુભવી મહાપુરુષના હાથમાં અદ્વૈત નિષ્ઠાની ત્રિજોરીની કૂંચી.** અખાએ "અખે ગીતા"ના ત્રણ ખંડમાં પોતાના તાત્ત્વિક સિદ્ધાન્તોની સમજણ આપ્યા પછી, પરપક્ષોની કેવી સમજણ છે, અને તેમાં કેવા દોષો છે તેનું વર્ણન ચોથા ખંડના કડવા ૨૯–૩૦–૩૧ માં કર્યું છે, અને જણાવે છે કે સાંખ્ય શાસ્ત્રવાળાની દૃષ્ટિ પા વસાની ખરી છે, પરંતુ વેદાન્તની દૃષ્ટિ પૂરી છે, પણ તેની નિરાવરણ દૃષ્ટિ ક્યારે ગણાય કે તે વેદાન્તી મોઢેથી માયાના બકવાદ કરનારો ન હોય પરંતુ અનુભવી જ્ઞાની હોય તોજ.

**અખેગીતાના પાંચમા અને છઠ્ઠા ખંડનું તાત્પર્ય.**

આવા અનુભવી સંતને જેઓ મેળવી શકે છે અને તેની સેવા અને ગુણોનું અખંડ ચિંતન કરી જાણે છે તેનેજ આ દુસ્તર સંસાર તરવાની નૌકા મળે છેઃ—

"નર નારાયણ એક વર્તે, વંદનીય તે નર સદા;
દુસ્તર તારક નાવ હરિજન, નિઃકારણમાંહે મુદા.
કહે અખો સુખે હોય, યોગ ક્ષેમ મહંતને;
દેહધારી સરખા દીસે, પણ રહે પદ અનંત જે.

અખે ગીતાની "મોક્ષદાયિની બ્રહ્મવિદ્યા"ની કુંચી અખાને હરિ ગુરુ સંતના હાથમાં સોંપી છે, અને તેનો ટકોર તે પ્રત્યેક કડવાના અંતમાં ઘંટનાદ વડે કરે છે.

............તો સેવો હરિ ગુરુ સંતને.

અખેગીતાની "મોક્ષદાયિની બ્રહ્મવિદ્યા" ની ત્રિજોરી તેની "અદ્વૈત નિષ્ઠા" તેનું વર્ણન કડવા ૩૬ માં છે તેમાં આવી સમાયેલી

ચૈતન્ય રસની લહેરો છે. તે કાંઇ ભિન્ન નવાં તત્ત્વો નથી. જેમ સાગરના ભીતર સત્ત્વ બલથી અને બહારના આકર્ષણ બલથી પાણીની લહેરો ઉપજે છે, તેમ ચૈતન્ય શકિતની માયાશકિત વડે, પ્રકૃતિ શકિત જાગતાં ભૂતભેદની લહેરો થાય છે. ભૂત લહેરોનું પૃથક્કરણ, અખાએ "પંચીકરણમાં" સ્પષ્ટતાથી કર્યું છે, અને તે બાબત પંચીકરણના ઉપોદ્‌ઘાતથી વિશેષ સ્પષ્ટ થશે. તે માયાશકિતના સ્વભાવથી ઉત્પન્ન થયેલા ચૈતન્યના આભાસો, જેને જીવનામ આપવામાં આવે છે તેના બળથી ભૂતભેદની લહેરો ભોગમોક્ષ સધાવે છે. અખો કહે છે કે, આ ઉંડી સમજણથી જગદ્‌ભેદ શમે છે. એટલુંજ નહિ, પણ જીવભેદ પણ શમે છે:—

**ચિત્તભેદ પણ ચિદ્‌ની લહેરો છે.**

તુંતો ચિત્ત! ચિદ્‌ની છે લહેર, ચિદ્ સાથે કંઈ નથી વેર;
જ્યારે સુરત ચાલી તુજ બહાર, ત્યારે તું કેવળ સંસાર.
તેજ સુરત જો પાછી શમે, આવી વસ્તુ પરાણે નમે;
તું વિલાસ પ્રભુ ચેતન તણો, કાં તું રાખે ભાર આપણો.

(ચિત્તવિચાર સંવાદ ૯૧-૯૨).

**વેદાન્તના ઇશ્વરવાદમાં અને બીજા મતના ઇશ્વરવાદમાં ભેદ:**—આથી સ્પષ્ટ થાય છે કે પરમેશ્વરનું મહાચેતન એક બાજુએ માયાદ્વારથી પંચભૂત ભેદવાળું જગતના તરંગો ઉભા કરે છે. ત્યારે બીજી બાજુએ અવિદ્યા દ્વારથી અનેક ચિત્તો એટલે અભિમાની જીવોની લહેરોને ઉભી કરે છે. એક ભોગ્ય બને છે, બીજા ભોક્તા બને છે. જેમ એક મોટું મોજું નાનાને દબાવી સમુદ્રના અનેક રંગો અને વૈભવો ઉપજાવે છે, તેમ ચેતન સાગરના અભિમાનીરૂપ મોજાંઓ બ્રહ્માદિ દેવો તરીકે મોટા થઇ—નાનાં જંતુના અભિમાનીઓને અને પંચમહાભૂતની લહેરોને દબાવે છે, અને અંકુશમાં રાખે છે. પરંતુ બ્રહ્માથી માંડી નાનાકીટ પર્યન્તના જીવતત્ત્વના આભાસો અને પંચભૂતની લહેરો બ્રહ્મચૈતન્ય અથવા આધારચૈતન્ય વિના બિલકુલ સત્તા

છે. તે સિદ્ધસત્ય નથી. અખો કહે છે કે દ્વૈતશમનની પહેલી પ્રક્રિયા મહાભૂત અને તેના વિકારોનું સાચાપણું અને જીવોએ ઉભી કરેલી સૃષ્ટિનું ખોટાપણું સમજવું-એ પાયા પર રચાયેલી છે. આ પ્રક્રિયાને અખો પંચભૂત ભેદ કહે છે, અને તેનું પ્રતિપાદન તેણે "ગુરુશિષ્ય સંવાદ" ના પહેલા ખંડમાં તથા "પંચીકરણમાં" કર્યું છેઃ-

પરંતુ આ પંચભૂતની પરમેશ્વરથી સરજાયેલી સૃષ્ટિ તે જોકે જીવોની દૃષ્ટિસૃષ્ટિ કરતાં વધારે સાચી છે, પરંતુ તેજ પરિણામી સત્ય છે, એવું માનવું એ પણ મોટી ભૂલ છે. આ પાંચે તત્ત્વો અને તેનાં પરિણામો પરમેશ્વરની ભૂતસૃષ્ટિ છે, પરંતુ તે ચેતનના આધાર વિના ક્ષણભર ટકે તેવી નથી. જેમ માતાપિતાની, પતિની, પુત્રની, અને જારની એકજ સ્ત્રી શરીરમાં ઉભી થયેલી માનસ સૃષ્ટિ એકબીજાસાં બાધિત થવાથી મિથ્યા છે, અને પંચભૂતના પરિણામરૂપે તે વિકારી શરીર છે. તે પંચભૂતથી ઉત્પન્ન થયેલું વિશ્વ પણ તેના નામરુપ ભેદોમાં પરસ્પર બાધિત થાય છે. એકનું દ્રવ્ય બીજામાં નથી. એકની ભાવશકિત બીજામાં નથી, એકની ક્રિયાશકિત બીજામાં નથી. આ દ્રવ્યભેદ, ભાવભેદ અને ક્રિયાભેદવડે પંચભૂતની સૃષ્ટિ પણ છેવટના સત્યરૂપે ગણાય તેવી નથી, જેવી રીતે જીવની દૃષ્ટિસૃષ્ટિનું આધાર સત્ય ઇશ્વરસૃષ્ટિ છે, તેમ ઇશ્વરની લોકપ્રસિદ્ધ સૃષ્ટિનું આધારસત્ય ઇશ્વરના સચ્ચિદાનંદરૂપ સ્વભાવ ઉપર રહેલું છે. આથી અખો કહે છે કેઃ-**ભૂતભેદચૈતન્યની લહેરો છે.**

ભૂતભેદ કહ્યો સારોદ્ધાર, પાંચેને ચેતન આધાર;
ચેતનની લહેરો મહાભૂત, લહેરોનું પ્રતિબિંબ અદ્‌ભૂત,

ભૂત ઉપજે વરતે શમે, કોઇકાળે મહાભૂત આથમે;
ચેતન સાગર જેમ છે તેમ, એક દ્વંદ્વ નહિ ગુણકર્મ.

(ગુ. શિ. સંવાદ ૪૪-૪૫)

આ પ્રમાણે પંચભૂત એજ તેનાં પરિણામ રૂપ જગત બ્રહ્મ

જેમ એક આગીઓ-સૂર્યના મહિમાને જોઇ મોહ પામે અને પોતાની તુચ્છતા માન્યા કરે, અને સૂર્ય પોતાના મહિમાનું ભાન કરી આગીઆની તુચ્છતા પ્રતિ ઉપહાસ કરે તો તે આગીઓ અને સૂર્ય બંને મોહનિદ્રામાં છે. એકનો મોહ બીજાની મોટાઇ પ્રતિ ભાર મૂકવાથી થયો છે. બીજાનો મોહ સામાની નાનમ પ્રતિ ભાર મૂકવાથી થયો છે. પરંતુ મોટમ નાનમ બંને મોહજન્ય છે, અને સાચું બળ બંનેનું તેની સ્ફુરણા પામવાની શક્તિમાં છે. તે સ્ફુરણ પામવાની અંતર્યામી શક્તિ વડેજ બંને નાનામોટા ગણાય છે. આથી ખરો મહિમા આગીઆ અને સૂર્યનો તેની સ્વતંત્ર સ્ફુરત્તામાં છે, નાનામોટા પ્રકાશમાં નથી, આ દૃષ્ટાન્તની પેઠે જીવ ઇશ્વરનો ભ્રમ છે.

**જીવ-ઇશ્વરભેદ વ્યાવહારિક ખરો છે, પરંતુ એમાં અધિકરણ એક પરબ્રહ્મ ચેતન પરમ સત્ય છે.**

જે અભિમાનીનો આ ભ્રમ પુરો થયો છે તે "મહામુક્ત". તેને અખો તજ્જ્ઞ, સ્થિત-પ્રજ્ઞ, વિદેહી-ગુરુ ગોવિંદ-એવાં અનેક નામથી પ્રબોધે છે. આ સમજણ અથવા "સૂત્ર" વાળો મહામુક્ત પુરુષ જીવભાવ અને ઇશ્વરભાવથી પરમ છે. તેવા પુરુષના ઐહિક જીવન સંબંધમાં કોઇપણ પ્રકારની લોકમર્યાદા અથવા શાસ્ત્રમર્યાદા મૂકી શકાય તેમ નથી. અખાના અભિપ્રાય પ્રમાણે આ તત્ત્વદર્શી મહાપુરુષ (ગુ૦ શિ૦ સંવાદ ખંડ ત્રીજો ૭૦-૭૮) ગમે તે પ્રકારની જીવનની ભૂમિકામાં હોઇ શકે છે. તેવા મહા પુરુષ શુક જેવા યોગી હોય, કૃષ્ણ જેવા ભોગી હોય, રામ જેવા શત્રુનો નાશ કરવાના વ્રતવાળા સદેહી (દેહાભિમાનવાળા) રાજર્ષિ હોય, જનક જેવા રાજ ધર્મનું પાલન કરનાર વિદેહી (દેહાભિમાન વિનાના) રાજર્ષિ પણ હોય, અને સંસાર યજ્ઞમાં ચોકકસપણે કામ કરનાર વસિષ્ઠ જેવા કર્મઠ પણ હોય. મહાપુરુષનાં આ પાંચ પ્રકારઃ—

**તે સમજનાર "મહામુક્ત" તત્ત્વજ્ઞસ્થિતપ્રજ્ઞ**

વિનાનાં છે. આથી વધારે ઉંડી સમજણથી પરમેશ્વરની સૃષ્ટિના સંબંધમાં તે સૃષ્ટિ છેવટનું સત્ય છે–તે મંતવ્યનો મહિમા ખોટો ઠરે છે. અખો કહે છે કે આ કારણથી તટસ્થ અથવા નિમિત્તકારણવાળા પરમેશ્વરવાદ કરતાં વેદાંતનો અભિન્ન નિર્મિત્ત અને ઉપાદાનવાળો અંતર્યામી ઇશ્વરવાદ ચઢીઆતો છેઃ—

વેદાંતે જે ઇશ્વર કહ્યો, તે જેવા કોઈ નહિ અળગો થયો;
તે ઇશ્વર છે **સર્વાવાસ,** જેણે સઘળો શબ્દ વિલાસ.
જે ઘટ જેવો ઉગે રંગ, તેણે તેવું બાંધ્યું અંગ;
પ્રભુ સામર્થ્ય તણો નહિ પાર, જે હું દ્વાર હોય વિસ્તાર.

(ચિત્તવિચાર સંવાદ ૮૪–૮૫.)

આ મુદ્દા ઉપર જોકે શ્રીશંકરભાષ્યમાં જગત્ કારણની પ્રક્રિયામાં પરમેશ્વરનું પ્રતિપાદન છે, તોપણ પરમ તાત્પર્ય નિર્વિશેષ બ્રહ્મચૈતન્યમાં છે, એમ અખો જણાવે છે.

સાંભળ સંમત કહું તુજ અંગ, શાંકરભાષ્યતણો જે રંગ.
× × × × ×
કાર્યોપાધિ તણું નામ જીવ, કારણોપાધિ ઇશ્વર સદૈવ;
જીવેશ્વરનું કારણ જેહ, પરબ્રહ્મ ત્યાં કહીએ તેહ.
× × × × ×
જીવ ઈશ્વર બ્રહ્મને વિષે, વ્યોમચિત્ર માયા રહી લખે.

(ગુ. શિ. સંવાદ ત્રીજોખંડ) ૩–૩૧.)

**શાંકરમતનું તાત્પર્ય સૃષ્ટિવાદમાં અથવા કાર્યકારણ વાદમાં નથી, પરંતુ બ્રહ્માત્મૈક્યની સમજણમાં** છેઃ—શાંકર-સિદ્ધાંતને અનુસાર વેદાન્તનું તાત્પર્ય જગત્‌ની કાર્ય પ્રક્રિયા પરમેશ્વર કારણથી છે, એવું સાબિત કરવામાં શમાયું નથી. પરંતુ કાર્ય તે કારણવિના નથી, અને તેથી જે છેલ્લું કારણ છે તે પરમ સત્ય છે, એ સાબિત કરવામાં છે.

જેમ એક આગીઓ સૂર્યના મહિમાને જોઇ મોહ પામે અને પોતાની તુચ્છતા માન્યા કરે, અને સૂર્ય પોતાના મહિમાનું ભાન કરી આગીઆની તુચ્છતા પ્રતિ ઉપહાસ કરે તો તે આગીઓ અને સૂર્ય બંને મોહનિદ્રામાં છે. એકનો મોહ બીજાની મોટાઇ પ્રતિ ભાર મૂકવાથી થયો છે. બીજાનો મોહ સામાની નાનમ પ્રતિ ભાર મૂકવાથી થયો છે. પરંતુ મોટમ નાનમ બંને મોહજન્ય છે, અને સાચું બળ બંનેનું તેની સ્ફુરણા પામવાની શક્તિમાં છે. તે સ્ફુરણ પામવાની અંતર્યામી શક્તિ વડેજ બંને નાનામોટા ગણાય છે. આથી ખરો મહિમા આગીઆ અને સૂર્યનો તેની સ્વતંત્ર સ્ફુરત્તામાં છે, નાનામોટા પ્રકાશમાં નથી, આ દૃષ્ટાન્તની પેઠે જીવ ઇશ્વરનો ભ્રમ છે.

**જીવ-ઇશ્વરભેદ વ્યાવહારિક ખરા છે, પરંતુ એમાં અધિકરણ એક પરબ્રહ્મ ચેતન પરમ સત્ય છે.**

જે અભિમાનીનો આ ભ્રમ પુરો થયો છે તે "મહામુક્ત". તેને અખો તજજ્ઞ, સ્થિત-પ્રજ્ઞ, વિદેહી-ગુરુ ગોવિંદ-એવાં અનેક નામથી પ્રબોધે છે. આ સમજણ અથવા "સૂત્ર" વાળો મહામુક્ત પુરુષ જીવભાવ અને ઇશ્વરભાવથી પરમ છે. તેવા પુરુષના ઐહિક જીવન સંબંધમાં કોઇપણ પ્રકારની લોકમર્યાદા અથવા શાસ્ત્રમર્યાદા મૂકી શકાય તેમ નથી. અખાના અભિપ્રાય પ્રમાણે આ

**તે સમજનાર "મહામુક્ત" તત્વજ્ઞસ્થિતપ્રજ્ઞ**

તત્ત્વદર્શી મહાપુરુષ (ગુ૦ શિ૦ સંવાદ ખંડ ત્રીજો ૭૦-૭૮) ગમે તે પ્રકારની જીવનની ભૂમિકામાં હોઇ શકે છે. તેવા મહા પુરુષ શુક જેવા યોગી હોય, કૃષ્ણ જેવા ભોગી હોય, રામ જેવા શત્રુનો નાશ કરવાના વ્રતવાળા સદેહી (દેહાભિમાનવાળા) રાજર્ષિ હોય, જનક જેવા રાજ ધર્મનું પાલન કરનાર વિદેહી (દેહાભિમાન વિનાના) રાજર્ષિ પણ હોય, અને સંસાર યજ્ઞમાં ચોકકસપણે કામ કરનાર વસિષ્ઠ જેવા કર્મઠ પણ હોય. મહાપુરુષનાં આ પાંચ પ્રકારઃ—

[૧]યોગી, [૨]ભોગી, [૩]સદેહી, [૪]વિદેહી, અને [૫]કર્મઠ છતાં તેની ઓળખ કરવાનાં ત્રીસ લક્ષણો છે. આ ત્રીસ લક્ષણો વડે અમુક પુરુષ મુક્ત મહા પુરૂષ છે કે બદ્ધજીવ છે તે ઓળખી શકાય છે. આ ત્રીસ લક્ષણોનું વર્ણન અખો નીચે પ્રમાણે કરે છેઃ—

**તે યોગી, ભોગી, સદેહી, વિદેહી, કર્મઠ પૈકી ગમે તે ભૂમિકામાં જીવન ગાળનાર હોય.**

× × × × ×

(ગુ. શિ. સંવાદ ત્રીજો ખંડ ૯૮-૧૧૧)

**મહામુકતને ઓળખવાનાં અસાધારણ ત્રીસ લક્ષણો.**

[૧]સત્ય ભાષણ, [૨]ક્ષમા, [૩]અદ્રોહ, [૪]આત્મભાવ, [૫]કરુણ, [૬]ધીરત્વ, [૭]બાહ્યસૃષ્ટિમાં સમભાવ, [૮]બાહ્ય આભ્યન્તર પવિત્રતા, [૯]હૃદયનું કોમળ પણું. [૧૦]સત્યને તારવાનો વેગ, [૧૧]નિષ્કિંચનતાની સમજણ, [૧૨]બ્રહ્મચર્ય, [૧૩]સત્યવૈરાગ્ય, [૧૪]તત્ત્વવિભાગની શક્તિ અથવા વિવેક જ્ઞાન, [૧૫]હરિશરણતા, [૧૬]અન્તઃકરણની શુદ્ધિ અથવા શીતલતા, [૧૭]મતી-આપણું અથવા મતાંધતાનો અભાવ, [૧૮]અદીનત્વ, [૧૯]પરમ ગાંભીર્ય, [૨૦]ચાતુર્ય, [૨૧]ષડૂર્મિથી ન દબાવાપણું, [૨૨]નિરભિમાનિત્વ, [૨૩]સર્વાત્મદષ્ટિ, [૨૪]સર્વદાન કરવાની વૃત્તિ (કલ્પદ્રુમતા) [૨૫]આર્તત્રાણ, [૨૬]મૈત્રી, [૨૭]નિષ્કામ ભગવદ્ ભક્તિ, [૨૮]બાહ્યસંગી અંતરત્યાગી, [૨૯]સમદર્શિત્વ, [૩૦]યથાપ્રારબ્ધ જીવની ઘરમાં અથવા વનમાં જવાની મિથ્યા લોલુપતા નહિ.

આ ત્રીસ લક્ષણો મહામુક્તનાં સિદ્ધ ચિન્હો છે અને મુમુક્ષુઓનાં સાધનો છે. શુદ્ધ જ્ઞાનીજ મહામુક્ત હોઇ શકે. તેને ઓળખવા સારૂ અખો દસ પ્રકારના જ્ઞાનીઓ ગણાવે છે.

(૧) શુષ્ક જ્ઞાનીઓ, (૨) જ્ઞાનદગ્ધ, (૩) વિતંડાજ્ઞાની, (૪)

અલજ્ઞાની, (૫) નિંદકજ્ઞાની, (૬), ભ્રમજ્ઞાની (૭) હઠજ્ઞાની, (૮) શઠ-જ્ઞાની, (૯) શૂન્યવાદી, (૧૦) શુદ્ધજ્ઞાની.

**મહામુક્ત દશવિધજ્ઞાનીઓ પૈકી દશમો શુદ્ધજ્ઞાની છે. જુઓ છપ્પા દશવિધ જ્ઞાનીઅંગ. જુઓ જ્ઞાન દગ્ધ-અંગ.** પરંતુ આ મુક્ત લક્ષણની સિદ્ધિ થવામાં અખો ભક્તિ સાથે જ્ઞાન વૈરાગ્ય બેની ખાસ જરૂર માને છે. તેમાં પણ વૈરાગ્ય ઉપર વધારે ભાર મૂકે છે, વૈરાગ્ય હશે તો તત્ત્વજ્ઞાન તણાતું આવશે, વૈરાગ્ય વિના તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થતુંજ નથી, અને થાય તો કાચા ઘડામાં પાણી સરી જાય તેમ તે સરી જાય છે. જ્ઞાનની નિષ્ઠા વૈરાગ્ય વિના બંધાતી નથી.

નવ પ્રકારના જ્ઞાનીઓ દસમાને ઘેર જાય ત્યારે સૂઝ આવેઃ—
"દસ પ્રકારના જ્ઞાનીઓ લખ્યા, પણ નવે તે દસમા વિણ મિથ્યા;
નવેનો લક્ષ્ય ત્યારે શુદ્ધ થાય, જ્યારે અનુભવ દસમો ઘેર જાય."

આવા શુદ્ધ જ્ઞાનીઓનાં ટોળાં હોતાં નથી. તેઓ વિરલ હોય છેઃ-

**વૈરાગ્યનાં બે રૂપોઃ-૧ જ્ઞાનનિર્વેદ; ૨ વસ્તુ વૈરાગ્ય.**

"જ્ઞાની ન હોય ટોળાં ટોળ, મુક્તા ન હોય સર્વ ગજકપોલ,
શબ્દ વેધી જોધા કો જંત, શંખ સકળ ન્હોય દક્ષિણવંત,
બહુમાં નિપજે કોઈ એક જન, બાકી અખા રમાડે મન."

(છપ્પા ૩૬૨)

જગતના ભેદવાળા પ્રાણીપદાર્થો પ્રતિ આપણને વૈરાગ્ય બુદ્ધિ બે રીતે સામાન્ય દૃષ્ટિથી ઉત્પન્ન થતી જણાય છે. કાં તો દુઃખના અનુભવથી આપણને નિર્વેદ થાય, અથવા વિષયોના દોષોના ભાન વડે નિર્વેદ થાય. દુઃખથી ઉત્પન્ન થનારો વૈરાગ્ય બીજા વિષયો મળી આવતાં અને દેશકાલ, અને વસ્તુસ્થિતિ બદલાતાં અળપાઈ જાય છે, અથવા જગત્ તરફ દ્વૈષ બુદ્ધિ ઉત્પન્ન કરે છે. અખો આ વૈરા-ગ્યને નિરુપયોગી માને છેઃ—

જન જાણે છે જે વૈરાગ્ય, તે ત્યાં સામો ઉપજે રાગ,
વૈરાગ્ય હોય ત્યાં ન્હોય દ્વેષ, તે ત્યાં ઉભો બાંધે કલેશ.
આપાપોનો થાયે ત્યાગ, ત્યારે અખા સાચો વૈરાગ્ય.

(છપ્પા ૬૧૧.)

**વૈરાગ્યમાં દ્વેષની છાયા હોવી ન જોઇએ**—વિષયોના સાચા પાંચભૌતિક વિકારો તરીકેનું જ્ઞાન થવાથી જે નિર્વેદ પ્રકટે તેને અખો "જ્ઞાનનિર્વેદ" કહે છે અને તેનું બીજું નામ વિવેકથી ઉત્પન્ન થનારો વૈરાગ્ય અથવા અપર વૈરાગ્ય શાસ્ત્રમાં કહે છે, **ગુરુ-શિષ્યસંવાદ**ના બીજા ખંડમાં આ વૈરાગ્યનો બોધ છે. તત્ત્વજ્ઞાનના ઉદયનો આધાર આ જ્ઞાનનિર્વેદ ઉપર છે.

પરમ વસ્તુ જે પ્રકારની સચ્ચિદાનંદ એકરસ છે, અને જીવ-ઇશ્વર ભેદ વાસ્તવ નથી એવી ઉંડી સમજણથી ઐશ્વર્યાદિ સર્વ પ્રપંચમાં વૈરાગ્ય સિદ્ધ થવો તેને અખો "વસ્તુવૈરાગ" કહે છે. તેના ઉપર તત્ત્વજ્ઞાનની નિષ્ઠાનો આધાર છે.

"વસ્તુ વૈરાગ્ય હોય જો મન, તો વસ્તુ પ્રીછીએ જન;
પ્રત્યક્ષ વસ્તુ ન દેખે તેહ, જેને દૃશ્ય ઘણી છે દેહ.
દૃશ્ય નિવારે તો છે રામ, સ્વેપદ આપ તુરીયા ધામ;
રૂપ વસ્તુ વૈરાગ્ય તું, સાંભળ કહું તુજ તન;
અચવ્યું આપ વિચારતાં, નામ ટળે પુરંજન."

(ગુરુ-શિ. સં. ત્રીજો ખંડ ૨૦-૨૨.)

**વૈરાગ્યના ફલ રૂપે તત્ત્વજ્ઞાન.** વિવેકજન્ય વૈરાગ્ય અથવા અખાની પરિભાષામાં કહીએ તો "જ્ઞાનનિર્વેદ" અને પરમ વૈરાગ્ય અથવા અખાની પરિભાષામાં કહીએ તો "વસ્તુવૈરાગ્ય" વિના તત્ત્વજ્ઞાન પ્રકટ થતું નથી તથા ટકતું નથી. આ તત્ત્વજ્ઞાનનો આધાર આ બે પ્રકારના વૈરાગ્ય ઉપર છે. ગુ૦ શિ૦ સંવાદના ચોથા ખંડમાં અખો તત્ત્વજ્ઞાનનું નિરૂપણ કરે છે. રાગદ્વેષવાળી, આપણી દૃષ્ટિ અથવા કલેશવાળી ચિત્તની સ્થિતિ વસ્તુને જેવી છે તેવી દેખાડી શકતીજ નથી. આપણા

અંતઃકરણને અવિદ્યા દોષ અંધારી આપે છે, અને રાગદ્વેષ ખોટા રંગમાં વસ્તુને દેખાડે છે. અવિદ્યા વડે જે અન્તકરણની સ્થિતિ થાય તેનું નામ "અદૃષ્ટિતત્ત્વ" અખો કહે છે કેઃ—

## અદૃષ્ટિતત્ત્વ વડે શુન્યનો સ્વીકાર.

જ્યારે પ્રકટ્યું અદૃષ્ટિતત્ત્વ શૂન્ય કેરૂં કરીએ તે સત્વ.

ગુ. શિ. સં. ચોથો ખંડ ૪૨)

## દૃષ્ટિ અદૃષ્ટિ તત્ત્વ વડે અનુભવાતાં દ્રવ્યદ્વૈત, ભાવદ્વૈત, ક્રિયાદ્વૈત.

રાગ દ્વેષથી હણાયેલું અંતઃકરણ જે અનુભવ મેળવે તે લક્ષાલક્ષ અથવા પક્ષાપક્ષવાળો હોય છે. આ લક્ષાલક્ષવાળું અથવા પક્ષાપક્ષવાળું ચિત્ત જોકે જ્ઞાન મેળવે છે, પરંતુ અપૂર્ણ અને ખંડવાળું તે જ્ઞાન હોય છે, તાર્કિકોનું સઘળું જ્ઞાન આ વર્ગમાં પડે છે. આ જ્ઞાન ભેદ-અભેદને વળગે છે કાર્ય કારણના વાદમાં જકડાય છે, અને જ્ઞાન મેળવનાર તત્ત્વને બાજુ ઉપર મૂકી જ્ઞેયનેજ સત્ય માની વ્યવહાર કરે છે. આ પ્રકારનું લક્ષાલક્ષવાળું,પક્ષાપક્ષવાળું, ભેદાભેદ-જ્ઞાન "દૃષ્ટિ-અદૃષ્ટિતત્ત્ર" કહેવાય છે. તે વડે એક અદ્વૈત બ્રહ્મ ઉપર ત્રણ પ્રકારના દ્વૈતના આરોપો ઉભા થાય છે. એક સચ્ચિદાનંદ અદ્વિતીય બ્રહ્મતત્ત્વને સ્થાને પંચભૂતો તેનાં ચૌદ લોકવાળાં ભોગ્ય સ્થાનો, તે તે લોકમાં ભોગ ભોગવનાર મનુષ્ય, દેવ, પક્ષી અનેક ભોક્તાઓ વગેરે દ્રવ્યદ્વૈત ઉભું કરવામાં આવે છે. આ પંચભૂતો, તેના કાર્ય રૂપ ભોગ્ય લોકો, અને તેના અનેક ભોકતા રૂપી દ્રવ્ય-દ્વૈત ઉભું થયું તેના ઉપર ભાવદ્વૈત ઘડાય છે. દરેક પિંડના જુદા જૂદા રંગો, અકારણ રાગદ્વેષો, ભાવદ્વૈતના એટલે ચિત્તના ધર્માધર્મ, જ્ઞાન-અજ્ઞાન વૈરાગ્ય-અવૈરાગ્ય, ઐશ્વર્ય-અનૈશ્વર્ય, એવા આઠ ભાવોના ભેદવડે એક તરફ ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ઐશ્વર્યની પરા કાષ્ઠાવાળા બ્રહ્મદેવની અને બીજી તરફ અધર્મ અજ્ઞાન અવૈરાગ્ય અને અનૈશ્વર્યની પરાકાષ્ઠાવાળા ક્ષુદ્ર જંતુની ભેદભાવના ઉભી થાય

જન જાણે છે જે વૈરાગ્ય, તે ત્યાં સામો ઉપજે રાગ,
વૈરાગ્ય હોય ત્યાં ન્હોય દ્વેષ, તે ત્યાં ઉભો બાંધે કલેશ.
આપાપોનો થાયે ત્યાગ, ત્યારે અખા સાચો વૈરાગ્ય.

(છપ્પા ૬૧૧.)

**વૈરાગ્યમાં દ્વેષની છાયા હોવી ન જોઇએ**—વિષયોના સાચા પાંચભૌતિક વિકારો તરીકેનું જ્ઞાન થવાથી જે નિર્વેદ પ્રકટે તેને અખો "જ્ઞાનનિર્વેદ" કહે છે અને તેનું બીજું નામ વિવેકથી ઉત્પન્ન થનારો વૈરાગ્ય અથવા અપર વૈરાગ્ય શાસ્ત્રમાં કહે છે, ગુરુ-શિષ્યસંવાદના બીજા ખંડમાં આ વૈરાગ્યનો બોધ છે. તત્ત્વજ્ઞાનના ઉદયનો આધાર આ જ્ઞાનનિર્વેદ ઉપર છે.

પરમ વસ્તુ જે પ્રકારની સચ્ચિદાનંદ એકરસ છે, અને જીવ-ઇશ્વર ભેદ વાસ્તવ નથી એવી ઉંડી સમજણથી ઐશ્વર્યાદિ સર્વ પ્રપંચમાં વૈરાગ્ય સિદ્ધ થવો તેને અખો "વસ્તુવૈરાગ" કહે છે. તેના ઉપર તત્ત્વજ્ઞાનની નિષ્ઠાનો આધાર છે.

"વસ્તુ વૈરાગ્ય હોય જો મન, તો વસ્તુ પ્રીછીએ જન;
પ્રત્યક્ષ વસ્તુ ન દેખે તેહ, જેને દૃશ્ય ઘણી છે દેહ.
દૃશ્ય નિવારે તો છે રામ, સ્વેપદ આપ તુરીયા ધામ;
રૂપ વસ્તુ વૈરાગ્ય તું, સાંભળ કહું તુજ તન;
અચવ્યું આપ વિચારતાં, નામ ટળે પુરંજન."

(ગુરુ-શિ. સં. ત્રીજો ખંડ ૨૦-૨૨.)

**વૈરાગ્યના ફલ રૂપે તત્ત્વજ્ઞાન.** વિવેકજન્ય વૈરાગ્ય અથવા અખાની પરિભાષામાં કહીએ તો "જ્ઞાનનિર્વેદ" અને પરમ વૈરાગ્ય અથવા અખાની પરિભાષામાં કહીએ તો "વસ્તુવૈરાગ્ય" વિના તત્ત્વજ્ઞાન પ્રકટ થતું નથી તથા ટકતું નથી. આ તત્ત્વજ્ઞાનનો આધાર આ બે પ્રકારના વૈરાગ્ય ઉપર છે. ગુ૦ શિ૦ સંવાદના ચોથા ખંડમાં અખો તત્ત્વજ્ઞાનનું નિરૂપણ કરે છે. રાગદ્વેષવાળી, આપણી દૃષ્ટિ અથવા ક્લેશવાળી ચિત્તની સ્થિતિ વસ્તુને જેવી છે તેવી દેખાડી શકતીજ નથી. આપણા

અંતઃકરણને અવિદ્યા દોષ અંધારી આપે છે, અને રાગદ્વેષ ખોટા રંગમાં વસ્તુને દેખાડે છે. અવિદ્યા વડે જે અન્તકરણની સ્થિતિ થાય તેનું નામ "અદષ્ટિતત્ત્વ" અમો કહે છે કેઃ—

## અદષ્ટિતત્ત્વ વડે શુન્યનો સ્વીકાર.

જ્યારે પ્રકટ્યું અદષ્ટિતત્ત્વ શૂન્ય કેરૂં કરીએ તે સત્વ.

ગુ. શિ. સં. ચોથો ખંડ ૪૨)

## દષ્ટિ અદષ્ટિ તત્ત્વ વડે અનુભવાતાં દ્રવ્યદ્વૈત, ભાવદ્વૈત, ક્રિયાદ્વૈત.

રાગ દ્વેષથી હણાયેલું અંતઃકરણ જે અનુભવ મેળવે તે લક્ષાલક્ષ અથવા પક્ષાપક્ષવાળો હોય છે. આ લક્ષાલક્ષવાળું અથવા પક્ષાપક્ષવાળું ચિત્ત જોકે જ્ઞાન મેળવે છે, પરંતુ અપૂર્ણ અને ખંડવાળું તે જ્ઞાન હોય છે, તાર્કિકોનું સઘળું જ્ઞાન આ વર્ગમાં પડે છે. આ જ્ઞાન ભેદ-અભેદને વળગે છે કાર્ય કારણના વાદમાં જકડાય છે, અને જ્ઞાન મેળવનાર તત્ત્વને બાજુ ઉપર મૂકી જ્ઞેયનેજ સત્ય માની વ્યવહાર કરે છે. આ પ્રકારનું લક્ષાલક્ષવાળું, પક્ષાપક્ષવાળું, ભેદાભેદ-જ્ઞાન "દષ્ટિ-અદષ્ટિતત્ત્વ" કહેવાય છે. તે વડે એક અદ્વૈત બ્રહ્મ ઉપર ત્રણ પ્રકારના દ્વૈતના આરોપો ઉભા થાય છે. એક સચ્ચિદાનંદ અદ્વિતીય બ્રહ્મતત્ત્વને સ્થાને પંચભૂતો તેનાં ચૌદ લોકવાળાં ભોગ્ય સ્થાનો, તે તે લોકમાં ભોગ ભોગવનાર મનુષ્ય, દેવ, પક્ષી અનેક ભોક્તાઓ વગેરે દ્રવ્યદ્વૈત ઉભું કરવામાં આવે છે. આ પંચભૂતો, તેના કાર્ય રૂપ ભોગ્ય લોકો, અને તેના અનેક ભોકતા રૂપી દ્રવ્યદ્વૈત ઉભું થયું તેના ઉપર ભાવદ્વૈત ઘડાય છે. દરેક પિંડના જુદા જૂદા રંગો, અકારણ રાગદ્વેષો, ભાવદ્વૈતના એટલે ચિત્તના ધર્માધર્મ, જ્ઞાન-અજ્ઞાન વૈરાગ્ય-અવૈરાગ્ય, ઐશ્વર્ય-અનૈશ્વર્ય, એવા આઠ ભાવોના ભેદવડે એક તરફ ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ઐશ્વર્યની પરાકાષ્ઠાવાળા બ્રહ્મદેવની અને બીજી તરફ અધર્મ અજ્ઞાન અવૈરાગ્ય અને અનૈશ્વર્યની પરાકાષ્ઠાવાળા ક્ષુદ્ર જંતુની ભેદભાવના ઉભી થાય

જન જાણે છે જે વૈરાગ્ય, તે ત્યાં સામો ઉપજે રાગ,
વૈરાગ્ય હોય ત્યાં ન્હોય દ્વેષ, તે ત્યાં ઉભો બાંધે કલેશ.
આપાપોનો થાયે ત્યાગ, ત્યારે અખા સાચો વૈરાગ્ય.

(છપ્પા ૬૧૧.)

**વૈરાગ્યમાં દ્વેષની છાયા હોવી ન જોઇએ**—વિષયોના સાચા પાંચભૌતિક વિકારો તરીકેનું જ્ઞાન થવાથી જે નિર્વેદ પ્રકટે તેને અખો "જ્ઞાનનિર્વેદ" કહે છે અને તેનું બીજું નામ વિવેકથી ઉત્પન્ન થનારો વૈરાગ્ય અથવા અપર વૈરાગ્ય શાસ્ત્રમાં કહે છે, **ગુરુ-શિષ્યસંવાદ**ના બીજા ખંડમાં આ વૈરાગ્યનો બોધ છે. તત્ત્વજ્ઞાનના ઉદયનો આધાર આ જ્ઞાનનિર્વેદ ઉપર છે.

પરમ વસ્તુ જે પ્રકારની સચ્ચિદાનંદ એકરસ છે, અને જીવ-ઇશ્વર ભેદ વાસ્તવ નથી એવી ઉંડી સમજણથી ઐશ્વર્યાદિ સર્વ પ્રપંચમાં વૈરાગ્ય સિદ્ધ થવો તેને અખો "વસ્તુવૈરાગ" કહે છે. તેના ઉપર તત્ત્વજ્ઞાનની નિષ્ઠાનો આધાર છે.

"વસ્તુ વૈરાગ્ય હોય જો મન, તો વસ્તુ પ્રીછીએ જન;
પ્રત્યક્ષ વસ્તુ ન દેખે તેહ, જેને દૃશ્ય ઘણી છે દેહ.
દૃશ્ય નિવારે તો છે રામ, સ્વેપદ આપ તુરીયા ધામ;
રૂપ વસ્તુ વૈરાગ્ય તું, સાંભળ કહું તુજ તન;
અચવ્યું આપ વિચારતાં, નામ ટળે પુરંજન."

(ગુરુ-શિ. સં. ત્રીજો ખંડ ૨૦-૨૨.)

**વૈરાગ્યના ફલ રૂપે તત્ત્વજ્ઞાન.** વિવેકજન્ય વૈરાગ્ય અથવા અખાની પરિભાષામાં કહીએ તો "જ્ઞાનનિર્વેદ" અને પરમ વૈરાગ્ય અથવા અખાની પરિભાષામાં કહીએ તો "વસ્તુવૈરાગ્ય" વિના તત્ત્વજ્ઞાન પ્રકટ થતું નથી તથા ટકતું નથી. આ તત્ત્વજ્ઞાનનો આધાર આ બે પ્રકારના વૈરાગ્ય ઉપર છે. ગુ૦ શિ૦ સંવાદના ચોથા ખંડમાં અખો તત્ત્વજ્ઞાનનું નિરૂપણ કરે છે. રાગદ્વેષવાળી, આપણી દૃષ્ટિ અથવા કલેશવાળી ચિત્તની સ્થિતિ વસ્તુને જેવી છે તેવી દેખાડી શકતીજ નથી. આપણા

અંતઃકરણને અવિદ્યા દોષ અંધારી આપે છે, અને રાગદ્વેષ ખોટા રંગમાં વસ્તુને દેખાડે છે. અવિદ્યા વડે જે અન્તકરણની સ્થિતિ થાય તેનું નામ "અદષ્ટિતત્ત્વ" અખો કહે છે કેઃ—

### અદૃષ્ટિતત્ત્વ વડે શુન્યનો સ્વીકાર.

જ્યારે પ્રકટ્યું અદષ્ટિતત્ત્વ શૂન્ય કેરૂં કરીએ તે સત્વ.

ગુ. શિ. સં. ચોથો ખંડ ૪૨)

### દષ્ટિ અદૃષ્ટિ તત્ત્વ વડે અનુભવાતાં દ્રવ્યદ્વૈત, ભાવદ્વૈત, ક્રિયાદ્વૈત.

રાગ દ્વેષથી હણાયેલું અંતઃકરણ જે અનુભવ મેળવે તે લક્ષાલક્ષ અથવા પક્ષાપક્ષવાળો હોય છે. આ લક્ષાલક્ષવાળું અથવા પક્ષાપક્ષવાળું ચિત્ત જોકે જ્ઞાન મેળવે છે, પરંતુ અપૂર્ણ અને ખંડવાળું તે જ્ઞાન હોય છે, તાર્કિકોનું સઘળું જ્ઞાન આ વર્ગમાં પડે છે. આ જ્ઞાન ભેદ–અભેદને વળગે છે કાર્ય કારણના વાદમાં જકડાય છે, અને જ્ઞાન મેળવનાર તત્ત્વને બાજુ ઉપર મૂકી જ્ઞેયનેજ સત્ય માની વ્યવહાર કરે છે. આ પ્રકારનું લક્ષાલક્ષવાળું, પક્ષાપક્ષવાળું, ભેદાભેદ-જ્ઞાન "દષ્ટિ–અદષ્ટિતત્ત્વ" કહેવાય છે. તે વડે એક અદ્વૈત બ્રહ્મ ઉપર ત્રણ પ્રકારના દ્વૈતના આરોપો ઉભા થાય છે. એક સચ્ચિદાનંદ અદ્વિતીય બ્રહ્મતત્ત્વને સ્થાને પંચભૂતો તેનાં ચૌદ લોકવાળાં ભોગ્ય સ્થાનો, તે તે લોકમાં ભોગ ભોગવનાર મનુષ્ય, દેવ, પક્ષી અનેક ભોક્તાઓ વગેરે દ્રવ્યદ્વૈત ઉભું કરવામાં આવે છે. આ પંચભૂતો, તેના કાર્ય રૂપ ભોગ્ય લોકો, અને તેના અનેક ભોકતા રૂપી દ્રવ્ય-દ્વૈત ઉભું થયું તેના ઉપર ભાવદ્વૈત ઘડાય છે. દરેક પિંડના જુદા જૂદા રંગો, અકારણ રાગદ્વેષો, ભાવદ્વૈતના એટલે ચિત્તના ધર્માધર્મ, જ્ઞાન–અજ્ઞાન વૈરાગ્ય–અવૈરાગ્ય, ઐશ્વર્ય–અનૈશ્વર્ય, એવા આઠ ભાવોના ભેદવડે એક તરફ ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ઐશ્વર્યની પરા કાષ્ઠાવાળા બ્રહ્મદેવની અને બીજી તરફ અધર્મ અજ્ઞાન અવૈરાગ્ય અને અનૈશ્વર્યની પરાકાષ્ઠાવાળા ક્ષુદ્ર જંતુની ભેદભાવના ઉભી થાય

જન જાણે છે જે વૈરાગ્ય, તે ત્યાં સામો ઉપજે રાગ,
વૈરાગ્ય હોય ત્યાં ન્હોય દ્વેષ, તે ત્યાં ઉભો બાંધે ક્લેશ.
આપાપોનો થાયે ત્યાગ, ત્યારે અખા સાચો વૈરાગ્ય.

(છપ્પા ૬૧૧.)

**વૈરાગ્યમાં દ્વેષની છાયા હોવી ન જોઇએ**—વિષયોના સાચા પાંચભૌતિક વિકારો તરીકેનું જ્ઞાન થવાથી જે નિર્વેદ પ્રકટે તેને અખો "જ્ઞાનનિર્વેદ" કહે છે અને તેનું બીજું નામ વિવેકથી ઉત્પન્ન થનારો વૈરાગ્ય અથવા અપર વૈરાગ્ય શાસ્ત્રમાં કહે છે, **ગુરુ-શિષ્યસંવાદ**ના બીજા ખંડમાં આ વૈરાગ્યનો બોધ છે. તત્ત્વજ્ઞાનના ઉદયનો આધાર આ જ્ઞાનનિર્વેદ ઉપર છે.

પરમ વસ્તુ જે પ્રકારની સચ્ચિદાનંદ એકરસ છે, અને જીવ-ઇશ્વર ભેદ વાસ્તવ નથી એવી ઉંડી સમજણથી ઐશ્વર્યાદિ સર્વ પ્રપંચમાં વૈરાગ્ય સિદ્ધ થવો તેને અખો "વસ્તુવૈરાગ" કહે છે. તેના ઉપર તત્ત્વજ્ઞાનની નિષ્ઠાનો આધાર છે.

"વસ્તુ વૈરાગ્ય હોય જો મન, તો વસ્તુ પ્રીછીશે જન;
પ્રત્યક્ષ વસ્તુ ન દેખે તેહ, જેને દ્રશ્ય ઘણી છે દેહ.
દ્રશ્ય નિવારે તો છે રામ, સ્વેપદ આપ તુરીયા ધામ;
રૂપ વસ્તુ વૈરાગ્ય તું, સાંભળ કહું તુજ તન;
અચવ્યું આપ વિચારતાં, નામ ટળે પુરંજન."

(ગુરુ-શિ. સં. ત્રીજો ખંડ ૨૦-૨૨.)

**વૈરાગ્યના ફલ રૂપે તત્ત્વજ્ઞાન.** વિવેકજન્ય વૈરાગ્ય અથવા અખાની પરિભાષામાં કહીએ તો "જ્ઞાનનિર્વેદ" અને પરમ વૈરાગ્ય અથવા અખાની પરિભાષામાં કહીએ તો "વસ્તુવૈરાગ્ય" વિના તત્ત્વજ્ઞાન પ્રકટ થતું નથી તથા ટકતું નથી. આ તત્ત્વજ્ઞાનનો આધાર આ બે પ્રકારના વૈરાગ્ય ઉપર છે. ગુ૰ શિ૰ સંવાદના ચોથા ખંડમાં અખો તત્ત્વજ્ઞાનનું નિરૂપણ કરે છે. રાગદ્વેષવાળી, આપણી દષ્ટિ અથવા ક્લેશવાળી ચિત્તની સ્થિતિ વસ્તુને જેવી છે તેવી દેખાડી શકતીજ નથી. આપણા

અંતઃકરણને અવિદ્યા દોષ અંધારી આપે છે, અને રાગદ્વેષ ખોટા રંગમાં વસ્તુને દેખાડે છે. અવિદ્યા વડે જે અન્તકરણની સ્થિતિ થાય તેનું નામ "અદષ્ટિતત્ત્વ" અખો કહે છે કેઃ—

## અદ્દષ્ટિતત્ત્વ વડે શુન્યનો સ્વીકાર.

જ્યારે પ્રકટયું અદષ્ટિતત્ત્વ શૂન્ય કેરૂં કરીએ તે સત્વ.

ગુ. શિ. સં. ચોથો ખંડ ૪૨)

## દષ્ટિ અદષ્ટિ તત્ત્વ વડે અનુભવાતાં દ્રવ્યદ્વૈત, ભાવદ્વૈત, ક્રિયાદ્વૈત.

રાગ દ્વેષથી હણાયેલું અંતઃકરણ જે અનુભવ મેળવે તે લક્ષાલક્ષ અથવા પક્ષાપક્ષવાળો હોય છે. આ લક્ષાલક્ષવાળું અથવા પક્ષાપક્ષવાળું ચિત્ત જોકે જ્ઞાન મેળવે છે, પરંતુ અપૂર્ણ અને ખંડવાળું તે જ્ઞાન હોય છે, તાર્કિકોનું સઘળું જ્ઞાન આ વર્ગમાં પડે છે. આ જ્ઞાન ભેદ–અભેદને વળગે છે કાર્ય કારણના વાદમાં જકડાય છે, અને જ્ઞાન મેળવનાર તત્ત્વને બાજુ ઉપર મૂકી જ્ઞેયનેજ સત્ય માની વ્યવહાર કરે છે. આ પ્રકારનું લક્ષાલક્ષવાળું, પક્ષાપક્ષવાળું, ભેદાભેદ-જ્ઞાન "દષ્ટિ–અદષ્ટિતત્ત્વ" કહેવાય છે. તે વડે એક અદ્વૈત બ્રહ્મ ઉપર ત્રણ પ્રકારના દ્વૈતના આરોપો ઉભા થાય છે. એક સચ્ચિદાનંદ-અદ્વિતીય બ્રહ્મતત્ત્વને સ્થાને પંચભૂતો તેનાં ચૌદ લોકવાળાં ભોગ્ય સ્થાનો, તે તે લોકમાં ભોગ ભોગવનાર મનુષ્ય, દેવ, પક્ષી અનેક ભોક્તાઓ વગેરે દ્રવ્યદ્વૈત ઉભું કરવામાં આવે છે. આ પંચભૂતો, તેના કાર્ય રૂપ ભોગ્ય લોકો, અને તેના અનેક ભોક્તા રૂપી દ્રવ્ય-દ્વૈત ઉભું થયું તેના ઉપર ભાવદ્વૈત ઘડાય છે. દરેક પિંડના જુદા જૂદા રંગો, અકારણ રાગદ્વેષો, ભાવદ્વૈતના એટલે ચિત્તના ધર્માધર્મ, જ્ઞાન–અજ્ઞાન વૈરાગ્ય–અવૈરાગ્ય, ઐશ્વર્ય–અનૈશ્વર્ય, એવા આઠ ભાવોના ભેદવડે એક તરફ ધર્મ જ્ઞાન વૈરાગ્ય અને ઐશ્વર્યની પરા કાષ્ઠાવાળા બ્રહ્મદેવની અને બીજી તરફ અધર્મ અજ્ઞાન અવૈરાગ્ય અને અનૈશ્વર્યની પરાકાષ્ઠાવાળા ક્ષુદ્ર જંતુની ભેદભાવના ઉભી થાય

છે; અને ભેદભાવનામાં ફસાયેલાં પ્રાણીઓ, ભાવદ્વૈતથી હણાયેલાં તત્ત્વજ્ઞાન મેળવી શકતાં નથી.

દ્રવ્યદ્વૈત ઉપર ભાવદ્વૈત ઉભું થયા પછી ક્રિયાદ્વૈત ઉભું થાય છે. પ્રત્યેક પિંડના જૂદા ભાવો હોવાથી અને જૂદી વાસનાઓ હોવાથી તેની ક્રિયા નિયમે કરી જૂદી પડે છે, અને તેથી ક્રિયાએ કરીને સર્વ પ્રાણી પદાર્થો વસ્તુતઃ જૂદા છે એવું માની લેવામાં આવે છે.

દ્રવ્યદ્વૈત, ભાવદ્વૈત, અને ક્રિયાદ્વૈતને વળગનારી જીવની સમજણ-લક્ષાલક્ષવાળી, પક્ષાપક્ષવાળી, દૃષ્ટિ અદૃષ્ટિ તત્ત્વવાળી ગણાય છે. તેની દૃષ્ટિ વ્યવહાર સાધે છે, પણ પરમાર્થ જોઈ શકતી નથી. તેવી દૃષ્ટિ આધાર ચૈતન્યને જોતી નથી. જે ચૈતન્ય ઉપર આ ત્રણ દ્વૈતના ઘાટ ઘડાયા છે તે પીઠ ઉપર આ ત્રણ પ્રકારના નાટકના રંગો છે—એ સ્મૃતિ જતી રહે છે; આ ત્રણ પ્રકારના દ્વૈતરંગો આ જમાનામાં "સીનેમાના" ખેલો જેવા છે અને અખાના ગામડે ગામડે આળા ચામડામાં દીવાની મદદથી દેખાડાતા ખેલો જેવા છે. (જુઓ ચિત્ત વિચાર સંવાદ ૨૭૧-૨૭૮. છપ્પાના વિશ્વરૂપ અંગ ૧૫૦-૧૫૩, ચામખેડાના ખેલ સંબંધમાં)

દૃષ્ટિતત્ત્વ વડે વસ્તુજ્ઞાન અથવા સાચું તત્ત્વજ્ઞાન. વૈરાગ્યના અભાવથી જ્યારે ચિત્તની અવિદ્યા અંધારી, અને રાગદ્વેષનાં રંગવાળાં ચસમાં દૂર થાય છે ત્યારે અનુભવીને "દૃષ્ટિ તત્ત્વ" ઉઘડે છે. આ સંબંધમાં અખો કહે છે કે:—

"દૃષ્ટિતત્ત્વ પ્રકટ્યું જ્ઞાન, ત્યારે ટળીયું પ્રકૃતિનું માન;
દૃષ્ટિતત્ત્વ તે તેનું નામ, જે દેખીએ દૃષ્ટે ધામ."

આ દૃષ્ટિતત્ત્વ વસ્તુને વળગે છે, ત્યારે અદૃષ્ટિતત્ત્વ [illegible] વળગે છે.

"જ્યારે પ્રકટ્યું અદૃષ્ટિ તત્ત્વ, અન્યકેરું કહીએ સત્ત્વ;
પરાત્પર પરબ્રહ્મ ચૈતન્ય જેહ, વસ્તુ નામ કહીએ તેહ.
વસ્તુતઃ પ્રકટે જે અંગ, ત્યાં દ્વૈતનો થાય ભંગ;

પામે વસ્તુનો છે સ્વભાવ, ટળે દ્વૈતને આપે થાય.
મોટાનો અનુભવ મહા, તે નહિ છીલરને-સાધ્ય."

આ દૃષ્ટિતત્ત્વ વડે મહા અનુભવ અથવા બ્રહ્માત્મૈક્ય વસ્તુનું ભાન અથવા "સૂઝ," પછી જીવન્મુક્તને "અણલિંગી" અવસ્થા પ્રકટે છે. (જુઓ છપ્પા-સૂત્ર અંગ ૧૩૧-૧૨૪. ગુ. શિ. સંવાદ ત્રીજો ખંડ ૩૨-૨૩).

**લિંગભેદ અને અણલિંગી પદનું વર્ણન.** અખાની "સૂઝવડે જે અણલિંગી" પદ પ્રાપ્ત થાય છે એ પરિભાષા કંઈક સમજવા જેવી છે. જે વડે કોઈ પણ પ્રાણીપદાર્થની પુટ થાય અથવા જૂદા રૂપમાં ઉગી નીકળે અથવા જન્મે* તેનું નામ "લિંગ." જેમાં કાર્ય સૂક્ષ્મભાવે ઉત્પત્તિ પૂર્વે રહે છે, જેમાં કાર્ય પ્રકટ થાય છે, અને જેમાં કાર્ય શમે છે અને જે વડે પરમેશ્વરની લક્ષણા થાય છે તેનું નામ "લિંગ". "લિંગો" કારક હોય, એટલે ઉપાદાન કારણ રૂપે હોય, અને જ્ઞાપક પણ હોય. અચેતનલિંગો કારક છે. ચેતનલિંગ જ્ઞાપક ગણાય છે.

**વેદાન્તશાસ્ત્રનાં લિંગો અને શૈવાગમોનાં લિંગોનું વર્ગીકરણ, તેની શક્તિઓ, તેનાં અંગસ્થલોનું પ્રતિપાદન.** પરમેશ્વરનું લક્ષક "લિંગ" ચાર રૂપો ધારણ કરે છે, અને તેમાંથી જે પુટ અથવા પરિણામ થાય છે તેને "દેહ" અથવા "અંગસ્થલ" કહે છે. લિંગ જ્યારે કારણ, ત્યારે દેહ તે કાર્ય. લિંગ તે કાર્ય કરનાર

---

* सूक्ष्मत्वात्करणत्वाच्च लयनाद् गमनादपि ।
लक्षणात्परमेशस्य, लिङ्गमित्यभिधीयते ॥
(योगशिखोपनिषद् )

लिंगशब्देन विद्वांसः सृष्टिसंहारकारणम्
लयादागमनाच्चाहुर्भावानांपदमव्ययम् ।
(तन्त्रालोक)

સામર્થ્ય અથવા વીર્ય અથવા બળ, ત્યારે "અંગસ્થલ" અથવા યોનિ તે કાર્યનું પ્રકટ થવાનું અધિકરણ. આ મૂલ પરિભાષા શૈવાગમની છે, અને તેનો સ્વીકાર સાંખ્યયોગમાં અને વૈદિક અને પૌરાણિક ધર્મમાં નામાંતરે અને રૂપાંતરે થયો છે. વેદાન્ત શાસ્ત્રમાં એમ માનવામાં આવે છે કે લિંગના ચાર પ્રકાર છે:–(૧) મહાચૈતન્ય અથવા પરબ્રહ્મ રૂપ વસ્તુ તે મહાકારણ લિંગ; તેની શક્તિનું નામ સહજા અથવા સ્વતંત્ર ચિદ્‌શક્તિ, અને તેનું અંગસ્થળ એટલે અભિવ્યક્તિનું સ્થાન, તે કૈવલ્ય માણનારા જ્ઞાનીનો દેહ. (૨) તે મહાકારણમાંથી બીજું લિંગ થાય છે. તેનું નામ કારણલિંગ; તેની શક્તિ તે ચેતના અને તેનું અંગસ્થલ તે ઇશ્વરનો દેહ. (૩) કારણ લિંગમાંથી ત્રીજું લિંગ ઉદય પામે છે. તેનું નામ સૂક્ષ્મલિંગ, તેની શક્તિ વિષયોની વાસના અને તેનું અંગસ્થલ તે જીવનો દેહ. (૪) સૂક્ષ્મલિંગમાંથી ચોથું લિંગ પ્રકટે તેનું નામ સ્થૂલ લિંગ, તેની શક્તિ તે સ્થૂલ શરીરને ઉત્પન્ન કરવાની અથવા વિષયને ભોગવવાની ભાવના, અને તેનું અંગસ્થળ તે આપણો પ્રત્યક્ષ સ્થૂલ દેહ જે વડે સ્થૂલ ભોગો ભોગવાય છે. આ ચાર વેદાંતનાં મહાકારણ, કારણ, સૂક્ષ્મ અને સ્થૂલ લિંગોની શૈવાગમમાં મોક્ષલિંગ, જ્ઞાનલિંગ, (ભાવલિંગ), યોગલિંગ (પ્રાણલિંગ), અને ભોગલિંગ (ઇષ્ટલિંગ) એવી સંજ્ઞાઓ છે.

આ ચાર પ્રકારનાં લિંગોમાં જે સ્થળ અથવા અંગસ્થાન છે એટલે પિંડ છે તેમાં છવ્વીસ તત્ત્વો સમાયેલાં છે.—

નીચેનું કોષ્ટક શૈવાગમ પ્રમાણે અને અખાના વેદાન્ત પ્રમાણે તત્ત્વોનું વર્ગીકરણ કેવું છે તે સ્પષ્ટ કરશે.

| શૈવાગમસંજ્ઞા | વેદાન્તસંજ્ઞા. |
|---|---|
| ૧ ભોગલિંગ (ઇષ્ટલિંગ) | સ્થૂલસ્થલ—અંગમાં—ધર્મપ્રેમ નિમિત્તે જીવનાં અંગસ્થલમાં—સુખ દુઃખનું ફળ ભોગવાવે. શિવના લિંગસ્થલમાં—ભક્તિરસનું ફળ ભોગવાવે. |
| ૨ યોગલિંગ (પ્રાણલિંગ) | સૂક્ષ્મસ્થલ—અંગમાં—ઐશ્વર્યભક્તિ. જીવના અંગ સ્થલમાં કામવાસનાવડે—ધર્માધર્મના નિમિત્તથી કામ સુખ ઉપજાવે. શિવના લિંગસ્થલમાં વૈરાગ્ય વાસના વડે જીવોના કલ્યાણ અર્થે અનુગ્રહવૃત્તિનો વેગ કરાવે. |
| ૩ જ્ઞાનલિંગ (ભાવલિંગ) | કારણ—સ્થલઅંગમાં જ્ઞાન. જીવના અંગસ્થલમાં—અવિદ્યાના ક્ષોભવાળી ચેતનાવડે લૌકિકજ્ઞાન પ્રકટાવે. શિવનાં લિંગસ્થલમાં—વિદ્યાની ક્ષોભવાળી ચેતના વડે અલૌકિક જ્ઞાન પ્રકટાવે. મહાકારણ—સ્થલ અંગ—વૈરાગ્ય જીવનું અંગસ્થલ નહિ. |
| ૪ મોક્ષલિંગ | શિવનું લિંગસ્થલ તે મહાવિષ્ણુનું અથવા મહામુક્તનું દેખાતું શરીર. |

| તત્ત્વસંખ્યા. | | તત્ત્વોનાં નામ. |
|---|---|---|
| (૧૫) કલા | (૫) | ભૂતનાં પંચીકૃત અણુઓ. |
| | (૫) | જ્ઞાનેન્દ્રિયો |
| | (૫) | કર્મેન્દ્રિયો |
| | | ૧૫ સમાય છે અને સ્થૂલમાં પિંડાકાર બને છે. |
| (૯) | | પંચભૂતની અપંચીકૃત |
| | ૫ | તન્માત્રાઓ |
| અને | ૪ | અન્તઃકરણ |
| | | ૯ સમાય છે અને તે સ્થૂલના અન્તર્ગત રહે છે. |
| (૧) | | **ચૈતન્યમાત્રા** જેમાં ચિદાભાસ સ્ફુરે છે, તે ઇશ્વરના દેહમાં પ્રકટ હોય છે, અને જીવના દેહમાં તેની છાયા હોય છે. |
| (૧) | | મહાવિષ્ણુ અથવા નારાયણનું સર્વાવાસવાળું ચિન્મય શરીર. |
| ૨૬ | | |

પચ્ચીસ તત્ત્વપર્યન્તનાં અણુઓથી ઘડાએલું વીર્યવાળું જ્યાંસુધી કારણ (જ્ઞાનલિંગ સૂક્ષ્મ યોગલિંગ) અને સ્થૂલલિંગ (ભોગલિંગ) વિદ્યમાન હોય ત્યાં સુધી સચેતન ભાવવાળું જીવન, ઇન્દ્રિયોની ચેષ્ટાવાળું જીવન અને સ્થૂલ વિષયોને ભોગવનારૂં જીવન પ્રકટ થયા વિના રહેતું નથી. પુનઃ પુનઃ આ નવીકુટ કરાવનાર ખરી રીતે આ લિંગોને સદ્ભાવ અને તેની શક્તિઓ છે. આ સર્વ લિંગો છેવટના અલિંગ અથવા અણુલિંગી મહાવિષ્ણુમાં ચેતના, વાસના અને વિષયભાવનાવાળી ત્રણ પ્રકારની શક્તિસહિત જ્યાંસુધી શમે નહિ ત્યાંસુધી જન્મ મરણની-પ્રેત્યભાવની-એટલે મરીને ફરી ઉત્પન્ન થવાની પરંપરા અટકી શકેજ નહિ. ચોથા અણુલિંગી મહાકારણ પદમાં જેઓ મહા અનુભવબલથી આવી શમે તેમનાં ત્રણ પ્રકારનાં લિંગો, ત્રણ પ્રકારની શક્તિઓ, અને ત્રણ પ્રકારનાં અંગસ્થલો શમે છે. અને આ સ્થિતિ પ્રકટ થવી તેને "મહાવિદેહા" અથવા મહામુક્તની સ્થિતિ કહે છે. મહામુક્ત પુરુષનું શરીર મહાવિષ્ણુનું જ્ઞાપકલિંગ છે. તેની ઉપાસનાથી સાધક અનુક્રમે ભોગલિંગ, યોગલિંગ, જ્ઞાનલિંગ, અને મોક્ષલિંગનાં ફળો મેળવી શકે છે.

મહાવિદેહા શક્તિવાળો મહામુક્ત પુરુષ અખાના અભિપ્રાય પ્રમાણે પારસમણિ જેવો છે.

"જેમ પારસ તેમ જ્ઞાતા જન, મૂળમાં તે મૂકાવે ચિહ્ન,
જીવ ટાળીને સ્વે શિવકરે, તજજ્ઞ પુરુષો મહાતમ ધરે.
જે કરે આપ સરખો તાત, એ બ્રહ્મવેત્તાની મોટી વાત,
તે માટે કરવો સત્સંગ, તો સમજીએ વસ્તુ પ્રસંગ."

(ગુ. શિ. સંવાદ ત્રીજો ખંડ ૬૭-૬૮)

સમજતાં શ્રીપતિ સ્વેં થાય, અખા એ કૈવલ્ય કંદરે,
આતું પૂરણ પુરુષોત્તમ પરબ્રહ્મ, દેખું છું હાજર હજુરરે.

(કૈવલ્યગીતા ૨૪).

સત્તરમા સૈકાના સોની જેવી લોલુપતાવાળી નાતમાં અવતરેલા સામાન્ય કેળવણીવાળા, સંસ્કૃત વિગેરે વિદ્યાના પાંડિત્ય વિનાના સાધારણ ગણાતા એક અખા જેવા મનુષ્યે બ્રહ્માનંદ જેવા પારસમણિ પાસેથી કેવી રીતે સુવર્ણભાવ મેળવ્યો તેની છાયા સમજવાને આપણ આ જમાનાના બહુ સાધનવાળા છતાં, પણ જ્ઞાનવૈરાગ્યમાં દરિદ્રીઓ, સમર્થ થઇએ એજ અખેગીતાના સ્વાધ્યાયનું ફલ છે.



# અખાનું પંચીકરણ

## ઉપોદ્‌ઘાત

અખાનો આ કદમાં નાનો પણ વિચારમાં ગંભીર ગ્રન્થ ગુજરાતી સાહિત્યના અભ્યાસકોએ સમજવા સારૂ પંચીકરણ પ્રક્રિયાનો વેદાન્ત શાસ્ત્રમાં કેવો ઉપયોગ છે અને તેનું સ્થાન તે શાસ્ત્રમાં ક્યાં આવે છે તે જાણવું જરૂરનું છે.

**વેદ એટલે શું ?**

આપણા હિન્દુ ધર્મના પવિત્ર સાહિત્યને વેદ એવું નામ આપવામાં આવ્યું છે. એ નામ ઉપરથીજ આપણને સહજ સમજાય એમ છે કે એ સાહિત્યમાં જ્ઞાન એટલે વેદનને (વિદ્-જાણવું) મુખ્ય સ્થાન મળેલું છે. આ સાહિત્ય જોકે એક શાસ્ત્રરૂપ છે તોપણ તેના બે મુખ્ય ભાગ પાડવામાં આવે છે. એક ભાગનું નામ મન્ત્રસંહિતા છે; બીજા ભાગનું નામ બ્રાહ્મણ છે એટલે કે તે મન્ત્રોનો ઉપયોગ વિગેરે કેવી રીતે છે તે સમજાવનારા ગ્રન્થ. આ મન્ત્ર અને બ્રાહ્મણ સંજ્ઞાવાળો ગ્રન્થ તેજ ખરીરીતે વેદ કહેવાય છે. એ વેદના ચાર વિભાગો ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, એ ખરી રીતે એના તાત્પર્ય ઉપર બંધાયલા નથી, પરંતુ વેદમાં સમાયલી યજ્ઞક્રિયાને લગતા ઋત્વિજોના કાર્યો એક તંત્રે સમજી શકાય અને ઉપયોગમાં આવે એટલા વાસ્તે પાડવામાં આવેલા છે; એટલે કે હોતાનું કામ કરનાર ઋત્વિજને ઉપયોગમાં આવે એવા વેદનું નામ ઋગ્વેદ; અધ્વર્યુનું કામ કરનારને ઉપયોગમાં આવે એવા વિભાગનું નામ યજુર્વેદ; યજ્ઞ સમયે તે તે દેવતાને લગતાં સૂક્તોનું ગાન કરનાર ઉદ્‌ગાતાને ઉપયોગમાં આવે તે વિભાગનું નામ સામવેદ. આ ત્રણ વેદો ખરી રીતે વેદત્રયી કહેવાય છે. ચોથો વેદ જે અથર્વવેદ, તેમાં મુખ્યત્વે કરીને ગૃહ્ય કર્મોનો સમાસ થાય છે, અને તેનો ઉપયોગ શાન્તિ પુષ્ટિ આદિ ક્રિયાઓમાં થાય છે.

આ ચારે વેદના વિપુલ સાહિત્યને અપૌરૂષેય ગણવામાં આવે છે, એટલે કે કોઈપણ પુરુષ અથવા દેહધારી મનુષ્યે બુદ્ધિપૂર્વક વિચાર કરી એ ગ્રન્થો લખ્યા હોય એવું માનવામાં આવતું નથી, પરંતુ અનાદિ સૃષ્ટિના નિયમ પ્રમાણે જ્યારે જ્યારે નવો સર્ગ થાય છે ત્યારે ત્યારે પ્રકૃતિના ભીતર રહેલા સિદ્ધ નિયમાનુસાર જે આદ્ય સ્ફુરણ થાય તેની વાણીમાં જે પરંપરા ચાલે એવા શબ્દરાશિને શ્રુતિ એટલે કે ગુરૂપરંપરાથી સાંભળેલું એવું નામ આપવામાં આવે છે. આવી શ્રુતિઓની અનેક શાખા હોય છે અને તેમાંની ઘણીખરી લોપ પણ પામી ગયેલી છે. તે છતાં જે કલિયુગના આરંભ સમયે પ્રચલિત હતી તેનુ વર્ગીકરણ જે પુરૂષે કર્યું તેનું નામ વેદવ્યાસ છે. આ વેદવ્યાસથી ગ્રથિત થયેલા અને હાલ ઉપલબ્ધ થતા મન્ત્ર અને બ્રાહ્મણરૂપ વેદમાં મુખ્ય બે તાત્પર્યોનું પ્રતિપાદન કરવામાં આવે છે:—

**વેદના પ્રતિપાદ્ય વિષયો ધર્મ અને બ્રહ્મ.**

**ધર્મ પ્રતિપાદન ભાગ તે કર્મકાંડ.**

(૧) ધર્મતત્વ, (૨) બ્રહ્મતત્ત્વ. ધર્મતત્ત્વને લગતો વેદનો ભાગ, પછી તે ગમે તે વેદમાં આવ્યો હોય, તેનું નામ કર્મકાંડ. બ્રહ્મતત્ત્વને લગતો વેદભાગ, પછી તે ગમે તે સ્થાને આવ્યો હોય, તે જ્ઞાનકાંડમાં પડે છે. ધર્મ-તત્ત્વ અમુક કરવું વા ન કરવું, એટલે કે વિધિનિષેધરૂપ હોવાથી પ્રાણીઓની અનેક પ્રકારની વાસનાઓને લીધે અનેક પ્રકારનું હોઈ શકે છે, અને તેનો બધો આધાર શાસન કરનાર પુરૂષની આજ્ઞા અને તેને વશ વર્તનાર શિષ્યના પાલન ઉપર આધાર રાખે છે, અને તેથી કર્મકાંડ ખરી રીતે પુરૂપતન્ત્ર એટલે કે ક્રિયા કરનાર અને ક્રિયા કરાવનાર પુરૂષની ઈચ્છાને તાબે રહે છે. આ ક્રિયાકાંડનું ફળ અમુકક્રિયા કરવાથી અમુક ફળ મળે છે એટલા જ્ઞાનમાત્ર ઉપર આધાર રાખતું નથી. ઉદાહરણ તરીકે સંધ્યાવંદન નિત્ય-કર્મ કરવું એટલું જાણવા માત્રથી ચિત્તશુદ્ધિરૂપ ફળ જાણનારને મળતું નથી, પરંતુ તે જાણીને-અનુષ્ઠાન કરનારનેજ મળે છે. એટલે

# અખાનું પંચીકરણ

## ઉપોદ્ઘાત

અખાનો આ કદમાં નાનો પણ વિચારમાં ગંભીર ગ્રન્થ ગુજરાતી સાહિત્યના અભ્યાસકોએ સમજવા સારૂ પંચીકરણ પ્રક્રિયાનો વેદાન્ત શાસ્ત્રમાં કેવો ઉપયોગ છે અને તેનું સ્થાન તે શાસ્ત્રમાં ક્યાં આવે છે તે જાણવું જરૂરનું છે.

**વેદ એટલે શું ?**

આપણા હિન્દુ ધર્મના પવિત્ર સાહિત્યને વેદ એવું નામ આપવામાં આવ્યું છે. એ નામ ઉપરથીજ આપણને સહજ સમજાય એમ છે કે એ સાહિત્યમાં જ્ઞાન એટલે વેદનને (વિદ્–જાણવું) મુખ્ય સ્થાન મળેલું છે. આ સાહિત્ય જોકે એક શાસ્ત્રરૂપ છે તોપણ તેના બે મુખ્ય ભાગ પાડવામાં આવે છે. એક ભાગનું નામ મન્ત્રસંહિતા છે; બીજા ભાગનું નામ બ્રાહ્મણ છે એટલે કે તે મન્ત્રોનો ઉપયોગ વિગેરે કેવી રીતે છે તે સમજાવનારા ગ્રન્થ. આ મન્ત્ર અને બ્રાહ્મણ સંજ્ઞાવાળો ગ્રન્થ તેજ ખરીરીતે વેદ કહેવાય છે. એ વેદના ચાર વિભાગો ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, એ ખરી રીતે એના તાત્પર્ય ઉપર બંધાયલા નથી, પરંતુ વેદમાં સમાયલી યજ્ઞક્રિયાને લગતા ઋત્વિજોના કાર્યો એક તંત્રે સમજી શકાય અને ઉપયોગમાં આવે એટલા વાસ્તે પાડવામાં આવેલા છે; એટલે કે હોતાનું કામ કરનાર ઋત્વિજને ઉપયોગમાં આવે એવા વેદનું નામ ઋગ્વેદ; અધ્વર્યુનું કામ કરનારને ઉપયોગમાં આવે એવા વિભાગનું નામ યજુર્વેદ; યજ્ઞ સમયે તે તે દેવતાને લગતાં સૂક્તોનું ગાન કરનાર ઉદ્ગાતાને ઉપયોગમાં આવે તે વિભાગનું નામ સામવેદ. આ ત્રણ વેદો ખરી રીતે વેદત્રયી કહેવાય છે. ચોથો વેદ જે અથર્વવેદ, તેમાં મુખ્યત્વે કરીને ગૃહ્ય કર્મોનો સમાસ થાય છે, અને તેનો ઉપયોગ શાન્તિ પુષ્ટિ આદિ ક્રિયાઓમાં થાય છે.

**પહેલું પ્રસ્થાન**
**શ્રુતિપ્રસ્થાનમાં ઉપનિષદોનો સમાસ.**

આ વેદાન્ત વાકયો અથવા ઉપનિષદો એ વેદાન્તશાસ્ત્રનું પહેલું પ્રસ્થાન છે. એટલે કે રાજમાર્ગ છે. પ્રસ્થાન એટલે શું? (પ્રસ્થાન **प्रतिष्ठते परंपरया विहरति येन मार्गेण तत्प्रस्थानम्** ) પ્રસ્થાન એટલે જે માર્ગે મનુષ્ય ચાલે તો તે ભયસ્થાનમાં ન જાય પરંતુ ઇષ્ટ સ્થાનેજ જાય તેવો રાજમાર્ગ.

આ શ્રુતિપ્રસ્થાન, એટલે વેદાન્ત વાકયોનું તાત્પર્ય સમજવામાં સામાન્ય મનુષ્યની બુદ્ધિને, અસાધારણ બુદ્ધિમાન અથવા અનુભવી પુરૂષના અનુભવ અને સ્મૃતિનો આધાર લેવો પડે છે. આવા આધાર વાકયોવાળા ગ્રન્થોને સ્મૃતિપ્રસ્થાન કહે છે; અને તે સ્મૃતિ-પ્રસ્થાનો વેદવ્યાસનાજ મહાભારતરૂપ જે પાંચમો વેદ ગણાય છે તેનાજ ખંડોને સ્વીકારવામાં આવ્યા છે. એ પાંચ ખંડોના નામ નીચે મુજબ છે:—

**સ્મૃતિપ્રસ્થાનમાં ભગવદ્ ગીતા વગેરે ગ્રંથોનો સમાસ**

(૧) **भगवद् गीता.**
(૨) **सनत्सुजातीय**
(૩) **विष्णुसहस्रनाम.**
(૪) **उत्तरगीता.**
(૫) **अनुगीता.**

આ સ્મૃતિપ્રસ્થાનોમાં મુખ્યત્વે કરીને આ કલિયુગના ધર્મ-પ્રવર્તક ભગવાન શ્રીકૃષ્ણ વડે પ્રબોધાયેલાં વાકયોને આધાર રૂપ લેવામાં આવે છે, અને તે એવા હેતુથી કે હિન્દુધર્મની ગમે તે શાખાનો, ગમે તે સંપ્રદાયનો, અથવા ગમે તે મતમતાંતરનો કોઇ પણ માણસ હોય તોપણ તેને શ્રી કૃષ્ણના અવતારી રૂપના માહાત્મ્ય સંબંધમાં વિવાદ હોતો નથી,

વિહિત કર્મ કરનારને શુભ ફળ અને નિષિદ્ધ કર્મ કરનારને અશુભ ફળ મળે છે. આ પ્રમાણે વેદનો કર્મકાંડ આજ્ઞા અથવા વિધિઉપર આધાર રાખે છે, ક્રિયા કર્તા પુરુષની વાસનાને અનુસાર થાય છે; અને કર્મનું અનુષ્ઠાન મંદ, મધ્યમ, અને તીવ્ર પ્રકારે થાય છે.

વેદનો બીજો કાંડ, જેને જ્ઞાનકાંડ કહે છે, તે કર્મકાંડથી કંઇક જુદા પ્રકારનો છે. તે કાંડમાં આવતું જ્ઞાન સિદ્ધ બ્રહ્મરૂપ પદાર્થને જણાવનારૂં છે અને મનુષ્યની ઇચ્છા અનિચ્છા ઉપર તે જ્ઞાનનો આધાર નથી. જેમકે ચક્ષુરિન્દ્રિયનો કોઈ બાહ્ય પદાર્થ સાથે સંબંધ થાય, તો જે રૂપનું પ્રત્યક્ષ થાય તે આપણને ગમતું હોય વા ન ગમતું હોય તોપણ સિદ્ધ વસ્તુનું ભાન કરાવે છે. તેવીજ રીતે વેદવાક્ય વડે જીવાત્માની બુદ્ધિનો, પરમાત્મા અથવા બ્રહ્મતત્ત્વ સાથેનો, પ્રમાણ–પ્રમેય સંબંધ ઉભો થાય તો બ્રહ્માનુભવ જાગે છે. આ બ્રહ્મનો અનુભવ જાગવામાં ખરી રીતે સાધન સામગ્રીની જરૂર રહે છે એટલે કે વિવેકાદિ સાધનસંપન્ન પ્રાણી હોય, પછી તે ગમે તે દેશકાલમાં અથવા જાતિમાં થયો હોય તોપણ બ્રહ્માનુભવ અટકાવી શકાતો નથી. આથી જ્ઞાનકાંડ એ વસ્તુતંત્ર છે, એટલે કે જે વસ્તુને જાણવાની છે, તે વસ્તુના સંબંધ ઉપરજ જ્ઞાનના ઉદયનો આધાર છે. જ્યારે ક્રિયામાં તેમ નથી.

**બ્રહ્મના જ્ઞાનનો પ્રતિપાદક વેદભાગ તે જ્ઞાનકાંડ.**

આ વેદનો જ્ઞાનકાંડ જેમાં સમાયેલો છે એ આમ ઘણે ભાગે મન્ત્ર સંહિતાના અંતમાં તથા બ્રાહ્મણ ગ્રંથના અન્તમાં આવતો હોવાથી શબ્દશઃ તે વેદાન્ત કહેવાય છે. વળી વેદનું તાત્પર્ય તેમાં હોવાથી અર્થતઃ પણ તે ભાગને વેદાન્ત કહે છે. આ જ્ઞાનકાંડના વેદાન્ત વાક્યોને ઉપનિષદ્ એવું નામ આપવામાં આવ્યું છે, અને તે એવા હેતુથી કે ગુરૂની પાસે બેસીને (ઉપ) શ્રવણ વડે જે રહસ્ય જ્ઞાન મેળવવું તેનું નામ ઉપનિષદ્ (सद्‌ બેસવું). વળી જીવની અવિદ્યાને તે કાપે છે (सद्‌–કાપવું) તેથી પણ ઉપનિષદ્ કહેવાય છે.

**વેદાંત એટલે શું?**

शास्त्रैकदेशसंबद्धम् शास्त्रकार्यान्तरे स्थितम् ।
आहुः प्रकरणन्नाम शास्त्रवेदविपश्चितः ॥

જે ગ્રન્થશાસ્ત્રના એક દેશ સાથે સંબંધમાં હોય અને શાસ્ત્રના ખાસ પ્રયોજનને સિદ્ધ કરવામાં રોકાય એવા ગ્રન્થને શાસ્ત્રવેદના જાણનારાઓ પ્રકરણ નામ આપે છે.

**પંચીકરણ એ વેદાન્તશાસ્ત્રનું પ્રકરણ છે.**

પંચીકરણ વેદાન્તશાસ્ત્રનું પ્રકરણ છે. આ પ્રકરણનાં મૂલબીજો શ્રુતિપ્રસ્થાનમાં એટલે ઉપનિષદોમાં આવેલાં છે. છાંદોગ્ય ઉપનિષદ્‌ના છઠ્ઠા પ્રપાઠકના ત્રીજા ખંડમાં ત્રણ મૂર્ત ભૂતોનો આધાર લેવામાં આવ્યો છે. ત્યાં જગતની પ્રક્રિયા પૃથ્વી, જળ, અને તેજ, જે સદ્‌બ્રહ્મમાંથી પ્રકટ થયાં છે, તેના ત્રિવૃત્‌કરણ એટલે કે ત્રિગુણીકરણ ઉપર રચવામાં આવી છે.

**છાંદોગ્ય ઉપનિષદ્‌માં ત્રિવૃત્‌કરણનું પ્રકરણ.**

ઉદ્દાલક પોતાના પુત્રને ત્યાં એવું સમજાવે છે કે આ જગત્‌ના સઘળા પદાર્થો આ ત્રણ ભૂતોમાંથી પ્રકટ થાય છે. તેમાં સ્થિતિ પામે છે, તેમાં લય પામે છે, અને એ નિયમ જેવો પિંડમાં ચાલે છે તેવોજ બ્રહ્માંડમાં પણ ચાલે છે. જેમ અન્ન, એટલે પૃથ્વીનું કાર્ય ખાધા પછી સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ રૂપમાં પલટાઈ જાય છે, એટલે કે અન્નના સ્થૂલ ભાગમાંથી મળ ઉત્પન્ન થાય છે, મધ્યમ ભાગમાંથી માંસ ઉત્પન્ન થાય છે અને કારણ અથવા સૂક્ષ્મતમ ભાગમાંથી મન થાય છે. તેવીજ રીતે જલનો સ્થૂલ ભાગ મૂત્રના રૂપમાં, મધ્યમ ભાગ લોહીના રૂપમાં અને સૂક્ષ્મ ભાગ પ્રાણના રૂપમાં પલટાય છે. તેજ અથવા અગ્નિ પણ સ્થૂલ રૂપમાં આપણા દેહમાં હાડકાના રૂપમાં, મધ્યમ ભાગ મજ્જાના રૂપમાં, અને સૂક્ષ્મ ભાગ વાણીના બળમાં પલટાય છે. આ પ્રકારે ત્રણ પૃથ્વી, જલ, અને તેજ અનુક્રમે કાળા, ધોળા અને લાલ રંગમાં સામાન્ય રીતે સૃષ્ટિમાં સર્વ પદાર્થોમાં અનેક રૂપે ઓળખાય છે. આ સઘળાં, આ ત્રણ

**ન્યાયપ્રસ્થાનમાં બ્રહ્મસૂત્રનો સમાસ.**

આ શ્રુતિપ્રસ્થાન અને સ્મૃતિપ્રસ્થાન જે મુદ્દાઓ સિદ્ધાન્ત રૂપે જણાવે તેની ન્યાયે કરીને એકવાક્યતા કરી જણાવનાર પ્રસ્થાનને ન્યાયપ્રસ્થાન કહે છે, અને તે પ્રસ્થાનનું શાસ્ત્ર તે બ્રહ્મસૂત્ર. તેનું બીજું નામ બ્રહ્મમીમાંસા અથવા શારીરકસૂત્ર છે.

આ ત્રણે પ્રસ્થાનો ઉપર ભાષ્યાદિ રચી વેદાન્તકાંડનું તાત્પર્ય શામાં છે એનો નિર્ણય કરી બતાવનાર પુરુષને જ આચાર્ય સંજ્ઞા મળે છે. જેઓ આ ત્રણ પ્રસ્થાનોની એકવાક્યતા કરી બતાવી શકે નહિ તે ગમે તેવો બુદ્ધિમાન્ હોય તો પણ હિન્દૂધર્મમાં પ્રમાણ પુરુષ મનાતો નથી.

**ત્રણ પ્રસ્થાનોની એકવાક્યતા કરનાર તે આચાર્ય.**

આવી એકવાક્યતા કરનાર આદ્ય શંકરાચાર્યને વેદાન્તશાસ્ત્રના સમુદ્ધારક માનવામાં આવે છે. તેઓ ઇ. સ. ૭૮૮-૮૨૦ ના અરસામાં થયા અને તેમનો સિદ્ધાન્ત કેવલાદ્વૈત કહેવાય છે. તેમણે આ સિદ્ધાન્તનું જ્ઞાન લગભગ બાર વર્ષ સુધીમાં પોતાના પરમ ગુરુ ગૌડપાદ પાસેથી મેળવ્યું જણાય છે, અને તેના અનુભવની કુંચીરૂપ યોગનું જ્ઞાન તેમણે પોતાના ગુરુ ગોવિંદાચાર્ય પાસેથી મેળવ્યું જણાય છે. આદ્ય શંકરાચાર્યના ઉપનિષદો ઉપરના તથા ભગવદ્ગીતા, સનત્ સુજાતીય, વિષ્ણુસહસ્ર નામ ઉપરના તથા બ્રહ્મસૂત્ર ઉપરનાં ભાષ્યો વેદાન્તશાસ્ત્રનો પાયો છે. એ પાયા ઉપર વ્યાખ્યાનો, વાર્તિકો, ટીકાઓ, પ્રકરણો, નિબંધો વિગેરે અનેક પ્રકારના અંગ-ઉપાંગો વાળી ઇમારત ચણાઈ છે.

**શાસ્ત્ર અને પ્રકરણનો ભેદ.**

એ વેદાન્તશાસ્ત્રની ઇમારતમાંના એક અંગને "પ્રકરણ" એવી સંજ્ઞા આપવામાં આવે છે. ગુજરાતી ભાષામાં પ્રકરણનો અર્થ સાધારણ રીતે ગ્રન્થનો વિભાગ એવો સમજવામાં આવે છે. પરંતુ વેદાન્તશાસ્ત્રમાં પ્રકરણ એ પારિભાષિક શબ્દ છે.

शास्त्रैकदेशसंबद्धम् शास्त्रकार्यान्तरे स्थितम् ।
आहुः प्रकरणन्नाम शास्त्रवेदविपश्चितैः ॥

જે ગ્રન્થશાસ્ત્રના એક દેશ સાથે સંબંધમાં હોય અને શાસ્ત્રના ખાસ પ્રયોજનને સિદ્ધ કરવામાં રોકાય એવા ગ્રન્થને શાસ્ત્રવેદના જાણનારાઓ પ્રકરણ નામ આપે છે.

**પંચીકરણ એ વેદાન્તશાસ્ત્રનું પ્રકરણ છે.**

પંચીકરણ વેદાન્તશાસ્ત્રનું પ્રકરણ છે. આ પ્રકરણનાં મૂલબીજો શ્રુતિપ્રસ્થાનમાં એટલે ઉપનિષદોમાં આવેલાં છે. છાંદોગ્ય ઉપનિષદ્‌ના છઠ્ઠા પ્રપાઠકના ત્રીજા ખંડમાં ત્રણ મૂર્ત ભૂતોનો આધાર લેવામાં આવ્યો છે. ત્યાં જગતની પ્રક્રિયા પૃથ્વી, જળ, અને તેજ, જે સદ્‌બ્રહ્મમાંથી પ્રકટ થયાં છે, તેના ત્રિવૃત્‌કરણ એટલે કે ત્રિગુણીકરણ ઉપર

**છાંદોગ્ય ઉપનિષદ્‌માં ત્રિવૃત્‌કરણનું પ્રકરણ.**

રચવામાં આવી છે. ઉદ્દાલક પોતાના પુત્રને ત્યાં એવું સમજાવે છે કે આ જગત્‌ના સઘળા પદાર્થો આ ત્રણ ભૂતોમાંથી પ્રકટ થાય છે. તેમાં સ્થિતિ પામે છે, તેમાં લય પામે છે, અને એ નિયમ જેવો પિંડમાં ચાલે છે તેવોજ બ્રહ્માંડમાં પણ ચાલે છે. જેમ અન્ન, એટલે પૃથ્વીનું કાર્ય ખાધા પછી સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ રૂપમાં પલટાઈ જાય છે, એટલે કે અન્નના સ્થૂલ ભાગમાંથી મળ ઉત્પન્ન થાય છે, મધ્યમ ભાગમાંથી માંસ ઉત્પન્ન થાય છે અને કારણ અથવા સૂક્ષ્મતમ ભાગમાંથી મન થાય છે. તેવીજ રીતે જલનો સ્થૂલ ભાગ મૂત્રના રૂપમાં, મધ્યમ ભાગ લોહીના રૂપમાં અને સૂક્ષ્મ ભાગ પ્રાણના રૂપમાં પલટાય છે. તેજ અથવા અગ્નિ પણ સ્થૂલ રૂપમાં આપણા દેહમાં હાડકાના રૂપમાં, મધ્યમ ભાગ મજ્જાના રૂપમાં, અને સૂક્ષ્મ ભાગ વાણીના બળમાં પલટાય છે. આ પ્રકારે ત્રણ પૃથ્વી, જલ, અને તેજ અનુક્રમે કાળા, ધોળા અને લાલ રંગમાં સામાન્ય રીતે સૃષ્ટિમાં સર્વ પદાર્થોમાં અનેક રૂપે ઓળખાય છે. આ સઘળાં, આ ત્રણ

ભૂતનાં મિશ્ર કાર્યો, જીવ-ચૈતન્યના પ્રેરક બળ વડે અનેકાકારે થાય છે, અને જીવના અનેક પ્રકારના ભોગોને સિદ્ધ કરે છે. આ જીવ ચૈતન્યનો આત્મા તે મૂલનું સદ્બ્રહ્મ છે, અને તેથી એકાત્મભાવના અનુભવ વડે જે જીવાત્મા આ જગતના મૂલકારણ સદ્બ્રહ્મમાં એકરૂપ થાય છે તે આ બ્રહ્મવિદ્યાને જાણે છે એમ કહી નવ પ્રકારનાં દૃષ્ટાન્તો આપી નવ વાર શ્વેતકેતુને ઉદ્દાલક "તે" (तत्) એટલે જગત્કારણ સદ્બ્રહ્મ "તું" (त्वम्) "છું" (असि) એ પ્રકારનો મહાવાક્યનો ઉપદેશ કરે છે આથી ત્રિવૃત્કરણ શાસ્ત્રના એક દેશ સાથે સંબંધવાળું છે, અને શાસ્ત્રનું પરમ પ્રયોજન-બ્રહ્માત્મૈક્યનો અનુભવ-તેને સિદ્ધ કરવામાં તે રોકાય છે. આથી પૃથ્વી, અપ્, તેજનાં ત્રિવૃત્કરણ એ છાન્દોગ્ય ઉપનિષદ્‌માં અવાન્તર વાક્ય બની **तत्त्वमसि** મહાવાક્યનું પ્રકરણ બને છે.

**તૈત્તિરીય ઉપનિષદ્‌માં પંચીકરણના પ્રકરણનું બીજ.**

છાન્દોગ્ય ઉપનિષદ્‌માં ત્રિવૃત્કરણની પ્રક્રિયા એક ઉદાહરણ તરીકેની જ છે, તૈત્તિરીય ઉપનિષદ્‌માં એ ત્રણ ભૂતો ઉપરનાં બે ચડીયાતાં તત્ત્વો આકાશ અને વાયુનો સ્વીકાર છે અને તેમાં આકાશભૂત આ ચૈતન્યમાંથી પ્રકટ થયું છે એવું વર્ણન કરવામાં આવ્યું છે, અને આથી આખો પંચમહાભૂતોને ચૈતન્યની લહેરો કહે છે, અને જડ પદાર્થો નથી એવું સમજાવે છે,- એમાં ન્યાય-વૈશેષિકની પંચભૂત પ્રક્રિયા તે સ્વીકારતો નથી પણ વેદાન્તશાસ્ત્રના પાયાની અદ્વૈતવાદની પ્રક્રિયા સાથે પોતાના વિચાર ગુંથે છે.

**વેદાન્તશાસ્ત્રના ત્રણ પાયાના સિદ્ધાન્તો.**

વેદાન્તશાસ્ત્રના ત્રણ પાયાના સિદ્ધાન્તો છે, અને તે આ છે. (૧) સચ્ચિદાનંદ બ્રહ્મતત્ત્વ એ સત્ય વસ્તુ છે એટલે કે ત્રણે કાળમાં બાધ ન પામે એવી એ વસ્તુ છે. (૨) આ દૃશ્ય જગત એ બ્રહ્મને ઓઠે પ્રકાશે છે, પણ સ્વતંત્ર સત્તાવાળું નથી અને તેથી તે મિથ્યા છે. (૩) એ જગતનો

અનુભવ કરનાર દેહધારી જીવ અથવા શારીર આત્મા ખરી રીતે મૂલ બ્રહ્મરૂપજ છે, અને કોઈ રીતે ભિન્ન પદાર્થ નથી. તે પરમાત્માથી છૂટો પડયો છે, અલ્પજ્ઞ છે, પરતન્ત્ર છે, સુખી છે, દુઃખી છે, જન્મમરણ પામે છે વિગેરે એના સંબંધની જે સંસારભાવના છે તે અજ્ઞાને કરી ઉભી થયેલી છે, અને એ ભ્રમ યથાર્થ જ્ઞાનવડે એટલે કે "હું ખરેખર બ્રહ્મરૂપ છું" આ અનુભવ વડે દૂર થઈ શકે છે. આ ભ્રમ દૂર થયો એનું નામજ મોક્ષ છે.

**જીવ-બ્રહ્મની અભેદાનુભૂતિમાં શાસ્ત્રનુ તાત્પર્ય છે.**

જીવ બ્રહ્મથી છૂટો પડેલો કોઇ પદાર્થ છે, તે સંસારમાં પડેલો છે, તે ક્રિયાએ વા ઉપાસનાએ કરીને બ્રહ્મભાવને પામશે એ વિગેરે સઘળી પ્રક્રિયા સાચા જ્ઞાન પર બંધાયલી નથી. તેવી પ્રક્રિયાનું શાસ્ત્રમાં સ્થાન હોય તો માત્ર ક્રમમોક્ષમાં ઉપયોગી પ્રક્રિયા છે, પરંતુ તેમાં સાચું તાત્પર્ય નથી. જેમ "બીજનો ચન્દ્રમા વૃક્ષની શાખા ઉપર છે" એ વાકયનું તાત્પર્ય "શાખા ઉપરજ ચન્દ્ર છે"—એમ કહેવામાં નથી, પરંતુ ભટકતી નેત્રવૃત્તિને એક સ્થાને એકાગ્ર કરવાથી સાચો બીજનો ચન્દ્રમા જે આકાશમાં છે એનું ભાન કરાવવામાં છે, તેવીજ રીતે જગતની ઉત્પત્તિની પ્રક્રિયા અને એ જગતમાં જીવ પરમેશ્વરથી વિખૂટો પડેલો સંસારમાં બંધાયેલો છે તે પરમેશ્વરની સાથે ભક્તિભાવથી જોડાવાથી પરમેશ્વરરૂપ બને છે, અને એ પ્રક્રિયામાં ઉપાસનાવડે કરીને બ્રહ્મરૂપ થવાય છે એ વાત શાખાચંદ્ર જેવી છે; એટલે કે ઉપાસના સિદ્ધ થતાં સાચો બ્રહ્માત્મ અનુભવ સિદ્ધ થાય છે, એ વાત ખરી છે પરંતુ જીવ વસ્તુતઃ છૂટો પડેલો બ્રહ્મમાં પેસી જાય છે એમ કહેવાનું તાત્પર્ય નથી. જીવને બ્રહ્મભાવે ઓળખવો એમાં સઘળી કાર્યકારણવાદની પ્રક્રિયાનું તાત્પર્ય છે, અને નહિં કે તે પ્રક્રિયામા જ તાત્પર્ય છે.

**જગતની ઉત્પત્તિ પ્રક્રિયા અને જીવ ઈશ્વર સંબંધમાં ઉપાસના પ્રક્રિયામાં શાસ્ત્રનું તાત્પર્ય નથી. તે પ્રક્રિયાઓ શાખા ચન્દ્ર જેવી ઉપયોગી છે.**

પંચીકરણ પ્રક્રિયા આ રીતે જગતની ઉત્પત્તિ, સ્થિતિ, લયના સંબંધમાં ગુંથાયલી છતાં એનું પ્રયોજન બ્રહ્માત્મૈક્ય અનુભવમાં છે એ ભાવ પંચીકરણના સત્તાણું અઠ્ઠાણું ચોપાઈઓમાં અખાએ જણાવ્યો છે.

**પંચીકરણની પ્રક્રિયામાં સૃષ્ટિવાદ સમજવાનો નથી પરંતુ અદ્વૈતાનુભવની તેમાં કુંચી છે.**

" સ્થૂલને જોતાં નાવે પાર,
અન્તર ઉતરે લાધે સાર;
એ લેખે દેહાભિમાન,
જીવેશ્વરનું ટાળો ભાન. ૯૭
એ પંચીકરણ મહાવાક્ય,
એણે થાય અનુભવ પરિપાક;
જગતપણું જોતે છે સત્ય,
તેણે એનું કરવું નિત્ય. ૯૮

શ્રુતિપ્રસ્થાનમાં આ પ્રકારે પંચીકરણ પ્રક્રિયાનાં બીજકો છે. એવું જાણ્યા પછી સ્મૃતિપ્રસ્થાનમાં એ પ્રક્રિયાનાં અંકુરો કેવાં છે એ ઐતિહાસિક દૃષ્ટિથી જાણવાની જરૂર છે. ભગવદ્ગીતાના છઠ્ઠા અધ્યાયના ચોથા–પાંચમા શ્લોકમાં જગતની પ્રકૃતિના બે ભાગ પાડવામાં આવ્યા છે: એક અપરા, બીજી પરા. અપરા પ્રકૃતિમાં પંચભૂતો અને મન, બુદ્ધિ, અને અહંકાર એ માનસ તત્ત્વોનો સમાસ થાય છે. પરા પ્રકૃતિ તે જીવચેતન. આ પ્રકારે અપરા પ્રકૃતિમાં અન્તર્ગત થયેલાં પાંચ ભૂતો ક્ષેત્રસ્ત એટલે જીવના સ્થૂલ ઘટક અવયવો છે અને મન, બુદ્ધિ, અહંકાર તે એના અવયવોને સાંધનારાં માનસતત્ત્વો છે. એ આઠે મળીને પિંડ–બ્રહ્માંડની રચના થાય છે. પાછળના વેદાન્તમાં ચૈતન્યરૂપ એકજ પદાર્થનો મૂળ ઉપનિષદ્‌માં સ્વીકાર હોવાથી અને મન, બુદ્ધિ, અહંકારાદિ માનસ સામગ્રીનો સઘળો ખુલાસો પંચભૂતોના પરિણામોથી સમજાવી શકાય એવો હોવાથી માત્ર પંચભૂતોના શુદ્ધ અણુઓ વડે ક્ષેત્રનું સ્વરૂપ સમજાવવામાં આવ્યું છે.

**શ્રુતિપ્રસ્થાનમાં પંચીકરણનું બીજ અને સ્મૃતિપ્રસ્થાનમાં તેનાં અંકુરો.**

**ન્યાયપ્રસ્થાનમાં પંચીકરણનો સ્વીકાર.**

ત્રીજા ન્યાયપ્રસ્થાનમાં એટલે બ્રહ્મસૂત્રમાં પંચીકરણની પ્રક્રિયા કેવળ અંકુર રૂપે રહેલી છે એમ નથી પરંતુ થડના રૂપમાં ઓળખી શકાય એવી રીતે ખીલેલી છે. (જુઓ ब्र॰ सू॰ अ. २ पाद ३ वियदधिकरण सू. १ ७ તથા वायु अधिकरण તેજ અધ્યાયના તેજ પાદનું સૂ. ૮) આ અધિકરણોમાં બે અમૂર્ત ભૂતોનો સ્વીકાર કરી જગત પ્રક્રિયા સાબીત કરવામાં આવી છે. અને બ્રહ્મસૂત્ર ત્રણમાં **त्रियात्मकत्वात्तुभूयस्त्वात्** એ સૂત્રમાં પૃથ્વી, જલ, તેજ વડે દેહની યોજના જે છાન્દોગ્યમાં વર્ણવી છે તે તે ત્રણ ભૂતોના પ્રાધાન્યને લઈનેજ રચવામા આવી છે. પરંતુ તેના ઉપરના બે અમૂર્ત તત્ત્વોનો અસ્વીકાર કર્યો છે એવું નથી વિગેરે પ્રતિપાદન કરવામાં આવ્યું છે.

**આદ્યશંકરાચાર્યનું પંચીકરણ પ્રણવ ભાષ્ય અને તેના ઉપર સુરેશ્વરાચાર્યનું વાર્તિક.**

આ પ્રકારે પંચીકરણનાં બીજકો શ્રુતિપ્રસ્થાનમાં છે, અંકુરો સ્મૃતિપ્રસ્થાનમાં છે અને થડ ન્યાયપ્રસ્થાનમાં છે. ત્યાર પછી આ પંચીકરણની પ્રક્રિયા શ્રી આદ્યશંકરાચાર્યે એક સ્વતંત્ર ગ્રંથમાં લખી છે. તે ગ્રંથને 'પ્રણવ ભાષ્ય" કહે છે. તેના ઉપર સુરેશ્વરનું વાર્તિક*; તેના ઉપર આનંદજ્ઞાનનું વિવરણ છે.* તેના ઉપર રચાયેલા ઈ. સ.ના ચૌદમા સૈકામાં થયેલા શ્રી વિદ્યારણ્ય સ્વામીના પંચદશી

**પાછળનાં પંચીકરણોમાં પ્રણવ વિદ્યાનો લોપ.**

ગ્રન્થમાં પંચીકરણ પ્રક્રિયાનું સારૂં પ્રતિપાદન છે, તથા વેદાન્તસારમાં પણ તેનું ટુંકમા સારૂ વિવેચન છે. પરંતુ આ પાછળના સંસ્કૃત સાહિત્યમાં પંચીકરણ પ્રક્રિયાનો પ્રણવવિદ્યા

---

* આ પંચીકરણ ગુજરાતી પ્રેસનાં માલીકે હાલ પ્રસિદ્ધ કર્યું છે. તેના ઉપરનો મારો ઇંગ્રેજી ઉપોદ્ઘાત આ ગ્રંથના પરિશિષ્ઠમાં આપ્યો છે.

**અખાના હાથમાં જુની પંચીકરણ-ની ચાવી.** સાથે સંબંધ છે આ રહસ્ય ભુલાયું છે. અને અખાના પંચીકરણથી આપણને સ્પષ્ટ સમજાય છે કે પંચીકરણ પ્રક્રિયા પ્રણવવિદ્યા સાથે સાધન રૂપે જોડાયેલી છે. અખો આ રહસ્ય નેવુંથી બાણું સુધીની ચોપાઈમાં સ્પષ્ટ જણાવે છેઃ—

"પરા પશ્યન્તી મધ્યમા વૈખરી, પિંડ બ્રહ્માંડ વિષે ચારે ખરી;
સોહમ્ શબ્દ વિરાટને વિશે, એક સૂત્ર પિંડ માંહિ લખે. ૯૦
લેતાં શ્વાસ થાયે સકાર, મૂકે શ્વાસે થાયે હકાર;
સકાર–હકારનો હોયે લોપ, ત્યાં ઓંકાર રહે વણ ઓપ. ૯૧
તે ઓંકાર અચિંત્ય અંકાર, તે ત્રિધા થાય અવાચ્યને જોર." ૯૨

× × × ×

આનો ઉલ્લેખ આરંભમાં અખો કરે છેઃ—

"વસ્તુવિશે સ્વભાવે શૂન્ય, તેમાં પ્રણવની ઉઠે ધ્રુન્ય,
એ ઓંકાર જાણો ત્રિવર્ગ, તત્ત્વ બધાં તેનાં ઉપસર્ગ." ૪

આ પ્રમાણે પંચીકરણ પ્રક્રિયા સાથે સંબંધ હોવાથી પ્રણવના સંબંધમાં સામાન્ય જ્ઞાનની ખાસ જરૂર રહે છે. હિન્દુ ધર્મના

**પ્રણવ એટલે શું ?** અભ્યાસકો સર્વ સાધારણ રીતે જાણે છે કે ઓંકાર એ પરમેશ્વર સાથે સંબંધ બાંધનારો કોઇ વિલક્ષણ શબ્દ છે. પરંતુ આ એકાક્ષર શબ્દનો શાસ્ત્રમાં તથા અનુભવીઓના પદોમાં શા કારણથી મહિમા ગાયો છે તે ઉપર ભાગ્યેજ ચિન્તન થયું છે. આ જગતનું મૂલ

**પરા વિદ્યા અને અપરા વિદ્યા.** કારણ અને આપણામાં આત્મ રૂપે રહેલું બ્રહ્મતત્વ શી રીતે સંસારી જીવના અનુભવમાં આવે તે રીત અથવા પદ્ધતિને ઉપનિષદમાં "વિદ્યા" કહે છે. આ વિદ્યાનાં અપરા અને પરા એવાં બે નામ આપવામાં આવે છે. તેમાં અપરા સાધન તરીકે ઋગ્વેદાદિ સઘળો શબ્દરાશિ છે. પણ તે ક્ષર એટલે વિખરાતા

પદાર્થોને સમજાવે છે, તેથી ક્ષર વિદ્યા કહેવાય છે, અને તેને લગતી સઘળી વાણી તે વૈખરી કહેવાય છે, કારણ કે જાણવા યોગ્ય પદાર્થોના નામ રૂપ, ગુણ, કર્મ એ સર્વ અકારાદિ વર્ણોથી રચાયેલાં પદો તથા વાકયો વડે આપણે સમજી સમજાવી શકીએ છીએ. આ

**ક્ષર શબ્દબ્રહ્મ અને અક્ષર અર્થ બ્રહ્મ.**

સઘળી વિદ્યા વૈખરી વાણીમાં ગૂંથાયેલી, તે અપરા વિદ્યા છે અને તેને જણવનારો શબ્દ તે અપર બ્રહ્મ છે. આ અપરબ્રહ્મની સમજણવાળો મનુષ્ય, ભર્તૃહરિના કહેવા પ્રમાણે અક્ષરબ્રહ્મને જણવનારી એટલે પરબ્રહ્મને જણવનારી વિદ્યા મેળવી શકે છે, આથી પરબ્રહ્મને તથા અપરબ્રહ્મને

**તેનું નામ મન્ત્ર અથવા રહસ્યવળો શબ્દ**

જણવનારો જે કોઈ શબ્દ હોય તે મન્ત્ર કહેવાય છે, કારણ કે તેનું મનન કરવા વડે તે શબ્દ વિચારકનું ત્રાણ એટલે રક્ષણ કરે છે. અધ્યાત્મશાસ્ત્રમાં એવું માનવામાં આવે છે કે આવા શબ્દની ખોળ અનુભવીઓ સારફતજ થઈ શકે છે, અને આવો ગુપ્ત શબ્દ મેળવી તેની ઉકેલ સર્વ બાજુએથી કરવામાં આવે તો આ જગતનો સઘળો ભેદ ખુલે છે. આને 'Lost Word' યા 'Logos' એ સંજ્ઞાથી પ્રાચીન યાહુદી ધર્મમાં સ્વીકારવામાં આવ્યો છે. હિન્દુ ધર્મમાં આ શબ્દબ્રહ્મની સમજણ બહુ ઝીણવટથી આપવામાં આવે છે. બ્રહ્મચૈતન્ય પોતાની જાતે પૂર્ણ હોઈ જે જે સંબંધમાં આવે તેને પૂર્ણ બનાવે છે, તેથી તે તત્ત્વમાં એવી એક શક્તિ રહેલી હોવી જોઈએ કે તે બ્રહ્મતત્ત્વના ભીતરના સામર્થ્યને જગતના અનેક રૂપમાં અને જીવોના

**પરવિદ્યાનો એકાક્ષર મંત્ર તે "પ્રણવ" અથવા ૐકાર.**

અનેક આભાસોમાં વિભુતા અથવા બહુપણાને સમજાવી પુનઃ એકીકરણ કરી બતાવે છે. આ વિશ્વનું પૃથક્કરણ કરનારી તથા એકીકરણ કરનારી જે વિદ્યા તેના વાચક એકાક્ષર શબ્દને અધ્યાત્મવિદો પ્રણવ

એવું નામ આપે છે, એટલે કે એની સાથે યોગ સાધી શાસ્ત્રાનુસાર ચિંતન કરવામાં આવે તો તે આ જગતને

**પ્રણવ, તાર, વેદ-સાર (વગેરે નામો-ની વ્યુત્પત્તિ.**

અનેક પ્રકારે નવું નવું દેખાડે છે. (**પ્રકર્ષેણ-નવઃ**) વળી તે શબ્દ જીવનું તારણ કહે છે, તેથી તેને તાર અથવા તારક કહે છે. ઋગ્વેદનો આરંભ મન્ત્ર **अग्निमीळे** એ વાક્યમાં આવેલા अकारથી, યજુર્વેદના **ऊर्जेत्वा** એમાં આવેલા उकारથી અને સામવેદના અંતિમ વાક્ય **समानम् वरम्** એના અન્તમાં આવેલા मकार એમ ત્રણે વેદના આદિ, મધ્ય, અને અન્ત અક્ષરોના સંયોગી કારણથી ઉત્પન્ન થયેલો તે શબ્દબ્રહ્મ વેદસાર કહેવાય છે. આ વૈખરી વેદ વાણીથી ઉપ્તન્ન થયેલા ઓંકાર સંબંધમાં સામાન્ય બુદ્ધિથી એમ માનવામાં આવે કે સંસ્કૃત ભાષામાંથી ઉત્પન્ન થયેલી આ શબ્દબ્રહ્મની ભાવના હશે. પરંતુ વેદાન્ત

**પ્રણવનું વાચક રૂપ (શબ્દ) અને વાચ્યરૂપ (અર્થ)**

શાસ્ત્રમાં વેદ સાથેના આદિ, મધ્ય, અન્ત્યવર્ણ સાથેના સંબંધથી આ શબ્દ ઉત્પન્ન થાય છે એ શબ્દબ્રહ્મના ઉદ્ભવની માત્ર બાહ્ય પ્રક્રિયા માની છે, તેઓની આન્તર

**પ્રણવનું નૈસર્ગિક બ્રહ્મતત્ત્વનું વાચકપણું શી રીતે?**

પ્રક્રિયા એવી છે કે શબ્દ બ્રહ્મ સર્વ પ્રાણીઓમાં, પછી તે ગમે તે દેશ કાલમાં હોય તેમને સમાન બોધક અથવા સ્ફોરક હોવોજ જોઈએ. તેથી તેઓ એક નૈસર્ગિક અથવા કુદરતી પ્રક્રિયા વડે પ્રણવનું સ્વરૂપ સમજાવે છે. અમુક પ્રાણી સચેતન વા અચેતન છે એનો સામાન્ય અનુભવ આપણને તેની શ્વાસ–પ્રશ્વાસની ક્રિયાથી સમજાય છે. આ ક્રિયા ફેફસાંવાળાં પ્રાણીઓ સ્પષ્ટ કરે છે; ફેફસાં વગરના પ્રાણીઓમાં પણ તે થાય છે જોકે આપણને તે પ્રત્યક્ષ સમજમાં આવતું નથી. પરંતુ એટલું તો ચોક્કસ છે કે

સચેતન જીવ ગર્ભાધાનથી માંડી મરણ પર્યન્ત અમુક પ્રકારની સંકોચ વિકાસવાળી પિંડની સ્થિતિને ભોગવે છે. આ

**શ્વાસ-પ્રશ્વાસમાંથી મંત્રનો ઉદ્ભવ. સોઽહમ્ મહાવાક્યમાંથી ૐકારનો ઉદય-નાદ-બ્રહ્મ.**

પિંડમાં થતી વાયુને ભીતર લેવાની ક્રિયા પૂરક અને વાયુને મૂકવાની ક્રિયા રેચક, એ વડે એક નૈસર્ગિક ધ્વનિ ઉત્પન્ન થાય છે અને તેને વૈખરી વાણીમાં હંસઃ કહે છે. એની ધારાવાહી ચાલતાં જે શબ્દનો ધ્વનિ પ્રકટ થાય તેનું વૈખરી વાણીનું રૂપ **સોહમ્** થાય છે. આ કુદરતી શબ્દમાંથી વ્યંજનાન્ત ભાગ બાદ કરી જે શેષ શુદ્ધ સ્વરભાગ બાકી રહે છે તે ધ્વનિને (ૐ) રીતે ઓળખવામાં આવે છે, જેને અખો–"લેતો શ્વાસથી..." વિગેરે ઉપર કહેલાં વાક્યમાં ઓળખાવે છે. આ ઓંકારનો નાદ અથવા ધ્વનિ આપણા ક્ષુદ્રપિંડમાં હોય છે એટલુંજ નહિ પરંતુ આ બ્રહ્માંડના વિરાટ્ દેહમાં પણ હોય છે. આ નાદબ્રહ્મની એકજ કળા આપણા સચેતન પિંડમાં સૂત્ર રૂપે જોડાયેલી હોય છે અને એનાં બીજાં અનેક સૂત્રે બ્રહ્માંડમાં અનેક પ્રાણી સાથે જોડાયેલાં હોય છે.

**પ્રણવની પંચમાત્રાઓ.**

આ શબ્દબ્રહ્મની પંચમાત્રાઓ પાડવામાં આવે છેઃ—(૧) અકાર, (૨) ઉકાર, (૩) મકાર, (૪) નાદ, (૫) બિન્દુ. એને લીપિના રૂપમાં अ, उ, म, ँ, . એ રીતે ૐ એ અક્ષરમાં દર્શાવવામાં આવે છે. આમાં અકાર, ઉકાર, મકાર અવયવો સ્પષ્ટ છે. અર્ધમાત્રા તરીકે અર્ધચંદ્ર દર્શાવવામાં આવે છે એને નાદ કહે છે. જે ટપકું કરવામાં આવે છે તે બિન્દુમાત્રા કહેવાય છે. મૂલ બ્રહ્મચૈતન્યની બિન્દુમાત્રાને અખો " શૂન્ય સ્વામિની " કહે છે. આ ઉપરથી પ્રણવનાં પાંચ અંગ મૂળ બ્રહ્મચૈતન્યમાંથી પ્રકટ થાય અને તે વડે આ જગત્ વિકાસને પામે એવી ભાવના આ શાસ્ત્રમાં ગૂંથવામાં આવી છે. તેમાં અકાર, ઉકાર, અને

મકાર એ ત્રણ મર્ત્ય માત્રાઓ છે, એટલે નાશ પામનારી છે. અર્ધ-માત્રા મર્ત્યામર્ત્ય છે, અને બિન્દુમાત્રા એ અમર્ત્ય છે, કારણ કે જ્યાં સુધી જીવ-ચૈતન્યમાં બલ હોય ત્યાં સુધી આ શબ્દબ્રહ્મ પ્રકટ થયા વિના રહેતોજ નથી. અકારાદિ ત્રણ માત્રા સાથે પૃથ્વી, અપ્, અને

**પ્રણવની પાંચ-માત્રામાંથી પાંચ તત્ત્વોનો ઉદય.**

તેજનો સંબંધ, અર્ધમાત્રા અને બિન્દુમાત્રા સાથે વાયુ અને આકાશનો સંબંધ માની મૂલ પરમેશ્વર ચેતન માયા બલવડે અનુક્રમે આકાશ, વાયુ, તેજ, જલ, અને પૃથ્વી એવા દ્રવ્યમાં પલટાય છે, અને તે પ્રત્યેક શબ્દમાત્રા સ્પર્શ-માત્રા, રૂપમાત્રા, રસમાત્રા, અને ગંધ તન્માત્રાઓવાળાં દ્રવ્યો અને અણુઓ તે તે દ્રવ્યના અપંચીકૃત અણુઓ ગણાય છે. ત્યારપછી તે અણુઓના

**પંચતત્વોની માત્રાઓનો પુનઃભેદ અને પરમાણુઓનો ઉદય.**

સાત્વિક, રાજસ, અને તામસ એવા ત્રણ ભેદ પડી તન્માત્રાઓમાંથી જે અણુઓ છૂટાં પડે છે અને જે અણુઓ તે તન્માત્રાઓનાં આવરણોમાં રમે છે તે અણુઓમાં ગુણોનું વૃદ્ધીકરણ તથા ક્રિયાનું બહોળાપણું પ્રકટ થાય છે-પંચીકરણમાં એવું માનવામાં આવે છે કે પ્રત્યેક તન્માત્રાનું પરમાણુ પંચધા તૂટે છે, અને તેમાંનો અડધો ભાગ મુખ્ય તત્ત્વરૂપે રહે છે

**અપંચીકૃત ભૂત-પરમાણુમાંથી પંચીકૃત પરમાણુનો જન્મ.**

અને બાકીના ચાર એક અષ્ટમાંશ એક અષ્ટમાંશ ભાગો બીજા તત્ત્વોનાં પરમાણુઓ સાથે સંયોગીકરણને પામે છે, અને આવા સંયોગીકરણથી ઉત્પન્ન થનારાં દ્રવ્યો તે પંચીકૃત દ્રવ્યો ગણાય છે. ઉદાહરણ તરીકે એક પંચીકૃત પાર્થિવ અણુમાં પૃથ્વી દ્રવ્યનો એક દ્વિતીયાંશ ભાગ, અને જલ, તેજ, વાયુ અને આકાશનો પ્રત્યેકનો અષ્ટમાંશ ભાગ એકઠો થયેલો હોય છે. તેમાં પૃથ્વીનો ભાગ પ્રધાન્ હોવાથી તે દ્રવ્યને પાર્થિવ

દ્રવ્ય કહેવામાં આવે છે, નહિ કે તેમાં એકલી પૃથ્વીજ છે તેથી. તેવી જ રીતે જલ, વાયુ, આકાશ, અને તેજનું સમજી લેવું. વેદાન્ત પ્રક્રિયામાં આકાશ એ નૈયાયિકો જેવું વિભુ માને છે તેવું નથી, પરંતુ અમુક પ્રકારના પરમાણુઓથી ઘડાયેલું હોય છે, જો કે ઘણું સૂક્ષ્મ હોય છે એમ માનવામાં આવે છે. આ પંચીકૃત અણુઓ વડે આ સઘળું ભોગ્ય જગત-ચૌદ લોક ઘડાય છે. તેમાં અનેક ભોક્તાઓનાં શરીરો પણ તેજ વડે પ્રકટ થાય છે. આ સ્થૂળ જગત પંચીકૃત પરમાણુઓમાં ઘડાયેલું, અને સુક્ષ્મ જગત્ અપંચીકૃત પરમાણુઓથી રચાએલું, અને કારણ જગત્ બિન્દુ વ્યાપ્ય અવ્યક્તથી ઘડાયેલું સમજાવવામાં આવે છે. આ શૂન્યમાંથી પ્રકટ થયેલો અવ્યક્ત નાદ ખરી રીતે ચોવીસ તત્ત્વોનો ઉપસર્ગ એટલે વિસૃષ્ટિ કરે છે. તે ચોવીસ તત્ત્વોનું વર્ગીકરણ બાપા આવી રીતે કરે છે.

પંચભૂતો + પાંચ જ્ઞાનેન્દ્રિયો+પાંચ કર્મેન્દ્રિયો+ પાંચ શબ્દાદિ વિષયો + ચાર અન્તઃકરણ મળી તેમાં માયાથી ઢંકાયેલું જીવચેતન ઉમેરવાથી ૨૫ તત્ત્વો. તેમાં ૨૬ સું હરિચેતન અથવા ઈશ્વર ચેતન ઉમેરવાથી આખું વિશ્વ અથવા બ્રહ્માંડ બાપાના અભિપ્રાય પ્રમાણે "સર્વાવાસ હરિ"નું રૂપ બને છે.

હાલના વિજ્ઞાનના જમાનામાં પંચભૂતોથી જગતની પ્રક્રિયા

**હાલના વિજ્ઞાન પ્રમાણે જગતની ધાતુનું સ્વરૂપ એક-જ ઈથિરના વિદ્યુત્-ના સ્પંદ વડે થતા અનેક પરમાણુના વિવર્તો.**

સમજાવવાનો ક્રમ કંઈક વિચિત્ર લાગે એ સ્વાભાવિક છે. હાલના જમાનામાં વિજ્ઞાન વડે અનેક રાસાયણિક તત્ત્વો આ વિશ્વમાં છે અને તે પ્રત્યેકના ગુણધર્મો જુદા જુદા છે. પરંતુ તે સાથે એવું પણ સિદ્ધ થઇ ચૂક્યું છે કે આ એકજ "ઇથર" અથવા આકાશ તત્ત્વના આ અનેક રાસાયણિક તત્ત્વો તો માત્ર ભિન્ન વિવર્તોજ છે. વિદ્યુતના સ્પંદ વડે ઈથરમાં થયેલો ક્ષોભ અનેક પરમાણુના આકારો ઘડે

છે, અને તેની રચનાવિશેષ વડે પરમાણુઓની જાતિ ઘડાય છે, અને તે જ્યાંસુધી વિદ્યુતના સ્ફુલિંગો અથવા કણો રચનામાં રહે ત્યાંસુધી જડ પરમાણુ પોતાનું મૂલરૂપ કાયમ રાખે છે, અને જ્યારે તે મર્યાદા તટે છે ત્યારે પરમાણુ ભેદાય છે, અને તત્ત્વાન્તર પરિણામ થાય છે. આ નિયમ એક રીતે પુનઃ જુની અધ્યાત્મ વિદ્યા તરફ ખેંચી જતો જણાય છે. જુના અધ્યાત્મ શાસ્ત્રવેત્તાની પાસે હાલનાં વિજ્ઞાનનાં સાધનો ન્હોતાં, પરંતુ તેઓએ જગતના દ્રવ્યોનું વર્ગીકરણ બાહ્યસાધનોને વશ વર્તીને કર્યું નથી. પરંતુ પોતાના અનુભવ સામગ્રીના સાધન ઉપરજ કર્યું છે. અને તેથી સામગ્રીની સમજણ વિના તેમણે રચેલી પદ્ધતિ પર કેટલાક અણઘટતા આક્ષેપો થાય છે. ઉદાહરણ તરીકે, પાંચ જ્ઞાનેન્દ્રિયો વડેજ બાહ્ય જગતનો અનુભવ થાય છે; અને તે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધદ્વારાજ થાય છે; અને તેથી ગંધદ્વારથી જે દ્રવ્ય સમજાય તેને તેઓ પૃથ્વી એવું નામ આપતા. પછી હાલના વિજ્ઞાનના નિયમ પ્રમાણે તે ઘન હોય કે પ્રવાહી હોય કે વાયુઆકારવાળો હોય, તેવીજ રીતે સ્પર્શ વડે સમજાય તે પદાર્થને તે વાયુનો, રૂપથી સમજાય તે તેજનો, રસના વડે સમજાય તે જળનો, અને શબ્દ વડે સમજાય તે આકાશનો ઘડાયેલો સમજતા. આ ઉપરાન્તના એટલે જ્ઞાનેન્દ્રિયોથી ચઢિયાતાં રૂપોને તે લોકો માનસ પ્રત્યક્ષના વિષયરૂપ માનતા. એથી હાલના સઘળા અનેક રસાયણિક તત્ત્વોને તેઓ પંચભૂતોનાં શુદ્ધ અને મિશ્ર રૂપમાં અન્તર્ગત કરતા; અને કોઇ પણ પદાર્થ આ પાંચ વર્ગીકરણની બહાર ગયો નથી અને જવો સંભવતો નથી. આ સમજણ જુની આધ્યાત્મિક પ્રક્રિયાને ન્યાય કરવામાં લક્ષમાં રાખવાની જરૂર છે.

અખાનું પંચીકરણ એકસો બે ચોપાઈનું છે. પંચીકરણની પ્રક્રિયા જગતની સૃષ્ટિનું સત્યપણું સાબીત કરવા અર્થે નથી. પરંતુ દેખાતા જગત્‌નું મૂલકારણ બ્રહ્મ સાચું છે, અને તેનો અનેકાકાર ભાસતો નામરૂપ વાળો વિલાસ ખોટો છે એ સમજાવવા સાર છે. ખોટામાં જે સાચાપણાનો ભ્રમ થયો છે તે ભ્રમ દૂર કરવાનું અમોઘ સાધન તત્ત્વજ્ઞાન જ છે. પરંતુ તત્ત્વજ્ઞાન નિર્મળ, નિરુદ્ધ, અને નિરાવરણ ચિત્ત ઉત્પન્ન થયા વિના પ્રકટ થતું નથી. નિર્મલતા સાધન તે કર્મયોગ છે; નિરુદ્ધતા લાવનાર સાધન તે યોગ છે; અને નિરાવરણતા પ્રકટ કરનાર સાધન તે **તત્ત્વમસિ** વિગેરે મહાવાક્યનો પ્રબોધ છે.

**અખાનું પંચીકરણ તેનો લયયોગ સાથે સંબંધ.**

ચિત્તનો નિરોધ કરનારા યોગ નામના સાધનના ચાર વિભાગ છે. (૧) રાજયોગ. (૨) હઠયોગ, (૩) મંત્રયોગ; અને (૪) લયયોગ. આ ચાર યોગના પાદો અથવા વિભાગો તત્ત્વજ્ઞાનના ઉપકારક છે. યોગ જો કે પ્રત્યક્ષ રીતે બ્રહ્માત્મૈક્યનો અનુભવ પ્રકટ કરતો નથી તોપણ તે પરોક્ષ રીતે ચિત્તની નિરુદ્ધ અવસ્થા ઉત્પન્ન કરવા વડે સાધકના આત્માના શુદ્ધરૂપનો સાક્ષાત્કાર કરાવી શકે છે, અને તેના શારીર આત્માના અથવા પુરુષના શુદ્ધ સાક્ષિ ચેતનને પ્રકટ કર્યા પછી તે સાક્ષી ચેતન બ્રહ્મરૂપ વસ્તુ સાથે અભિન્ન છે એ અનુભવ પ્રકટ થવામાં વિલંબ થતો નથી. પુરુષના શુદ્ધરૂપનો અનુભવ થયા પછી પુરુષોત્તમ અથવા પરમેશ્વરના શુદ્ધરૂપ સાથેનું તાદાત્મ્ય મહાવાક્યના પ્રબોધ વડે, જેમ દીવાસળી ઘસીએ અને દીવો થાય તેમ, સત્વર ઉદય પામે છે. ગુરુ અને શિષ્યના આત્માનો પ્રત્યક્ષ તાદાત્મ્યભાવ પ્રકટ કરનાર રાજયોગ છે; પ્રાણદ્વારા ઐકાત્મ્ય સધાવનાર

**યોગનો તત્ત્વજ્ઞાનમાં ઉપયોગ તેના ચાર વિભાગ.**
**૧ રાજયોગ**
**૨ હઠયોગ**
**૩ મંત્રયોગ**
**૪ લયયોગ**

યોગ તે હઠયોગ છે; શબ્દદ્વારા ઐકાત્મ્ય સધાવનાર તે મન્ત્રયોગ છે; અને ચિત્તના એકીકરણ વડે આત્માનું અદ્વૈતપણું જગાવનાર યોગ તે લયયોગ છે.

લયયોગના સવાલાખ× પ્રકારો સદાશિવે આ વિશ્વના હિત અર્થે આગમ શાસ્ત્રમાં પ્રબોધ્યા છે. તેમાં નાદાનુસંધાન અથવા પ્રણવના ધારાવારી ગુંજન વડે જે લયયોગ સધાય છે તે પ્રકાર લયયોગનું શિખર ગણાય છે. શુક યોગીન્દ્ર કહે છે કેઃ—

**नादानुसंधान नमोस्तु तुभ्यम्**
**त्वां मन्महे मान्यतमं लयानाम् ॥**

પ્રણવના અનુસંધાનનું રહસ્ય શુક યોગીન્દ્રે ગૌડપાદાચાર્યને આપ્યું હતું. ગૌડપાદાચાર્યે તે રહસ્ય માંડૂક્ય ઉપનિષદ્‌ની કારિકામાં ગુંથ્યું છે; અને તેનું ઉપાસના પદ્ધતિથી પ્રતિપાદન નૃસિંહતાપનીય ઉપનિષદ્‌માં વિસ્તારથી કરવામાં આવ્યું છે. તે વિદ્યા ગુરુ પરંપરાથી શંકરાચાર્યને પ્રાપ્ત થઈ હતી, અને તેના એક દેશમાંથી પંચીકરણ વિદ્યાનો જન્મ થયો છે.

**પ્રણવ વડે અથવા શબ્દબ્રહ્મ વડે વિશ્વની સર્જન અને લયની પ્રક્રિયા.**

પ્રણવ શબ્દનો ઉદ્‌ભવ સચેન પ્રાણીઓમાં કેવી રીતે થાય છે તેનું વર્ણન ઉપર આવી ગયું છે. આ વેદસાર શબ્દબ્રહ્મવડે જગતની સૃષ્ટિ, જગતની સ્થિતિ, અને જગતનો લય બરાબર સમજવામાં આવે અને તે સમજણ પ્રમાણે ચિત્તનો 'પલટો' થાય તો જીવ અને જગતનો ભેદ, તથા જીવ અને ઈશ્વરનો ભેદ શમી જાય અને સાધક જીવ સિદ્ધ શિવરૂપે સ્થિત થાય એવું લયયોગનું મન્તવ્ય છે.

× જુઓ યોગતારાવલિ, શ્લોક ૨. આ ગ્રન્થ સામાન્ય રીતે શંકરાચાર્યના નામે આરોપાયલો છે, પરંતુ ખરી રીતે તેમના પરાત્પર ગુરુ શુક યોગીન્દ્રની કૃતિ છે એમ જૂની લેખી પ્રતોથી જણાયેલું છે.

દેશ, કાળ, અને કાર્યકારણની મર્યાદામાં બંધાએલું એટલે પાશ-બદ્ધ થયેલું આપણું ચિત્ત પિંડગત જીવનું બ્રહ્માંડગત ઇશ્વર સાથેનું તાદાત્મ્ય પ્રકટ થવા દેતું નથી. પરંતુ દેશ, કાળ, અને કાર્યકારણ-વાળા વસ્તુના સ્વભાવમાં એકતારપણું અથવા એકજ નિયમ પ્રવર્તે છે એવું જો ચિત્ત સમજી શકે તો જીવ-ઇશ્વરના ભેદનો ભ્રમ નાશ થાય.

**અખાના પચીક-રણની ૧-૬ સુ-ધીની ચોપાઈ-ઓનું તાત્પર્ય.**

આથી પાશબદ્ધ ચિત્તને પાશકાપવાનો અમોઘ ઉપાય તે "નાદાનું-સંધાન" આ પ્રણવનો નાદ અથવા ગુંજન અથવા ધ્વનિ દ્વારા બંધશામાં થાય છે:—

"વસ્તુ વિષે[1] સ્વભાવે શૂન્ય, તેમાં પ્રણવની ઉઠે ધૂન્ય."

બ્રહ્મરૂપ તત્ત્વ અથવા વસ્તુ જે આપણા અનુભવનો વિષય છે તે પોતાના ભાવે (સ્વભાવે) શૂન્ય અને સ્પન્દ અથવા ક્ષોભ વિનાનું કેન્દ્ર ભાવમાં રહેલું બિન્દુ જેવું તત્ત્વ છે. અનાદિ અને અનંત સચ્ચિદ્ ઘન તત્ત્વ જ્યાં ઘની ભાવને પામે ત્યાં શૂન્ય બિન્દુ જાગે છે. પ્રણવની બિન્દુ નામની પાંચમી માત્રા અનુરણન પછી શમી જતી કંઇક સમજાય છે. તેનું પારિભાષિક નામ શૂન્ય -૦- અથવા બિન્દુ છે. આ શૂન્ય જોકે સ્પન્દ વિનાનું છે, ક્ષોભ વિનાનું છે, તો પણ તેમાં અદ્ભુત જ્ઞાન, ક્રિયા અને ઇચ્છા શક્તિનું ગુપ્ત બળ એકત્રિત થયેલું હોય છે. આ ગુપ્ત અવ્યક્ત બલ પ્રણવની બિન્દુમાત્રામાં રહ્યું છે, તેથી બિન્દુનું બીજું નામ કારણબિન્દુ કહે છે, અને તે ખાલી ખોખું શૂન્ય ખરી રીતે નથી પરંતુ સત્તાવાળું છે તેથી તેનું બીજું નામ સદ્-બ્રહ્મ, સદાશિવ, એવું આપવામાં આવે છે. બૌદ્ધ મતના

---

૧ અખો "વિષય" (Object) એ શબ્દને જ્યાં ત્યાં "વિષે" કરી નાખે છે. તેથી પાછળના ગુજરાતીમાં "વિષે" એટલે "માં" સંબંધવાળુ એવો અર્થ થવાથી અખાના ટીકાકારો અખાનો અભિપ્રાય ભૂલ્યા છે. "વસ્તુ વિષે" એટલે વસ્તુમાં નહિ, પરંતુ "વસ્તુ રૂપ વિષય."

શૂન્યથી પૃથક પાડવા આ બિન્દુને છાન્દોગ્યની "પરાદેવતા" કહેવામાં આવે છે. અને વિશ્વનું સર્જન કરવાને ઉન્મુખ થાય છે તેથી તેનું વર્ણન શક્તિ સહિત શિવ એટલે સદાશિવ એ નામથી કરવામાં આવે છે.

જેમ પ્રત્યક્ષ ભૌતિક આકાશમાં સૂર્યચંદ્રાદિ ગોલકો બિન્દુરૂપે તરે છે, રમે છે, અને તેમાંજ લયને પામે છે, તેમ આ અવ્યક્ત ભૂમિકાના ચિદાકાશમાં અથવા પ્રણવની કલામાં આ સચ્ચિદ્ઘન બિન્દુ તરે છે, રમે છે, અને શમે છે. આ કારણબિન્દુ ભેદાતાં જે નાદકલા જાગે છે તેને અખો "ધૂન્ય"એ એ નામ આપે છે. જગતનું કારણ બિન્દુ જે સચ્ચિદ્ઘન છે તે ચિદાકાશમાં પ્રથમ ક્ષોભ ઉત્પન્ન કરી કારણ ભૂમિકામાથી (Potential) કાર્ય ભૂમિકામા (Kinetic) પ્રકટ થાય છે. આ કાર્ય કરવાને ઉન્મુખ સચ્ચિદ્ઘન બિન્દુને આગમની પરિભાષામાં ઈશ્વરતત્ત્વ કહે છે. તે સદાશિવની અપેક્ષાથી અપર છે તેથી તેને કાર્યબિન્દુ કહે છે, અથવા "અપરબ્રહ્મ" કહે છે. તેનું બીજું નામ "શબ્દબ્રહ્મ" છે, અને લોકપ્રસિદ્ધ નામ ઓંકાર અથવા પ્રણવ છે. શબ્દબ્રહ્મ–ઓંકાર–અર્થબ્રહ્મ–ઈશ્વરતત્ત્વને જણવે છે, તેથી પ્રણવ શબ્દ પરમેશ્વરનો સહજ વાચક શબ્દ છે. તે પરમેશ્વરનું સુંદર અને રહસ્યવાળું નામ છે. એ નામના–અભિધાનનો અર્થ ઉકેલવો તેનું નામ **प्रणवोत्कीलन** છે.

પ્રણવની બિન્દુમાત્રા (પાંચમી) અને નાદકલા ચોથી (અર્ધમાત્રા) ઉચ્ચારના ક્રમ વડે સમજાયા પછી આ સમસ્ત પ્રણવ અથવા "એકાક્ષર" બ્રહ્મ વ્યસ્ત પ્રણવ એટલે ભેદ પામતો અક્ષર થાય છે. આ ભેદાતા રૂપને **अकार, उकार,** અને **मकार** એવી ત્રણ માત્રાઓ કહે છે. તેમાં પ્રથમ માત્રા ઉચ્ચારના ક્રમમા કંઠમૂલમાંથી જાગે છે, તેથી તેને **आदि** એટલે સૃષ્ટિમાત્રા કહે છે. બીજી માત્રા કંઠ મધ્યમાંથી ઉચ્ચારના ક્રમથી જાગે છે તેથી તેને **उन्मेष** એટલે અંકુર કાઢતી–સ્થિતિમાત્રા–કહે છે. ત્રીજી માત્રા

વાણીના સઘળાં સ્પર્શ સ્થાનોને પૂર્ણ કરી બે હોઠને બંધ કરી શબ્દનું પૂર્ણ માપ અથવા શબ્દનો લય કરે છે તેથી તેને માન માત્રા અથવા લગ માત્રા કહે છે. આ પ્રણવનો વ્યસ્ત એટલે ભેદાયેલો ત્રિવર્ગ છે.

આખો "પ્રણવની ધૂન્ય"માંથી-નાદાનુસંધાન વડે જે સૃષ્ટિ ઉત્પન્ન થાય છે તેને ત્રિવર્ગ કહે છે, અને તે "ત્રિવર્ગ"માંથી જે તત્ત્વો પ્રકટ થાય છે તેને "ઉપસર્ગ" કહે છે. ત્રિવર્ગની સૃષ્ટિ કહેવાય અને તત્વોની વિસૃષ્ટિ કહેવાય. આ "ત્રિવર્ગ" અથવા ત્રિપુટીઓ પ્રણવની માત્રાથી સમજાતી મુખ્યત્વે કરીને નીચે પ્રમાણે આગમ શાસ્ત્રમાં વર્ણવી છે—

| પ્રણવની વ્યસ્ત ત્રણ માત્રાઓ | વેદ ત્રિવર્ગ. ૧ | ભોગ્ય-ત્રિવર્ગ. ૨ | ભોક્તૃ-ત્રિવર્ગ. ૩ | અવસ્થા-ત્રિવર્ગ. ૪ | ભોગ-ત્રિવર્ગ. ૫ | ગુણ-ત્રિવર્ગ ૬ |
|---|---|---|---|---|---|---|
| अकार | ઋગ | ભૂલોક | વિશ્વ | જાગ્રત્ | સ્થૂલ | સત્વ |
| उकार | યજુષ્ | ભૂવર્લોક | તૈજસ | સ્વપ્ન | સૂક્ષ્મ | રજસ |
| मकार | સામ | સ્વર્લોક | પ્રાજ્ઞ | સુષુપ્તિ | કારણ | તમસ |

દેવ ત્રિવર્ગ
૭
વિષ્ણુ
બ્રહ્મા
રુદ્ર

આ ત્રિવર્ગો અથવા ત્રિપુટીઓ પરસ્પર સંકલિત હોય છે, અને તેમાં સમસ્ત પ્રણવની ચોથી (તુરીય) નાદમાત્રા અને પાંચમી (તુરીયાતીત) બિન્દુમાત્રા ઈશ્વર પદ અને સદાશિવ પદને લગતી, ગુંથાયેલી હોય છે. પરંતુ ચોથા અને પાંચમા પદના અનુભવો જાગ્રત, સ્વપ્ન, અને સુષુપ્તિમાં રચી પચી રહેનાર જીવને સ્ફુટ થતા

નથી એટલે તે અનુભવો નિમેષ કલામાં રહે છે, એટલે મીંચાયેલી આંખ વડે જેમ માત્ર ધોળુંજ જણાય અથવા અંધારાનું પટલજ જણાય તેમ અજ્ઞાન ભૂમિકામાં ઢંકાયેલા રહે છે.

ઉપર જણાવેલા ગુણત્રયની સામ્ય અવસ્થાને પ્રકૃતિશક્તિ કહે છે; નાદમાત્રાની અવસ્થાને માયાશક્તિ કહે છે અથવા અખાની પરિભાષામાં "શૂન્ય સ્વાસિની" એટલે બિન્દુપદની–ઈશ્વરની–પત્ની કહે છે; બિન્દુમાત્રાની શક્તિને ચિચ્છક્તિ કહે છે. આ શક્તિત્રયી પૈકી પ્રકૃતિ શક્તિમાંથી ગુણત્રયના ક્ષોભ વડે ચોવીસ તત્ત્વોનો ઉદય થાય છે.

તમોગુણના ક્ષોભ વડે પ્રકૃતશક્તિના ગર્ભાશયમાં પૃથ્વીઆદિ પંચભૂતોની ઉત્પત્તિ થાય છે; રજોગુણ ક્ષોભ વડે દશ ઈન્દ્રિયો તે તે ઈન્દ્રિયોના દેવતા સૃષ્ટિ સાથે પ્રકટે છે અને સત્વગુણના ક્ષોભ વડે અન્તઃકરણ ચતુષ્ટય (મન, બુદ્ધિ, ચિત્ત, અને અહંકાર) અને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગન્ધની તન્માત્રાઓ પ્રકટે છે. આ રીતે એકંદર ૫+૧૦+(૪+૫)=૨૪ તત્ત્વો ઉદય થાય છે.

આ ચોવીસ તત્ત્વો પ્રકૃતિશક્તિના ગર્ભાશયમાં પડે છે, પણ આ પ્રકૃતિનો ગર્ભાશય જેના દેહમાં અથવા પિંડમાં છે તે પચીસમી શક્તિ તે માયા શક્તિ છે, અને તેના સ્વામી અથવા અધ્યક્ષ પરમેશ્વર, નારાયણ, "મહાવિષ્ણુ" એવા અનેક નામવાળો છવ્વીસમો પુરુષોતમ છે.

અખો છવ્વીસ તત્ત્વો ભાગવતને અનુસાર છે એમ જણાવે છે. શ્રીમદ્ ભાગવતના ત્રીજા સ્કંધના છવ્વીસમાં અધ્યાયમાં આ છવ્વીસ તત્ત્વોની સ્પષ્ટ ગણના ભગવાન્ કપિલદેવે પોતાનાં માતા દેવહૂતિને કરી બતાવી છે, અને તેમાં પંચભૂતો (પંચીકૃત પંચમહાભૂત); તેનાં પાંચ સૂક્ષ્મ તન્માત્ર નામનાં રૂપો (શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગન્ધ); પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિય મળી દશ, અને અન્તઃકરણના ચાર વર્ગ મળી ચોવીસ તત્ત્વો જડ, પચીસમું તત્ત્વ તે, જે પિંડમાં

**અખાએ ભાગવત અનુસાર તત્ત્વોનું વર્ગીકરણ કર્યું છે, અને તેમાં સેશ્વર સાંખ્યવાદનો સ્વીકાર છે.**

તે ચોવીસ એકત્ર થયાં છે તેનો અધ્યક્ષ જીવ (અવ્યાકૃત એટલે માયામાં વશ થયેલો) અને છવ્વીસમો તે માયાનો અધ્યક્ષ તે પુરુષોત્તમ અથવા મહાવિષ્ણુ એ રીતે વ્યવસ્થા કરવામાં આવી છે. વળી એકાદશ સ્કંધના બાવીસમા અધ્યાયમાં તત્ત્વોનું અનેકધા વર્ણન કરવામાં આવ્યું છે. અને તેમાં ૪, ૬, ૭, ૯, ૧૧. ૧૩, ૧૬, ૧૭, ૨૫, ૨૬, ૨૮ વિગેરે તત્ત્વોના વિભાગો દર્શાવ્યા છે. તે બધાં પ્રકરણોનો વિચાર કરતાં સમજાય છે કે શ્રીમદ્ ભાગવત શાસ્ત્ર પ્રમાણે તત્ત્વોનું વર્ગીકરણ જોકે પાયામાં સાંખ્ય શાસ્ત્રને અનુસરતું છે, પરંતુ તે નિરીશ્વર સાંખ્ય નહિ પણ સેશ્વર સાંખ્ય છે. સેશ્વર સાંખ્ય ઉપનિષદ્‌ના મત સાથે અદ્વૈતાનુસારી હોવાથી ભાગવતમાં સાંખ્ય અને વેદાન્તની એકવાક્યતા કરવામાં આવી છે. અને અખો આ એકવાક્યતા સ્વીકારી પોતાના સિદ્ધાન્તો જણાવે છે. આ અદ્વૈતાનુસાર, ચૈતન્ય એકજ વસ્તુ છે, અને તે માયાની પીઠમાં રહેલું છે. તેને મહાવિષ્ણુ અથવા પુરુષોત્તમ કહે છે. તે મહાવિષ્ણુ અથવા પુરુષોત્તમ વિશ્વની અંદર પુરુષ (જીવ) બને છે, અને બહાર રહી કાળ બને છે. આ મહાવિષ્ણુ પુરુષ રૂપે અંદર રહીને અને કાળ રૂપે બહાર રહીને પ્રકૃતિ શક્તિનું નિયમન કરે છે અને તે પ્રકૃતિ યોનિને ક્ષુબ્ધ કરે છે.* તેમાંથી તત્ત્વજાળ ઉત્પન્ન થાય છે, અને તેમાં હિરણ્ય ગર્ભ પુરુષ" જાગે છે. આ પુરુષ તે બ્રહ્માંડનો આદિ જીવ અને પિંડમાં પ્રકટ થતા આભાસો તે આપણા જેવા અનેક સંસારી જીવો, પરંતુ આ પિંડની અને બ્રહ્માંડનાં તત્ત્વોની અને તેનાં કાર્યોની રમત ખરી રીતે એકજ ચૈતન્ય રમે છે એ સમજણ પંચીકરણના મહાવાક્યથી અખો આપે છે.

---

* જુઓઃ—दैवात्क्षुभितधर्मिण्यां, स्वयोनौ तु परः पुमान् ।
आधत्त वीर्यं साऽसूत महत्तत्त्वं हिरण्मयम् ॥
भा–३ अ. २६

**પંચીકરણની ૯-૩૨ સુધીની ચોપાઇઓ.**

પિંડમાં આ પંચભૂતના ગુણધર્મો કેવી રીતે પ્રવેશ પામ્યા છે તેની સાદી સમજણ અખો આપે છે અને કહે છે કેઃ—

"નિર્ગુણ તે સ્વે સ્વામી આપ, સગુણ નિમિત્તે સઘળે વ્યાપ."

ગુણાતીત મહાવિષ્ણુ ચૈતન્ય પોતાના મૂળ રૂપમાં પ્રતિષ્ઠિત છે અને સગુણ રૂપે સઘળા વિશ્વમાં વ્યાપી રહ્યું છે.

**પંચીકરણની ૩૪-૯૩ ચોપાઇઓમાં ચૈતન્યની વ્યાપ્તિ ચારે દેહમાં શી રીતે છે તે સમજાવ્યું છે.**

આ મહાવિષ્ણુનું ચૈતન્ય સ્વરૂપ પિંડના તેમ બ્રહ્માંડના ચાર પ્રકારના દેહમાં વ્યાપ્ત શી રીતે થયું છે તે સમજાવવા ચાર દેહની પ્રક્રિયા રચવામાં આવે છે. દેહ ચાર પ્રકારના છે. (૧) મહાકારણ દેહ જેનું નામ કૈવલ્ય દેહ પણ છે; (૨) કારણ દેહ, (૩) વાસના દેહ અથવા લિંગ શરીર, (૪) સ્થુળ દેહ–આ ચારે પ્રકારના દેહો પરસ્પર કાર્યકારણના નિયમથી ગુંથાયેલા છે. એટલે સ્થૂલ (કાર્ય) નું કારણ લિંગ શરીર; લિંગનું કારણ "દેહ ચૈતન્ય ધામ" એટલે કારણ દેહ જેમાં અવિદ્યા, કામ અને કર્મનાં બીજકો રહે છે જે વાસના દ્વારા અંકુરિત થઈ શૂક્ષ્મ દેહ રચે છે; અને આ સૂક્ષ્મ શરીર સ્થુલદેહમાં પરિણામ પામે છે.

સ્થુળ દેહનાં ઘટક તત્ત્વો પાંચ મહાભૂતનાં અણુઓ, પાંચ કર્મેન્દ્રિયો અને પાંચ જ્ઞાનેન્દ્રિયો મળી પંદર ગણાય છે.

શૂક્ષ્મ દેહનાં ઘટક તત્ત્વો પાંચતન્માત્રાઓ (એટલે અપંચીકૃત પાંચભૂતો–શબ્દાદિ તન્માત્રાઓ) અને ચાર અન્તઃકરણ મળી નવ છે.

કારણ શરીરનાં ઘટક તત્ત્વને ચૈતન્યમાત્રા કહે છે જેને ઉપનિષદમાં પ્રજ્ઞામાત્રા કહી છે. ખરી રીતે આ ચૈતન્યમાત્રા ચોખ્ખી

નથી, પરંતુ અવિદ્યાની અંધારી વાળી, બહાર નીકળવાના વેગવાળી એટલે કામવેગ વાળી, અને ઇન્દ્રિયોને ક્ષોભ પમાડનારી એટલે કર્મના સંસ્કારોના બળ વાળી, એમ ત્રણ અશુદ્ધ ધાતુથી બગડેલી હોય છે, અને તેથીજ તે ચૈતન્યમાત્રા પ્રસવ વાળી છે.

મહાકારણ દેહ તે ખરી રીતે કૈવલ્ય દેહ છે, અને મહાવિષ્ણુનું નિર્મળ સ્વરૂપ છે, અને તેમાં અવિદ્યા, કામ, અને કર્મના મલ વાળા સંસ્કારો નથી.

સ્થુલનાં પંદર, સૂક્ષ્મનાં નવ, કારણનું એક (જેમાં અવિદ્યા, કામ. કર્મનાં ત્રણ પુટો અન્તર્ગત છે,) અને મહાકારણનું શુદ્ધચૈતન્ય એક—એમ એકંદર છવ્વીસ તત્ત્વોની પિંડમાં વ્યાપ્તિ એટલે પ્રસરણ છે.

**પંચીકરણની ૪૦ થી ૬૩ સુધીની ચોપાઈમાં ચાર દેહના વ્યાપારો છેવટના મહાકારણ અથવા કૈવલ્ય દેહ સુધી શી રીતે પહોંચે છે તેની સમજણ**

પિંડમાં બંધાયેલા પચ્ચીસમા જીવપુરુષની ભોગસામગ્રી કેવી રીતે સિદ્ધ થાય છે તેનું વર્ણન ૪૦ થી ૬૩ મી ચોપાઈઓમાં આપવામાં આવ્યું છે. સ્થુલમાંથી સૂક્ષ્મમાં, સૂક્ષ્મમાંથી કારણમાં, કારણમાંથી મહાકારણમાં જીવનું નિત્ય જવું આવવું થતાં સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ દેહ સાથે તેનો જાગ્રત્, સ્વપ્ન, અને સુષુપ્તિનો ખેલ તે રમી જાણે છે, અને મહાકારણ અથવા કૈવલ્ય દેહનું તેને ભાન નથી. આ સંસરણ એકજ દેહમાં થાય છે તેમ નથી, પરંતુ અનેક યોનિમાં જન્મ મરણની પરંપરા સૂક્ષ્મદેહની વાસના ચલાવ્યાજ કરે છે, અને ભવચક્રમાં નાના દેહ ધારીઓ અટવાય છે એમ નથી પરંતુ વૈકુંઠ સુધી પહોંચનારા જીવો આ ભવભ્રમણમાં ભમે છે. અખો કહે છે કેઃ—

"વૈકુંઠ સુધી એક માંડણી, ત્રૈલોક્ય સુધી જોજો ગણી;
ત્રૈલોક્યનાથ ધરી આવે દેહ, ઠાઠ સકળમાં તેનો તેહ."

ભગવાન નીચે ઉતરી દેહ ધારણ કરી આવે તોપણ આ દેહ ભ્રમ જેવોને તેવોજ દેખાય છે અને અનુભવાય છે.

જ્યારે કૈવલ્ય દેહની એટલે મહાકારણ રૂપની ઓળખ થાય ત્યારેજ આ ભ્રમ દૂર થાય છે. પિંડધારી જીવને અને બ્રહ્માંડ દેહધારી ઈશ્વરને સંસારની પ્રતીતિ કેવી થાય છે તેની સમજણ ૬૪ થી ૭૪ મી ચોપાઇઓમાં આપવામાં આવી છે. જીવનું અને ઇશ્વરનું ભેદવાળું રૂપ કેવા પ્રકારનું છે, જીવના દેહોમાં અને ઇશ્વરના દેહમાં ઘટક તત્ત્વો કેવી રીતે ગોઠવાયાં છે; જીવના દેહમાં [5]પાંચભૂત, દશ પ્રકારના વાયુ[10] અથવા પ્રાણ, દશ ઇન્દ્રિયો[10], પાંચ તન્માત્રાઓ[5], ચાર અન્તઃકરણ[4] અને દશ ઇન્દ્રિયો અને ચાર અન્તઃકરણના અનુગ્રહ કરતા ચૌદ[14] દેવતાઓની કલા, અને [1]માયા મળી એકંદર ઓગણપચ્ચાસ જડ તત્ત્વોના વિકારો ચાલ્યાંજ કરે છે. ઈશ્વરના દેહમાં સત્તર તત્ત્વોના વિલાસો ચાલે છે, અને તેમાં પંચ પ્રાણ, દશ ઇન્દ્રિય, અને મન તથા બુદ્ધિ મળી સત્તર તત્ત્વોની માત્રાઓ કામ કરે છે, અને અપંચીકૃત પંચભૂતોનાં કાર્યો છે.

**પંચીકરણની ૬૪ થી ૭૪ સુધીની ચોપાઇઓમાં જીવ ઈશ્વરના દેહ અને વ્યાપારોની સરખામણી.**

જીવના દશ પ્રાણોનું સ્વરૂપ અને તેનાં દેહમાં થતાં કાર્યો, ચોવીસ તત્ત્વોનું પુનઃ પંચકોશમાં વર્ગીકરણ અને આ સર્વ જડ પિંડમાં મૂલ ચૈતન્યના સચ્ચિદાનંદ ધર્મો શી રીતે ફેલાયેલા છે તેની સમજણ ૭૪થી ૮૧ ચોપાઇઓમાં આપવામાં આવી છે.

**પંચીકરણની ૭૪ થી ૮૧ સુધીની કડીઓમાં સમાયેલો વિષય.**

આટલે સુધી જીવોનો ભોગ શી રીતે સિદ્ધ થાય છે તે સમજાયા પછી તેનો મોક્ષક્રમ ઈશ્વર સંબંધથી કેવી રીતે થાય છે તેનું

સ્વરૂપ. અખો ૮૨થી ૮૯ સુધીની ચોપાઇઓમાં આપે છે.

**પંચીકરણની ૮૨ થી ૮૯મી ચોપાઇઓમાં ક્રમ મોક્ષનું રૂપ.**

જીવની ઉપાધિઓને એટલે પિંડનાં તત્ત્વોને ઇશ્વરની ઉપાધિઓ સાથે એટલે બ્રહ્માંડના તત્ત્વો સાથે એકતાર કરવાથી તે બે ચૈતન્યો એકવત્ અનુભવાય છે. આ ક્રમમોક્ષની પાયરીઓ (૧) સાલોક્ય. (૨) સામીપ્ય, (૩) સારૂપ્ય, (૪) સાયુજ્યની ગણાય છે. પરંતુ આ ચાર પ્રકારના મોક્ષ તે સોપાધિક મોક્ષ છે; નિરુપાધિ મોક્ષ તે કૈવલ્ય છે. તેમાં જીવ-ઇશ્વરનો ભેદાભાસ શમી જાય છે.

આ પિંડ બ્રહ્માંડનું એકતારપણું જણાવનાર શબ્દબ્રહ્મના સંબંધમાં જે ઉપક્રમ ચોથી ચોપાઇમાંઃ—

**પંચીકરણની ૯૦ થી ૯૪ સુધીની ચોપાઇઓમાં શબ્દબ્રહ્મના વિલાસનો ઉપસંહાર**

" વસ્તુ વિષે સ્વભાવે શૂન્ય,
તેમાં પ્રણવની ઉઠે ધૂન્ય;
તે ઓંકાર તણો ત્રિવર્ગ,
તત્ત્વ બધાં તેનો ઉપસર્ગ "—

એ રીતે કર્યો હતો તેનો ઉપસંહાર ચાર પ્રકારની અજપા મંત્રમાંથી પ્રકટ થતી પરા, પશ્યંતી, મધ્યમા, વૈખરી વાણીના ચાર પાદની વ્યવસ્થા વડે કરવામાં આવે છે, અને પંચીકરણનું ફલ વર્ણવવામાં આવે છે.

**પંચીકરણની ૯૫ થી ૧૦૨ સુધીની ચોપાઇઓમાં ફલવર્ણન.**

"એ પંચી કરણ છે **મહાવાક્ય,**
એણે થાયે અનુપમ પરિપાક,
જંતપણુ જેને છે સત્ય,
તેણે કરવું તેનું નિત્ય."

એ પંચી કરણનો "નિત્ય" પાઠ કરી જે અનુભવનિષ્ઠા મેળવે છે તેવા જીવન્મુક્તનું પદ

અને તેઓનો મહિમા કેવો હોય છે તે સમજાવી અખો શબ્દજાળને એકત્રિત કરી કહે છે કેઃ—

"અહંબ્રહ્મ તે શબ્દજ વિના, એ સમજે અખા વેત્તા વિના"

"હું બ્રહ્મ છું" એ અનુભવ શબ્દનો આશ્રય લીધા વિના જેને થાય છે અને જેનામાં હું બ્રહ્મજ્ઞ છું એવું જાણવા છતાં પણ અભિમાન નથી તે મહાપદમાં સ્થિત મુક્ત પુરુષ ખરેખર અવતારી ઇશ્વર સરખો છે.

અમદાવાદ.

તા. ૧૬-૧૦-૨૮. નર્મદાશંકર દેવશંકર.



અને તેઓનો મહિમા કેવો હોય છે તે, સમજાવી અખો શબ્દજાળને એકત્રિત કરી કહે છે કેઃ—

"અહંબ્રહ્મ તે શબ્દજ વિના, એ સમજે અખા વેત્તા વિના"

"હું બ્રહ્મ છું" એ અનુભવ શબ્દનો આશ્રય લીધા વિના જેને થાય છે અને જેનામાં હું બ્રહ્મજ છું એવું જાણવા છતાં પણ અભિમાન નથી તે મહાપદમાં સ્થિત મુકત પુરુષ ખરેખર અવતારી ઇશ્વર સરખો છે.

અમદાવાદ.

તા. ૧૬-૧૦-૨૮. નર્મદાશંકર દેવશંકર.



# અપ્રાકૃત કાવ્યો.



ભાગ ૧.

# શ્રી અખે ગીતા×

## કડવું-૧ હરિગુરુ સંતની સ્તુતિ.

રાગ ધન્યાશ્રી.

ૐ નમો ત્રિગુણપતિ-રાયજી,
સર્વે પહેલા[1] જે પૂજાયજી;
અગમ અગોચર જેને શ્રુતિ ગાયજી,
ચરણ ચિંતવી હું લાગું પાયજી. ૧

ઢાળ.

ચરણ ચિંતવી સ્તુતિ કરૂં, ચિદ્દશક્તિ બ્રહ્માનંદની;
અણછતો અખો અધ્યારોપ કરે, તે કથા નિજ આનંદની. ૨
ગુરુ ગોવિંદ ગોવિંદ ગુરુ, તેહેનું નામ જુગલ રૂપ એક;
તેને સ્તવું નીચો નમી, કરું બુધ્યમાન વિવેક. ૩
પરાત્પર પરબ્રહ્મ જે, તે મન-વાણીને અગમ્ય;
તેનો તે લક્ષ આપી શકે, તે માટે ગુરુ તે બ્રહ્મ. ૪
શ્વાન શૂકર બિડાલ ખર, તેના ટોળાનો જે જંત;
તેને મૂકે હરિ કરી, જેને મળે સદ્ગુરુ સન્ત. ૫
ગુરુ મહિમા છે અતિ ઘણો, કોઇ સમજે સંત સુજાણ;
તે ગુરુ-ગોવિંદ એકતા ભજે, જેને લાગ્યાં સદ્ગુરુ-બાણ. ૬
જેમ રવિ દેખાડે રવિધામને, તેમ ગુરુ દેખાડે રામ;
તે માટે હરિ તે ગુરુ, ગુરુ ગોવિંદ એવું નામ. ૭

---

× અ તથા આ લેખી પ્રતમાં બાલબોધ લીપિમાં આમુખ વાક્ય નીચે પ્રમાણે છેઃ अथ अखेगीता महामोक्षदायिनी ब्रह्मविद्या लिख्यते । ॐ ततसदिति निर्देशो इति मन्त्रः ॥ "સ્વામીજી રઘુનાથજી સચ્ચિદાનંદરૂપ સત્ય છે" એવો અન્ત છે. ૧ अ તથા आ "પહેલો."

[2]ચેહન શમ્યાં જે સંતનાં, તે ગુરુ–ગોવિંદ એકતા ભજે;
ખીલા માંહે રસ ભર્યો, તે [3]વણુધડયું રૂપ નીપજે. ૮
જેમ સુવર્ણ કેરી મોહોરમાંહે, અન્ય મુદ્રા છે અતિ ઘણી;
તેમ ગુરુ ભજનમાંહે[4] સર્વ આવ્યું, જો મન વળે ગુરુ ચરણભણી. ૯
જેમ બધિર ન જાણે નાદ સુખને, સ્વાદ ન [5]હોયે રસના વિના;
તેમ ગુરુ વિના હરિ નવ મળે, જેમ ભોગ ન પામે નિર્ધના. ૧૦
કહે અખો કહું વળી વળી, જે ટાળવા[6] હીંડો જન્તને;
એ આરત્ય શું ઉરમાં ધરો, તો સેવો હરિ ગુરુ સન્તને. ૧૧

---

## કડવું–૨ વેદાન્તી કવિયોની સ્તુતિ.

રાગ ધન્યાશ્રી.

કવિજને આગે ગ્રંથ બહુ કર્યાજી, વિધવિધેકરા જુગતે વિસ્તર્યાજી;
ષટ્દર્શનના મત બહુ ઓચર્યાજી, પૂર્વના [1]કવયિતા નામે [2]ઓધર્યાજી. ૧

ઢથલો.

ઓધર્યાં બહુ સ્તુતિ કરીને, એવી ગ્રંથકારની રીત છે;
સૂર્ય આગળ ખદ્યોત[3] કિશો, એવી બોલવાની નીત છે. ૨
જાહ્નવી આગળ જેમ વોહોકલો, સુરતરુ આગળ બદરી યથા;
પારિજાતક પાસે અરણી, મહાકવિ આગળ હું તથા. ૩
ગરુડ આગળ યથા કુરરી, સાગર આગળ જેમ કૂપ;
મેઘ આગળ યથા ઝાકળ, કયાં તેલ ને કયાં તૂપ ૪
બાવના ચંદનની બહેક આગળ, કશો શોભે કરીર;
કશું નીર નવાણનું, [4]જહાં રસ કૂપિકાનું નીર. ૫

---

૨ ગ ચિહ્ન શમ્યું તે સંતનું, જે ૩ ગ વણુધડયે. ૪ ગ ભજનમાં. ૫ ગ ન પામે. ૫ ગ સહુકોએ સુણો. ૬. અ હીડો. આ હિંડો.
૧ (ગ) કવયિતા, ૨ (ગ) ઉધર્યાં. ૩ (ગ) કશો. ૪ (ગ) કિહાં.

પારસના પરતાપ આગળ, અન્ય વિદ્યા [5]કહીં માત્ર;
ક્યહાં ક્ષુદ્ર દેવ ઉપાસના, જેને કરે અક્ષય પાત્ર. ૬

એહવા કવિજન ગ્રંથ આદે, ગલિત વચન બોલતા હવા;
કહું કોપ ક્રોધ કરો રખે, [6]હીંડુ બાળક બુધ્યે[7] બોલવા. ૭

તેણે ગ્રંથ પહેલું એમ [8]જણાવ્યું, અમો મગણ જગણ નથી જાણતા;
તુક [9]ચોક ને ઝડઝમક, અમો લક્ષા વિના નથી આણતા. ૮

એમ ગલિતપણે ગરુઆ થયા, કરુણાં ઉપજાવી કવિજને;
[10]હું તો એટલું કહીને સ્તવું, રખે કવિ જાણો મુજને. ૯

હું તો જેમ દારુકેરી પૂતળી, તે ચાળા કરે અપાર;
પણ કાષ્ટમાંહે કાંઈ નથી, એ તો કલ ચાંપે સૂત્રધાર. ૧૦

કહે અખો સહુકો સૂણો, એમ સમઝો નિજ જંતને;
[11]પરમપદને હિંડો પામવા, તમો સેવો હરિ-ગુરુ-સંતને. ૧૧

---

## કડવું ૩—વેદાન્તના પ્રાચીન શ્રોતાવક્તાનાં નામ

રાગ ધન્યાશ્રી.

અણછતો આત્મા તે શું ઓચરેજી, આપતું વર્ણન તે આપે કરેજી;
જીવતણું પદ જોતાં નીસરેજી, સાંખ્યયોગ જોતાં જે હરિ ઉગરેજી. ૧

ઉથલો.

ઉગરે જે વિચાર કરતાં, બ્રહ્માદિક જે ગ્રહી રહ્યા;
[12]તમો હરિને ઓળખો, જે આદ્યપુરુષ અજને કહ્યા. ૨

જે પદ શિવના તન પ્રત્યે, દત્તે કહ્યું વિશદ કરી;
આકાશવત્ કરી કથા, ષડાનને ઉરમાં ધરી. ૩

---

૫ (ગ) કોણ માત્ર. ૬ (ગ) હીંડીશ. ૭ (ગ) બુદ્ધિ. ૮ (ગ) જાણવું. ૯ (ગ) ચોઝ ચાતુરી ઝડઝમકો. ૧૦ (ગ) હું એટલું કહીને. ૧૧ (ગ) ઈચ્છો પરમપદને પામવા, તો. ૧૨ (ગ) તે

વિધિ વસિષ્ઠે કહી કથા, રઘુનંદનને[2] જેહ,
અર્ણવ બ્રહ્મવિદ્યા તણો, ભાઇ દેખાડયો છે તેહ. ૪
અનન્ત પ્રકારે અચ્યુતે, કહ્યું [3]પારથને જ્ઞાન;
ગીતા ગાઈ ગોવિંદે, કર્મ–યોગ નિદાન. ૫
સમઝાવ્યા સાને કરી, જનકે જે શુકદેવ;
મહામુક્ત થઇને પરવર્યા, જ્યારે પ્રીછયો [4]અન્તરનો ભેવ. ૬
ભીષ્મે ભગવાન સાન્નિધ્યે,[5] પાંડવ પ્રત્યે જે કહ્યું;
શાંતિપર્વે શાંત[6] કીધા, હત્યાનું હારદ ગયું. ૭
વેદવ્યાસે વેદ વેંહેંચ્યા, કર્મ ધર્મ પોષ્યા જીવને;
તેની [7]દાઝે લાગો દાઝવા, જો ન જાણ્યા શિવને. ૮
પછી નારદે નારાયણકેરું, નિજ જ્ઞાન કહ્યું મહાદ્વિજને;
ત્યારે દ્વૈપાયનની દાઝ ભાગી, જ્યારે કૃપા કીધી સંતજને. ૯
શિવે કહ્યું શિવા પ્રત્યે, નિરાલંબ નિજ ધામ;
અમર કીધો આત્મા, અદ્યાપિ સહસ્ત્ર નામ. ૧૦
કહે અખો વસ્તુ જ્ઞાન વિના, કુશળ ન હોય જંતને;
નિજ ધામ હીંડો પામવા[8], તો સેવો હરિ–ગુરુ–સન્તને. ૧૧

---

### કડવું ૪—અજ્ઞાની જીવની દુઃખદશા

રાગ ધન્યાશ્રી.

જંતે ન જાણ્યો [1]જેહે નિજ આતમાજી,
તે ભટકયો ભમ્યો માયાના સાથમાંજી;
જેમ રયણીનો ભૂલ્યો ઘર પામે પ્રાતમાંજી.
પણ દિવસે દિશ મોડયો તે[2] ઘણું રડવડે રાતમાંજી. ૧

---

૨ (ગ) રઘુનંદન. ૩ (ગ) ભારતને. ૪ અન્તર. ૫ (ગ) સાન્નિધ્ય. ૬ (ગ) શાતા કીધી. ૭ (ન) દાઝેં લાગ્યા દાઝવા, જો જાણ્યા નહિ નિજ શિવને. ૮ (ગ) પાર્ધવા. ૧ (ગ) જે. ૨ (ગ) ઘણું ભમે ભમે.

ઉથલો.

રાત્યમાંહે રડવડે ઘણું, અજ્ઞાને આવર્યો હુતો;
તે નિજ આત્માથી ઓતળીને, વિચરતો માયાવતો. ૨

જેમ સુતો નર નિદ્રા વિષે, માયા બહુ બીજી રચે;
કારજ કારણ પોતે થઇને, નિદ્રાવશમાં તે પચે. ૩

આપથી ઓતળે થકિ, અસંભાવના ઉપજે;
પછે વિપરિત ભાવના, [3]મન આણે દુઃખ પામે શોડે ગજે. ૪

પંચ પરવાર[4] માયા અવિદ્યા, હું મારૂં આદે સહિ;
તે ફરે ફેરા બહુ ભવ વિષે, જ્યમ મણિ નિગમે આંધળે અહિ. ૫

તે ભોગ દેખી ભૂર થાયે, લડાવવા ઈંદ્રિવિખે;
સંસાર સુખ સત્ય જાણી, [5]કર્માદિક તે નિત્યે ભખે. ૬

કર્મ જડને કર્મ વહાલાં, તે મર્મ ન સમજે બ્રહ્મનો;
ફરી ફરી તે આચરે, પણ ટળે નહીં દેહ ચર્મનો. ૭

પરમાત્માને [6]પીઠ દઇને, આત્મા ઇન્દ્રિ જુવે;
ઈંદ્રિની દૃષ્ટિ વિષે સામી, એમ આપોપું નર ખુવે. ૮

વિષય [7]વિરક્ત તે હરિથી, નીચપણું દે જીવને;
અજ્ઞાને અવળો ફર્યો, તે સન્મુખ ના હોય શિવને. ૯

સંસારનાં સુખ અધિક દેખી, કૃપા માને ઇશ્વરી;
અન્તર માંહેનું જ્યાંન ન જાણે, તે પ્રાણપતિ ગયો વિસરી. ૧૦

અખો કહે સહુકો સુણો, જે આણો જીવના અન્તને;
હીંડો પરમપદને પામવા, તો સેવો હરિ-ગુરુ-સન્તને. ૧૧

---

૩ (ग) આચરે જે. ૪ (ग) પર્વા. ૫ (ग) કર્મમોદક. ૬ (ग) પુંઠ. ૭ (ग) વરકત ૮ (ग) ફરે. ૯ પરમાનંદને.

વિધિ વસિષ્ઠે કહી કથા, રઘુનંદનને[2] જેહ,
અર્ણવ બ્રહ્મવિદ્યા તણો, ભાઇ દેખાડયો છે તેહ. ૪
અનન્ત પ્રકારે અચ્યુતે, કહ્યું [3]પારથને જ્ઞાન;
ગીતા ગાઈ ગોવિંદે, કર્મ–યોગ નિદાન. ૫
સમઝાવ્યા સાને કરી, જનકે જે શુકદેવ;
મહામુક્ત થઇને પરવર્યા, જ્યારે પ્રીછ્યો [4]અન્તરનો ભેવ. ૬
ભીષ્મે ભગવાન સાન્નિધ્યે,[5] પાંડવ પ્રત્યે જે કહ્યું;
શાંતિપર્વે શાંત[6] કીધા, હત્યાનું હારદ ગયું. ૭
વેદવ્યાસે વેદ વેંહેંચ્યા, કર્મ ધર્મ પોષ્યા જીવને;
તેની [7]દાઝે લાગો દાઝવા, જો ન જાણ્યા શિવને. ૮
પછી નારદે નારાયણકેરું, નિજ જ્ઞાન કહ્યું મહાદ્વિજને;
ત્યારે દ્વૈપાયનની દાઝ ભાગી, જ્યારે કૃપા કીધી સંતજને. ૯
શિવે કહ્યું શિવા પ્રત્યે, નિરાલંબ નિજ ધામ;
અમર કીધો આતમા, અદ્યાપિ સહસ્ર નામ. ૧૦
કહે અખો વસ્તુ જ્ઞાન વિના, કુશળ ન હોય જંતને;
નિજ ધામ હીંડો પામવા[8], તો સેવો હરિ–ગુરુ–સન્તને. ૧૧

---

## કડવું ૪—અજ્ઞાની જીવની દુઃખદશા

રાગ ધન્યાશ્રી.

જંતે ન જાણ્યો [1]જેહે નિજ આતમાજી,
તે ભટકયો ભમ્યો માયાના સાથમાંજી;
જેમ રયણીનો ભૂલ્યો ઘર પામે પ્રાતમાંજી.
પણ દિવસે દિશ ભોડયો તે[2] ઘણું રડવડે રાતમાંજી. ૧

---

૨ (ગ) રઘુનંદન. ૩ (ગ) ભારતને. ૪ અન્તર. ૫ (ગ) સાન્નિધ્ય. ૬ (ગ) શાતા કીધી. ૭ (ન) દાઝેં લાગ્યા દાઝવા, જો જાણ્યા નહિ નિજ શિવને. ૮ (ગ) પાર્થવા. ૧ (ગ) જે. ૨ (ગ) ઘણું ભમે ભમે.

ઉથલો.

રાત્યમાંહે રડવડે ઘણું, અજ્ઞાને આવર્યો હુતો;
તે નિજ આત્માથી ઓતળીને, વિચરતો માયાવતો. ૨

જેમ સુતો નર નિદ્રા વિષે, માયા બહુ બીજી રચે;
કારજ કારણ પોતે થઇને, નિદ્રાવશમાં તે પચે. ૩

આપથી ઓતળે થકિ, અસંભાવના ઉપજે;
પછે વિપરિત ભાવના, [3]મન આણે દુઃખ પામે થોડે ગજે. ૪

પંચ પરવાર[4] માયા અવિદ્યા, હું મારૂં આદે સહિ;
તે ફરે ફેરા બહુ ભવ વિષે, જ્યમ મણિ નિગમે આંધળે અહિ. ૫

તે ભોગ દેખી ભૂર થાયે, લડાવવા ઈંદ્રિવિખે;
સંસાર સુખ સત્ય જાણી, [5]કર્માદિક તે નિત્યે ભખે. ૬

કર્મ જડને કર્મ વહાલાં, તે મર્મ ન સમજે બ્રહ્મનો;
ફરી ફરી તે આચરે, પણ ટળે નહીં દેહ ચર્મનો. ૭

પરમાત્માને [6]પીઠ દઇને, આત્મા ઇન્દ્રિ જુવે;
ઈંદ્રિની દૃષ્ટિ વિષે સામી, એમ આપોપું નર ખુવે. ૮

વિષય [7]વિરક્ત તે હરિથી, નીચપણું દે જીવને;
અજ્ઞાને અવળો ફર્યો, તે સન્મુખ ના હોય શિવને. ૯

સંસારનાં સુખ અધિક દેખી, કૃપા માને ઇશ્વરી;
અન્તર માંહેનું જ્યાંન ન જાણે, તે પ્રાણપતિ ગયો વિસરી. ૧૦

અખો કહે સહુકો સુણો, જો આણો જીવના અન્તને;
હીંડો પરમપદને પામવા, તો સેવો હરિ–ગુરુ–સન્તને. ૧૧

---

૩ (ગ) આચરે જે. ૪ (ગ) પર્વા. ૫ (ગ) કર્મમોદક. ૬ (ગ) પુંઠ. ૭ (ગ) વરકત ૮ (ગ) ફરે. ૯ પરમાનંદને.

## પદ ૧—અજ્ઞાનથી જીવદશાની પ્રાપ્તિ.

રાગ સામેરી.

જીવની આદ્ય વિચારો રે પંડિતો, આદ્ય જોતાં, તે અનાદ્ય દિશે;
દેહ—તણી છાયા સમાયે તે દેહ વિષે, જ્યારે મધ્ય આવે, સૂર શિશે. જીવ૦

તન મનને ઓળખ્યા વિના આફળે, જેમ સૂત્રધાર નિજ નામ નિરખે;
તેજ સૂત્રધાર [1]તેણે નાવ બેઠે થકે, પછે પરવશ પડયો પંથ કર્મે. જીવ૦

તન મન નૌકા જીવ ગણે માહરૂં, ભવસાગર મધ્ય કાલ ખેડે;
કર્મના વાયુને વશ [2]લાગ્યો ડોલવા, [4]ત્યારે હાથથી વાત વટકી
તેનો નેડે. જીવ૦

[3]ભ્રમે ભ્રમ ભટકે ઘણા ભવ વિષે, ગુરુ ગોવિંદના શરણ પાખે;
માયારૂપણી મા જ વાહાલી અખા, જાણીને જનની ભેદ રાખે. જીવ૦

---

## કડવું ૫—જીવ ઉપર માયાનો દગો.

રાગ ધન્યાશ્રી.

મર્મ ન સમજે માયાતણોજી,
તે નર જાણે હું ઘણું ખેલણોજી;
તેહને જાણે જતુની[1] આપણોજી,
તે ભવ ભટકે સહુથી અતિ ઘણોજી. ૧

ઉથલો.

તે ભવમાંહે ભટકે ઘણું, અને પોતાનો કરી ઠગે;
જેમ વિશ્વાસીને વેધે વેરી, દીન થઈ મારે દગે. ૨

જેમ પાળે ખેરીને ખાટકી, તેને ભક્ષ ભોગ[2] આપે ઘણું;
પછી વધ કરે વારૂં કરીને, એ લક્ષણ અજા તણું. ૩

---

૧ (ગ) તે. ૨ (ગ) પડયો લાગ્યો. ૩ (ગ) ભ્રમનાએ. ૪ (ગ) જ્યારે હાથથી વાત વટકીજ. ૧ (ગ) જતની. ૨ (ગ) ભોજ્ય.

મેંઢો જાણે માહરો, પાલક પોષક છે ધણી;
તેને આપ જાય અરપવા, મોટમ [3]મનમાંહે ઘણી. ૪
વાત્સલ્ય જાણી વામ-દક્ષિણ, વણ દોર્યો કેડે ફરે;
તેને મહાજન મૂકાવા કરે, તોય તે [4]સાથે જવનને સંચરે. ૫
[5]હાથ ફેરવે ઉપર થકે, મનમાં હેતુ જાણે તેહને;
પણ [6]સૂનાનીને મન વાત અળગી, તે ભારે ભાળે દેહને. ૬
અળગા આશય બેઉતણા, તેણે લોભે લાગ્યો અજ રમે;
તેહને યવન જાણે ભક્ષ કરૂં, જો ઘણેરૂં રૂપ વળે. ૭
ચરણ ઉંચે અધો મુખે, નેટ તે રાખે સરે;
માયા કેરી રીત એહવી, અન્તે જંતને એમ કરે. ૮
[7]વિષય દેખાડે વિશ્વ, ચિત્રવિચિત્ર ચિત્ત ધરે;
પછે પંડિતને પૂછે[8] મહાપ્રભુજી, મહાભોગ કેમ પામું શરે. ૯
ત્યારે પંડિતરૂપે બોલી માયા, કર્મની કીરત ઘણી;
વિત્ત હરિને વાટ દેખાડે, નાનાવિધ કહે ભણી ભણી. ૧૦
કહે અખો રૂચિ ઉપજે, જો એહવું પોષે જંતને;
કર્મ [9]ગેહેન હીંડો વામવા, તો સેવો હરિ-ગુરુ-સંતને. ૧૧

---

## કડવું ૬-માયાથી જીવને સંસારબંધન.

રાગ ધન્યાશ્રી.

[1]ઇમ એ માયા વેષ નાના ધરેજી,
કર્મ ધર્મના શબ્દ નાના ઓચરેજી;
જીવકેરા મનને અતિ ઘણું આવરેજી,
તેણે પુરંજન ભવફેરા ફરેજી. ૧

---

૩ (ગ) મનમાં. ૪ (ગ) તે જવન કેડે. ૫ (ગ) હાથ ફેરવે તે થકે મનમાંહી. ૬ (ગ) સુતીને. ૭ (ગ) વિષે. ૮ પૂંછે પ્રભુ, મહા ભોગ કેમ પામીશ સરે. ૯ (ગ) ગહન ૧ (ગ) એમ એ.

ઉથલો.

ફરે ફેરા બહુ ભવ વિષે, અને વિષયનો તાણ્યો વહે;
પ્રત્યક્ષ ભોગ દેખે ભલા, વળી પંડિતને પોષતો રહે. ૨
કર્મનાં ફળ લખે માયા, વળી માયા બેઠી તે કથે;
શબ્દકેરે બાંધણે [2]તે બાંધ્યા, જીવ રાખે જથે. ૩
અંતરમાંથી મનરૂપે, સંકલ્પ-વિકલ્પ સુત જણે;
નિમેષમાંહે નવા નવા, જયમ ઈંદ્રિજાળ ગુટિકા ગણે. ૪
કર્મફળને જીવકેરો, જોગ માયા મેળવે;
વિષય તૃષ્ણા માંહે મૂકી, એમ જંતને જોડવે. ૫
[3]સ્વર્ગકેરા ભોગ વખાણે, વળી બીક દેખાડે નર્કની;
તે કામનાએ લાગ્યો ફરે, ભાઈ ગતિ જેવી કૂપ-ચક્રની. ૬
કામ ધામ ને ધન દારા, માતપિતા સુત બાંધવા;
વર્ણ વેષ ને રૂપ મુદ્રા, નમણ દમણ દેવ [4]વાંદવા. ૭
ચાલ્ય ચાતુરી ચૌદ વિદ્યા, અવિદ્યા સર્વ સાધના;
[6]પંડિત જાણે કવિ ગુણીદાના, એ સર્વ માયાકેરી આરાધના. ૮
રમે રમાડે આપ માયા, નીચો ઉંચો લઈ ચડે;
જેમ મર્કટ હીંડે માગતો,[7] ભિક્ષુક કેડે રડવડે. ૯
એમ ભમે બહુ ભવ વિષે, પણ ભેદ કોયે લહે નહિ;
દોરી સંચારો માંહિ માયાનો,[8] ભોળવણી મોટી એ અહીં. ૧૦
કહે અખો સહુકો સુણો, તમો જુઓ અંતર જંતને;[9]
એ જાળ-માંહેથી તોજ નીસરો, જો સેવો હરિ-ગુરુ-સંતને. ૧૧

---

૨ ગ બાધ, બાંધી. ૩ ગ સ્વર્ગભોગ દેખાડે. ૪ (अ) વંદના. ૫ (ग) વંદવા. ૬. (ग) પંડિત કવિને ગુણી દાતા, સર્વ. ૭ (ग) માગતો, ભિક્ષુક કેડે. ૮ (ग) માયાતણો, ભૂલવણ મોટી એ સહિ. ૯ क, ख, ग, તંતને.

## કડવું ૭-માયાથી બ્રહ્માંડની ઉત્પત્તિ.

રાગ ધન્યાશ્રી.

માયા મોટી જગમાંહે નટીજી,
તે આગળ કોઇ ન શકે ખટીજી;
હરિહર અજથી આગળ વટીજી,
સમઝી ન જાયે એવી માયા અટપટીજી. ૧

ઉથલો

સમઝી ન જાય એવી માયા, દીસે નહિ ને બલવતી;
ચૌદ લોકની આદ્ય માતા, ૐકાર પહેલી એ હતી. ૨
ત્રિગુણ પહેલી શૂન્ય સ્વામિની, જેણે[1] ગુણ જનમી ઉભા કર્યા;
પછી[2] જનની થઇને જોષિતા, પછી બળ પોષી પોતે વર્યા. ૩
ચિદ્ શક્તિ ચતુરા ચરાચર, ગુણ સાથે ભજે વળી;
દેવ દાનવ નાગ માનવ, રમે રમાડે રમાડે એકલી. ૪
ઉર્ણનાભિ જેમ ઉર્ણા, મૂકીને પાછી ભખે;
તેમ માયા ચિદ્[3] શક્તિ માંહે, મોહોટું સામર્થ્ય એ વિષે. ૫
ત્રિગુણ થઇને ચોવીશ રૂપે, તેહનો ભેદ કહું કથી;
જ્યમ જળ જમાયે શીતયોગે, તેહેને જડતા પ્રગટે માંહેથી. ૬
સત્ત્વ રજ તમ રૂપે થઇ માયા, પછી એક એકના બહુ થયા;
પંચભૂતને પંચમાત્રા, તામસના નીપજી રહ્યાં. ૭
રાજસનાં ઇંદ્રિ[4] દશે, દશે તેના દેવતા;
ઇંદ્રીઇંદ્રિયે તે વશ્યા, [5]આપાપણાં સ્થળ સેવતા. ૮
મન બુદ્ધિ ચિત્ત અહંકાર જે, તે સત્ત્વગુણથી ઉપના;
તે સૃષ્ટિનાં ચોવીશ કારણ, માયા [6]શબલિત રૂપના. ૯

---

૧ (ग) તેણે. ૨ (ग)પછે જનની થૈ ચોષિતા, બલ. ૩ आ. क. ख. ग. ચિદ્ શક્તિ માટે. ૪ ग. ઇંદ્રિ દશે, દશે. ૫ (ग) આપ આપણું अ આપ આપણાં. ૬ अ, ब, क. શબલિત ख. ग. સમલિત.

પ્રકૃતિ તે પંચવીશમી, પરિવાર સર્વ તેહનો કહ્યો;
પણ છવીસમો પરમાતમા, તે યથારથ જયમ ત્યમ રહ્યો. ૧૦
કહે અખો સહુકો સુણો, એ કહ્યું છે ધીમંતને;
એમ સમજે તો કામ સરે નરનું, જો સેવો હરિ-ગુરુ-સંતને. ૧૧

---

## કડવું ૮–માયાથી ઉત્પત્તિ ને નાશ.

રાગ ધન્યાશ્રી.

એણે [1]અનુકર્મે જગતને જાણીયેજી,
ત્રણે ભુવનમાંહે માયા પ્રમાણીયેજી
સ્થૂલ સૂક્ષ્મ જે કહ્યું જાય વાણીયેજી,
તેટલું સર્વે માયા વખાણીયેજી. ૧

ઉથલો.

માયા વખાણીએ માટે એણે, [2]એ દ્રશ્ય પદારથ જેટલો,
શ્રુત પદારથ જે જે કહાવે, [3]પાછું વણશે તેટલો. ૨
ઉપન્યું તે અલ્પાય નિશ્ચે, બ્રહ્મા-આદ્યે કીટ જે,
જે [4]જાયો તે જાય જાણો, અમર સંશે [5]મેટજે. ૩
અમર દાનવ ધ્રુવ તારા, ચંદ્ર સૂરજ જાએ [6]વીલે;
જાય [7]જોગી અષ્ટાંગ સાધક, તો [8]પ્રકૃતિ જીવ તે કેટલે ભલે. ૪
લીલા-વપુ જો ધરે નિર્ગુણ, તોય નેટ પાછો વળે;
કાળ માયાનું નાટક એહવું, જે ઉપજ્યી અહર્નિશ ગળે. ૫
જેમ કરસણી ઉછરે કરસણ, તે કાચું પાકું સર્વે ભખે;
તેમ જગત કરસન કાળ માયાનું તે ન મૂકે ખાધા પખે. ૬

---

૧ (ग) અનુક્રમે. ૨ (ग) દ્દષ્ટય પદારથ. ૩ શ્રુત डा. च. क. શ્રુત. ख. अ. દ્દષ્ટય. ૩ अ. च. પાછુ વણશે તેટલો ग પાછું વણસશે. ૪ (ग) ઉપજ્યું. ૪ ग જાયુ. ૫ (ग) સંસય મેટજે. ૬ (ग) વલે ૭ (ग) જોગ. ૮ (ग) પ્રાકૃત જીવ કેટલે.

જેમ મેઘનાં બિંદુ નાનાં મોટાં, તે રેલાઈ પૃથ્વીએ પડયાં;
તેમ માયાને મન સહુજ સરખું, પરાય[૯] પોતાનાં ઘડયાં. ૭
જેમ અર્ણવ ન જાયે ઉછળી, જો નવસેં નવાણું નદી ભળે;
સિંધુ થયો સરિતા [૧૦]સ્વરૂપે, તે માંહે બાધી ગળે. ૮
તેમ માયાનું આ જગત નિરમ્યું, કાળયોગે સર્વ વૃથા;
પરમાત્મા [૧૧]વિત્રેક કારણ, તેની કહ્યામાં આવે કથા. ૯
માહાલે માયા અનન્તરૂપે, પણ અપત્યને ભાસે ભલી,
જેમ બાલકીનાં [૧૨]ઘરઘોળાયાં, તે રમે રમાડે એકલી. ૧૦
કહે અખો સહુકો સુણો, જો આણો માયા અંતને;
[૧૩]તો લીઓ આપોપું ઓળખી, જો સેવો હરિ-ગુરુ-સંતને. ૧૧

---

### પદ ૨—બંધનથી છુટવા સારૂ સદ્‌ગુરુનું ઉપાસન.

રાગ આશાવરી.

માયા પીડતી જાણ તો પરબ્રહ્મને આરાધીએ,
[૧]સેવીએ સ્વામીને ચિત્તપૂરે;
સદ્‌ગુરુકેરાં ચરણ આદર કરી,
માર્ગ ઝાલીએ મનસૂરે. મા૦ ૧
મન કર્મ વચને, ગુરુ તે ગોવિંદ ખરા,
[૨]તેમાં ભિન્ન ન જાણીએ ભાવ બીજે;
જાત ને વર્ણ અધ્યન આશ્રમનું,
માન મૂકી બ્રહ્મ દ્રવ્ય પીજે. મા૦ ૨
જેમ અગ્નિસંગે શીત વ્યાપે નહીં,
જ્યોતિ દેખાડે ને તિમિર ત્રાસે;

---

૯ (ગ) પ્રાય. ૧૦ સરૂપે, તે માટે બાંધિ. ૧૧ ગ વતરે ૧૨ ગ. ઢીંગોલીયાં રમે. ૧૨ (ગ) તો અપોપું ઓળખો અ. વ. क. લીઓ અપોપું.
૧ (ગ) સાધીએ. ૨ ભિન્ન ન જાણીયે ભાવ બીજે; જાતને અધ્યયન આશ્રમતણું; (પાઠ અ. આ. क).

તેમ ગુરુ પ્રતાપે પરબ્રહ્મ ભેટીએં,
³માયા રૂપિયાં ઘેહેન નાશે. મા૦ ૩
જ્યમ કાષ્ઠ આવી પડે વહ્નિ–જ્વાળા વિષે,
તે દારૂ ફીટીને અનલ થાયે;
તેમ અનન્ય આરાધના જે કો કરશે અખા,
તેહનાં માયા ફરીને ન ચરણ સહાયે. મા૦ ૪

---

## કડવું ૯–વૈરાગ્યાર્તિ તીવ્રતાનું રૂપ.

રાગ ધન્યાશ્રી.

નરને ઉપજે દઢ વૈરાગજી,
¹તેહેનાં ટળીઆં દ્વેષ રાગજી;
અપાર હેતે કરી મન વિષે આગ્યજી,
તે નહિ આતુરતા કહેવા લાગ્યજી.

ઉથલો.

આતુરતા મન અતિ ઘણી, જેમ મીન વિછર્યું નીરથી,
²તેને અજ્ઞાન શિચાણો લેઇ ³ઉડયો, તેણે દૂર નાંખ્યું તીરથી. ૨
⁴તે તડફડે તલપે ઘણું, અને વિરહ સૂર્ય ઉપર તપે;
⁵તે સંસારરૂપી ભૂમિ તાતી, ⁶તે નીર નીર અહર્નિશ જપે. ૩
⁷તેને કાળ શિંચાણો શિર ભમે, તે તેહની દષ્ટે પડે.
નીર વાહોણું વપુ દાઝે, ⁸ઝાળ ભરે ને ફડફડે. ૪
⁹તે નયને તે નીર દેખે નહીં, કળકળે કાલજ બળે;
¹⁰પેટે પુઠે કે પસુઆડે, જેમ પડે તેમ દાઝે ઝળે. ૫

---

૩. માયા રૂપિયું ગેહેન. ૧ अ. आ. क. ग. આરત્ય કેરી મન વિષે આગ્યજી, તેહેનાં ટળે દ્વેષ ને રાગજી. ૨ (ग) અજ્ઞાન શિચાણો. ૩ (ग) ચઢયો. ૪ अ.आ.क.ચાલુ પાઠ (ग) તડફડે તલપે અતિ ઘણું, વિરહ સુરજ શિર તપે. ૫ (ग) તેની. ૬ (ग) તે–નથી. (૭) (ग) તેને નથી. ૮ (ग) ઝાળ લાગે ને તરફડે. ૯ (ग) તે નથી. ૧૦ (ग) પેટ પૂંઠે પાસુ

કામધેનુના પયવિષે જો કોઇ મૂકે તેહને;
તોયે આપદા ન ટળે મકરને, વારિ વાહાલું જેહને. ૬
વૈરાગ્ય ઘણુ ઉપન્યો શરીરે, તેણે કાલજ કોર્યું માંહેથી;
એહે તણો તાપ તપે તનમાં, તે નર જીવે ક્યાંહેથી. ૭
નાનાવિધનાં ભક્ષ ભોજન, તે તેને દીઠાં નવ ગમે;
સંસારરૂપી ભૂખ ભાગી, ઉભા થાતાં તન ભમે. ૮
નિર્વેદ ઉપન્યો તન વિષે, તે જીવપણે જીવે નહીં;
તે મરી જીવે મનવડે, જેમ કીટ[1] ભમરી હોયે સહી. ૯
જેમ [11]ખાયે ઉધઇ કાષ્ટને, તેનો કૃષ્ણાગર થૈ પરવરે;
તેમ વિરહ વૈરાગ જેહને ભખે, તે નર હરિ થાયે [12]શરે. ૧૦
કહે અખો સહુકો સુણો, નિર્વેદ ટાળે જંતને;
જે નરને ઉપજે ચેતના, તે સેવે હરિ-ગુરુ-સંતને. ૧૧

---

## કડવું ૧૦—ભકિત જ્ઞાન વૈરાગ્યનું માહાત્મ્ય.

રાગ ધન્યાશ્રી.

વિરહવૈરાગે જેહનું મન તપેજી,
[1]રૂરૂમાંહે તે નર હરિને જપેજી;
સદ્દગુરુ ચરણે તે આપોપું અરપેજી,
પરિબ્રહ્મ રહે ને પોતે ખપેજી. ૧

ઉથલો.

[2]પરિબ્રહ્મ રહે ને પોતે ખપે, તેહેનો ભેદ કહું તે સુણો;
તે વચન માને ગુરુતણું, ભાવ ભરોંસો અતિ ઘણો. ૨
ગુરુ કહે રામ રમે સકળમાં, [3]અને સર્વાવાસ સ્વામી ભર્યો;
એવું સાંભળતાં મહાવચન માન્યું, અને ભક્તિ ઉપર [4]આદર્યો. ૩

---

વાલે, જેમ પડે તેમ દાઝે જળે. ૧૧ (ग) ઉધઈ ખાયે. ૧૨ (ग) સરે.

૧ अ. आ. પાઠ (ग) તે રૂરૂ માંહે હરિ હરિ જપેજી, (क રૂરૂ માંહે તે ન રહો જંખે. ૨ (ग) પરબ્રહ્મ. ૩ (ग) માં નથી. ૪ (ग) આદર કર્યો.

તે હરિ હરિ દેખે સકળમાં, જેહને જીવ જીવ[૫] દેખતો;
[૫]તે હરિ જાણી હેત કરે [૬]સઘળે, પેહલાં જે ઉવેખતો. ૪
[૭]ભાઈ હરિ જાણે થકે ભક્તિ થાએ, [૮]તેહજ ભક્તિ જાણો ખરી;
અણજાણે જે આદરે[૯], તેણે દ્રોહ થાએ પાછો ફરી. ૫
સદ્‌ગુરુનાં વચન સુણીને, ભક્તિ જેહને ઉપજે;
અચિરકાલમાં[૧૦] પામે આત્મા, સદ્‌ગુરુ વચને જે ભજે. ૬
ભાઈ ભક્તિ જેહવી પંખણી, જેને જ્ઞાન વૈરાગ્ય બે પાંખ છે;
ચિદાકાશમાંહે તે જ ઉડે, જેને સદ્‌ગુરુરૂપી આંખ છે. ૭
તે[૧૧] નેત્ર દેખે પરિબ્રહ્મનાં, પરિબ્રહ્મના કર્ણ માત્ર;
પાદપાણી પરિબ્રહ્મનાં, પરિબ્રહ્મ દાતાને પાત્ર. ૮
જળે પરિબ્રહ્મ, સ્થળે પરિબ્રહ્મ, [૧૨]પરિબ્રહ્મ સ્વર્ગ મૃત્યુ પાતાળ;
ગિરિ ગહ્વર વન વાટિકા, પરિબ્રહ્મ જાળ ને માળ. ૯
પરિબ્રહ્મ વિના નહિ ઠામ ઠાલો[૧૩], એમ દેખે તે ભરપૂર;
જિહાં તિહાં દેખે હરિ તે[૧૫], જેનાં પડળ થયાં હોય દૂર. ૧૦
કહે અખો સહુકો સૂણો, ભક્તિ આવી તે જંતને;
એવા શુદ્ધ ભજનને પામવા, તમે સેવો હરિ–ગુરુ–સંતને. ૧૧

---

## કડવું ૧૧—સર્વાત્મભાવ તેજ પ્રેમલક્ષણા ભક્તિ.

રાગ ધન્યાશ્રી.

વળી વળી કહું છું ભક્તિ વિશેષજી, [૧]તે પેખે સઘળે હરિના વેષજી;
જે નવ દેખે હરિ વિના રેખજી, તે ન કરે કેહનો ઉવેખજી. ૧

---

૫ (ग) માં નમી, જીવ કરી. ૬ (ग) સકળમાં. ૭ (ग) માં નથી. ૮ (ग) તેજ. ૯ (ग) આચરે તેને. ૧૦ (ग) અચિર કાલે. ૧૧ (ग) દેખે નેત્ર પરબ્રહ્મનાં, પરબ્રહ્મ. ૧૨ (ग) માં નથી. ૧૩ (ग) ઠાલું. ૧૪ (ग) હરિ ભાઈ. ૧૫ (ग) ને.

अ. ૧ अ. ब. क. પાઠ (ग) જેહ નવ દેખે.

૧ (ग) જેહ ન દેખે હરિ વિના શેષજી, પેખે સઘળા હરિના

ઉથલો.

[2]ઉવેખે નહિ કોઈને, એ આત્મા વિલસી રહ્યો;
જેહને શ્રી ભાગવત ગાય, ગીતા ઉપનિષદે જે કહ્યો. ૨
ભાઈ ભક્તિ તે જે એમ જાણે, જાણીને હૃદયા ધરે;
સ્વામી માહરો રહ્યો સઘળે, અહર્નિશ ચિન્તન [3]એહ કરે. ૩
ભુવન ત્ર્યણમાં રહ્યો પૂરી, પૂરણ [4]સ્વયંપરમાત્મા;
પોતે તો પિયુજી નિરંતર, પણ ભેદ દેખે [5]ભાત્યમાં. ૪
માહરો રામ રમે છે સર્વ વિષે, એમ હેતે હીસે મન;
હરિ કહે એ સાંભળે હરિ, હરિને સોંપે તન. ૫
નિત્ય રાસ નારાયણ[6] કેરો, દેખે તે અનન્ત અપાર;
જિહાં જેવો તિહાં તેહવો, નારાયણ નર ને નાર. ૬
ગદગદ કંઠે ગાને થકે, રોમાંચિત હોયે ગાત્ર;
[7]હર્ષ આંસુ હેત હદે, પણ પ્રેમ કેરૂં પાત્ર. ૭
[8]નવનીત સરખું હદે કોમલ, કહ્યું ન માયે હેત;
આંખ્ય માંહે અમૃત ભર્યું, હરિ ભક્ત કેરૂં ખેત. ૮
ખાતો પીતો બોલતો, દેખતો સઘળે રામ;
વેધ્યું મન રહે તેહનું, શીતળ સંસારી કામ. ૯
જેમ [9]જાર વલુંધી જુવતી, તેનું મન રહે પ્રિતમ પાસ;
અહર્નિશ રહે આલોચતી, ભાઈ એહવું મન હરિ દાસ. ૧૦
કહે અખો સહુ કો સુણો, હરિલક્ષ લાગ્યો ચિત્તને;
[10]મન ન તેહને [11]માહા વશ્યું, તો સેવો હરિ-ગુરુ-સન્તને. ૧૧

---

વેષજી. તે જન ન કરે કેહેનો ઉવેખજી. अ. व. क. તે પેળે...ઉવેખજી.
૨ (ग) ઉવેખ ન કરે કોઇનો આત્મા. ૩ (ग) એમ. ૪ (ग) સ્વે.
૫ (ग) ભાત્યમાં ૬ (ग) નારાયણનો. ૭ (ग) હર્ષ આ શું બહુ હેત
હદય, પ્રેમ કેરૂં. ૮ (ग) કડી ૮ ને ઠેકાણે કડી ૯ અને કડી ૯ ને
ઠેકાણે ૮ છે. ૯ (ग) જારે લુંબેવી. ૧૦ (ग) મનન. ૧૧ (ग) મહાલતું.

## કડવું ૧૨—સર્વાત્મભાવ ચાતુર્ય પદ.

રાગ ધન્યાશ્રી.

ઉદય ઉજાલો [1]દીએ જેમ ચંદ્રમાજી,
કિરણ તેહનાં [2]પસર્યાં વન વીથી [3]ચંદ્રમાંજી;
તેમ સરખા આત્મા ભાસ્યા કીટ ઇંદ્રમાંજી,
[4]એહવું પ્રકટયું હ્રદયા કંદ્રમાંજી. ૧

ઉથલો.

[5]હ્રદયા ગુહામાં રામ પ્રકટયો, તેણે પાલટો મનનો થયો;
માયાને ઠામે બ્રહ્મ [6]ભાસ્યો, સંસારનો સંભવ ગયો. ૨
જેમ રવિને તેજે ઓગળે, પાલો તે પાણી થૈ વહે;
તેમ જેહને પ્રગટે [7]પરમાતમા, તે માયા દોષ સહેજે દહે. ૩
માયાનું બળ [8]ત્યાંહી લગે, જ્યાંહાં લગે જાણ્યો નહીં;
જેમ ગત યૌવન થઇ યુવતી, તે પ્રસવ લગી વાધી રહી. ૪
જેમ ગોરસમાંથી આજ્ય [9]કાઢ્યું, તે જેમ તક્ર થયું દહીં;
આત્મા જાણે એમ માયા, [10]વિચારી દીસે નહીં. ૫
ભાઇ કર્મ [11]ધ્રેહેન તે તિહાં લગે, જિહાં સહુ વિચાર નથી ઉપનો;
નવનીત ત્યાં લગે વણસતું, જિહાં ભેદ ન જાણ્યો તૂપનો. ૬
તાવ્યું માંખણ ઘૃત થયું, [12]પછી વણસે નહિ કયમે;
તેમ આત્મા જાણે [13]નહી પ્રાજ્ય, અજાણ્યે માયા દમે. ૭
અંધારૂં દુઃખ દીએ ઘણું, અર્કવ્યહોણું જેમ ચક્ષુને;
તેમ આત્મા ઉદયે [14]ગહેન પલાયે, માયા દમે નહિ પુરુષને. ૮

---

૧ (ग) દે. ૨ (ग) પસરે. ૩ (ग) મંદિરજી. ૪ (ग) એહવું પ્રગટયુ હદયા કન્દ્રમાંજી. ૫ (ग) હૃદય. ૬ (ग) ભાસે. ૭ (ग) આતમા. ૮ (ग) જિહાં લગે, જિયહાં આતમા જાણ્યો. ૯ (ग) કાઢે. ૧૦ (ग) વિચારી. ૧૧ (ग) ગહન. ૧૨ (ग) પછી વણસે નહિ કિયે. ૧૩ (ग) નોરે પરાભવ અણજાર્ગો. ૧૪ (ग) ગહન.

જેમ નિદ્રાવાનને સ્વપ્ન હોય, તે ભોગ નાના ભોગવે;
અણુ છતા આણી કરે ઉભા, ઘેન માયા યોગવે. ૯
જાગ્યો [15]તો થઇ ચેતના, નિદ્રા સાથે સર્વ પળ્યું;
ત્યમ તુરીયાવડે તિમિર [16]ત્રાસ્યું, ચિત્ત ચમકતું તે ટળ્યું. ૧૦
કહે અખો સહુકો સુંણો, જેમ દારિદ્રય [17]ન હોયે શ્રીમંતને;
જો મહાધન પામો હીડો પામવા, તો સેવો હરિ-ગુરુ-સંતને. ૧૧

---

## પદ ૩—સદ્‌ગુરૂની કૃપાથી જ્ઞાનની પ્રાપ્તિ થાય.

રાગ સામગ્રી.

[1]ગુરૂભેદ પામ્યો ગુરૂભેદ પામ્યો, તે નર માયાનું જાળ વામ્યો. ધ્રુ૦ ૧
જેમ પારસ [2]પરસ્યે જે ધાતુને, તે[3] આપ ટળીને થાય સોનું;
તેમ [4]સદ્‌ગુરૂ પારસવડે જે[5] નર નીપના, કારણ [6]પ્રીછયું જેણે ગુરૂનું.
ગુરુ૦ ૨
[7]શબ્દરૂપી આ વંટોળ છે બહુ વાયુના, તે માંહે પડયા થકા જીવ ભ્રમે;
રાજસ તામસતણી રજ [8]પડી નેત્રમાં, સદ્‌ગુરુ બાલ [9]હોએ પૂર વિરમે.
ગુરુ૦ ૩
આપવિના [10]ઉપદેશ તે કહેનો કરે, જો ઈશ અજાતણો માંહે દીઠો;
સદ્‌ગુરુ કળા તે ન આવે કલ્પ્યા [11]પખે, [12]મુખ વિના શબ્દ કહે
ખાટો કે મીઠો. ગુરુ૦ ૪

---

૧૫ (ગ) ત્યાં. ૧૬ (ગ) ત્રાસ્યું, ચિત્ત ચમકયું હતું. ૧૭ [ગ] નથી.

૧ (ગ) જે ગુરુભેવ પામ્યો ગુરુભેવ. ૨ (ગ) પરસૈ જઈ. ૩ (ગ) નથી. ૪ (ગ) ગુરુ. ૫ (ગ) નથી. ૬ (ગ) પ્રીછું. ૭ (ગ) શબ્દ-રૂપી વંટોળ છે વાયુના, તેમાં પડયા થકા જીવ ભરમે. ૮ (ગ) પડે આંખમાં. ૯ (ગ) બોલ તે પૂર વિરમે. ૧૦ (ગ) ઉદ્દેશ. ૧૧ (ગ) વિષે. ૧૨ (ગ) મુખવિના સ્વાદ કહે ખાટો કે મીઠો. ક મુખ વિના સ્વાદ શો ખાટો કે મીઠો.

[13]સદ્ગુરુ કળા જાણે કો જન જે [14]આપ ટાળી રમે, પ્રેમ શું પ્રીછી જે વાત ગુરુની;
જે જેમ છે તે તેમ લહે અખા, જો પરનાળીકા પ્રીછે જ ધરની. ગુરુ૦ ૫

---

## કડવું ૧૩—જીવન્મુક્તની દશા—૧.

રાગ ધન્યાશ્રી.

જે નર સમજ્યા તેણે તાં એમ લહ્યુંજી,
આપ વિષેથી આપોપું ગયુંજી;
બ્રહ્મ અગ્નિમાંહે તે સર્વે[1] દહ્યુંજી;
મરમ સમજ્યાથી હું તું તેમ થયુંજી. ૧

ઉથલો.

થયું તેમ જેમ હતું [2]આદ્યે, અને જાણણહારો જાણિયો;
જે ૐકારની આદ્ય હતો, વળિ વેદ પુરાણે વખાણિયો. ૨
ક્યારે દેખે ધ્યેયને ધાતા, ક્યારે ધ્યેય રહે ને ધ્યાતા ટળે;
તટસ્થપણું ઉપનું જ્ઞાન જેહને, એમ સુરત ચળે વળે. ૩
[3]ક્યારે ઇન્દ્રિ આરામ વરતે, ક્યારે [4]વૃત્ય વોણી સુત્ય છે;
તટસ્થપણું એજ લક્ષણ, જ્ઞાનકેરી તે મૂર્ત્ય છે. ૪
જીવન્મુક્ત તેહજ કહાવે, જેહને એહ વૃત્તિ ઉપની;
આકાશ-વત્ તે રહે સદા, [5]અને ક્યારેક સ્થિતિ તે રૂપની. ૫
જેમ મહાજળમાંહિલો મકર મોટો, [6]તે અંબુ મધ્ય આશ્રો રહે;

---

૧૩ (ગ) જાણે કોઈ જન જે આપ ટાળી રમે, પ્રેમે પ્રીછે જે વાત ગુરુની; જે જેમ તે તેમ લહેજ અખા, જો પરનાલિકા પ્રીછે ધરની. ૧૪ (ત્ર) આ પટા રમે.

૧ (ગ) સર્વે દ્વૈત. ૨ (ગ) આદ્યે, જાણણહારો. ૨ (ગ) વાળ. ૩ (ગ) ત્યારે. ૪ (ગ) વર્ત. ૫ (ગ) નથી. ૬ (ગ) નથી.

ઊંચો આવી અલ્પ વરતે, વળી મહાજળમાં જાતો રહે. ૬
[8]ભાઇ જીવન્મુક્ત તે યોગીશ્વર, એમ વરતે દેહ વિષે;
જેમ નાગને અંગ જરા પાકી, તે અળગી થઈ રહી નખશિખે. ૭
તે ચલણ-વલણ કરે ખરી, પણ અંગથી એકતા ટળી;
તેમ જીવન્મુક્તને દેહ જાણો, જે ભૂજંગને કાંચળી. ૮
[9]ઉપનીતી તે સહજમાંહે, અનાયાસે અંગથી;
જ્યારે વિરમીને થયો વેગળો, ત્યારે ભિન્ન દીઠી ભૂજંગથી. ૯
એમ જીવન્મુક્તને જાણજો, ભાઈ દેહનો જે સંગ;
છે ને છે ને નથી સરખી, જેમ દૃષ્ટાંત ફણુંગ. ૧૦
કહે અખો સહુકો સુણો, એમ જાણો જીવન્મુક્તને;
એ દશાને હીંડો પામવા, તો સેવો હરિ-ગુરુ-સંતને. ૧૧

---

## કડવું ૧૪—જીવન્મુક્તની દશા-૨.

રાગ ધન્યાશ્રી.

વળી કહું સાચા સંત સુજાણજી,
જેહને ઉદયા થયો અંતર ભાણજી;
હરિને બોલે જેહની વાણજી,
જે ઘટ ઉઘડી વસ્તુની ખાણજી. ૧

ઉથલો.

ખાણ ઉઘડી વસ્તુકેરી, તેણે ન્યૂનતા સઘળી ટળી;
અંતર માંહેલો આશય મોટો, તેણે વસ્તુમાંહે [1]રહ્યો મળી. ૨
જેમ અગ્નિમાંહે લોહ પેઠું, તે લોહમાં [2]વહ્નિ આવિયો;
ત્યારે શિવ શિવ થયું સર્વે, જ્યારે શિવમાં જીવ સમાવિયો. ૩
ભાઇ છતે અણછતો થઇ રહે, કોઇક જાણે વિરલા સંત;
[3]તેને આપાપરવિના પ્રીછ અળગી, તે મહાનુભાવ મહંત. ૪

---

૭ (ગ) મહાનિધિ. ૮ (ગ) નથી. ૯ (ગ) ઉપજાવે.
૧ (ગ) જઈ રહે. ૨ (ગ) અગ્નિ. આ. ઇ. વહ્નિ. ૩ (ગ) નથી.

ભૌતિક ભાવના ટળી તેહને, ભાસ્યું ચિદ્દ આકાશ;
શોધ ન પામે મીન જેમ, તેહને નીર મધ્ય [૪]અવકાશ. ૫
નેત્ર ઉઘડે ને ગતિ કરે, ભરે તે શ્વાસોશ્વાસ;
તેને નીર ફીટીને નભ થયું, જે આપ રહે [૫]અવિકાશ. ૬
જેમ હિમના પરવત વિષે, મુષક ચાલે મધ્ય;
તેણે ખણ્યા વોહોણી ખાણુ થાય, એહવી ઉષ્ણુતાની સિધ્ય. ૭
[૬]ઇદ્રિમાં અવશ તેહને, મહાકળા મુષક વિષે;
તેમ ભૌતિક ભાવના તિહા નહિ, જે અણુલિંગી આતમ લખે. ૮
ભાઇ લિગ તિહાં લેખાં ઘણાં, અણુલિંગ લેખું કશું;
એ[૭] સહેજ કેરી સાધના, સમજે તે દેખે અશું. ૯
[૮]તત્ત્વદર્શી તત્ત્વમાંહે, [૯]દેખે તે સર્વ સમાસ;
જેમ અરૂપમાંથી રૂપ બંધાયે, પાછું અરૂપ થાય બરાસ. ૧૦
કહે અખો સહુકો સુણો, એ અકળ કળા મહંતને;
એ [૧૦]દશાને પામવા ઇચ્છો, તો સેવો હરિ-ગુરુ-સંતને. ૧૧

---

## કડવું ૧૫—જીવન્મુક્તનો મહિમા-૧.

રાગ ધન્યાશ્રી.

વળી કહું જીવન્મુક્ત દશાયજી, નિશ્ચે જેનો પરવત-પ્રાયજી;
જેણે પ્રીછયો વસ્તુ મહિમાયજી, તે અનુભવતાં પાછો ન થાયજી. ૧

ઉથલો.

અનુભવ જે મોટાતણો, આપાપર નહિ જે વિષે;
આપ ગળાયું [૧]તે આપમાંહે, દ્વંદ્વાતીત રહ્યા સુખે. ૨

---

૪ (ग) આકાશ. ૫ (ग) અવકાશ. क અવિકાશ. इ. ઉકાશ. ૬ (ग) અદ્રિમાં આકાશ. ૭ (ग) સહજ. ૮ (ग) ભાઇ તત્ત્વદર્શી. ૯ (ग) દેખે સર્વ. ૧૦ (ग) પદને પામવા હીંડો. આ દશાને પામવા ઇચ્છો.
૧ (ग) નથી.

તેહની કળા પ્રીછી નવ પડે, મતો તે અગમ અગાધ;
વારિધિકેરાં વારી જેમ, ભાઇ નહિ તરવા સાધ્ય. ૩
જેમ સૂર્ય તપે નિદાઘનો, તોયે તે [2]ઉષ્ણતા ન થાય;
તેમ તત્ત્વદર્શી પુરુષને, દોષ ન લાગે કાય. ૪
જેમ વાયુ વહે બહુ ગંધને, ઉત્તમ અધમ અપાર;
પણ રહે અસંગી તે થકો, સ્પર્શે નહિ લગાર. ૫
તત્ત્વદર્શી પુરુષને, એમ જાણો [4]દેહનો ભાવ;
વહે પણ વળગે નહીં, જે જાણે સહજ [5]સ્વભાવ. ૬
જેમ વિચિત્ર ભાંતિના રંગ મૂકિયે, સ્ફાટિક મણિની પાસ;
તે ભળ્યા સરખા ભાવે દેખાડે, પણ આપ રહે [6]ઉદાસ. ૭
જેમ ચશ્માના પડવિષે, રોધ ન પામે દષ્ટ;
તેજ [7]અધિકું પોષે આંખને, તેમ અણલિંગી ઉત્કૃષ્ટ. ૮
તેમ [8]અણલિંગી પુરુષને, આપોપું અંતર નથી;
અમળ આશય તેહનો, ભાઈ ભાગી ઉર્મિ ઉરથી. ૯
સંગીને સિદ્ધાન્ત પોખે, પ્રેમે શું પાવન કરે;
ઉપદેશ આપે આત્મવિદ્યા, સેહેજ શબ્દ તે ઉચરે. ૧૦
કહે અખો [10]સહુકો સુણો, માન ન હોય મહન્તને;
એ ઉત્કૃષ્ટ દશા [11]પામવા, તો સેવો હરિ-ગુરુ-સંતને. ૧૧

## કડવું ૧૬—જીવન્મુક્તનો મહિમા-૨.

રાગ ધન્યાશ્રી.

વળી કહું તત્ત્વદર્શી પુરુષજી, સહેજ સ્વભાવે જેવા કલ્પવૃક્ષજી;
જેહને અહંતા ગયો અમર્ષજી, કલ્પાંતકાળે સદા સન્મુખજી. ૧

---

૨ (ग) ઉષ્ણ. ૩ (ग) કાંય आ કાય इ કાયે ૪ (ग) દેહભાવ ૫ आ સભાવ. ૭ आ અવિકાશ इ ઉદાસ. ૭ (ग) અધિક. ૮ (ग–इ) અનુભવી. आ. क. અણલિંગો. ૯ (ग) સહુને વિષે. ૧૦ आ સહુકો સૂણો. ૧૧ (ग) इ તેજ પામે જે.

ઉમલો.

સન્મુખ રહે કલ્પાંતકાળે; મહાપુરુષ મોટી દશા;
તે અન્ય દેહની [1]પેર જાણે, જે પોતે માંહે વશ્યા. ૨
પોતાનો દેહ આઘ દેઈ ને, મિથ્યા દેખે સર્વને;
[2]ચૈતન્ય તો સઘળેજ સરખું, તો કોણ ધરે દેહ ગર્વને. ૩
કીટ પતંગ બ્રહ્મા લગે, [3]તે પુરણ દેખે આતમા;
દૃષ્ટ તત્ત્વ ઉપનું જ્ઞાન જેહને, તે [4]ભૂલ્યો ન પડે ભ્રાત્યમાં. ૪
જન્મ અંધ જેમ રૂપને, જાણે નહિ નિરધાર;
અધ્યાસ નહિ તેહને દેહ [5]સાથે, સુણે શબ્દના ભણકાર. ૫
તેમ જ્ઞાતાને પિંડજ નહિ, નહિ ત્યાં પર ને આપ;
દેહદર્શી જે હોય ભાઈ, તેહને તો પુણ્યને પાપ. ૬
જેમ અંજનવિદ્યા હોય જેહને, તે જ્યાં ત્યાં દેખે ધન;
વિદ્યા વિના [6]ધરમાં દાટ્યું, [7]પણ ન જાણે કો જન. ૭
ધનદર્શી જેમ ધન દેખે, પણ મધ્ય ન દેખે ભોમ્ય;
આવરણ છે પણ આડય ન કરે, તેને સાવ નિરંતર વ્યોમ. ૮
તેમ મહાકળા છે મહાપુરુષને, અણુલિંગી અભ્યાસ;
[8]સ્થૂળ ત્યાં [9]શરીરદર્શન, સેહજે થયો સમાસ. ૯
દેહ અધ્યાસે દોષ સઘળા, દેહ તેજ સંસાર;
દેહ તેને સર્વ સાચું, પાપ પુણ્ય અવતાર. ૧૦
કહે અખો સહુકો સુણો, લક્ષ મોહોટો મહન્તને;
[10]જો મનસા વાચા [11]કર્મણાએ, તો સેવે હરિ-ગુરુ-સંતને. ૧૧

---

૧ (ગ) પેર ૨ આ ચેતનતા. ૩ (ગ) નથી. ૪ (ગ) ભૂલો ૫ (ગ) વિષે ૬ (ગ) ધરમાં ૭ (ગ) સ્થૂલતા અ સ્થૂલ ત્યાં ૯ (ગ) દર્શન શરીરે. આ. ઇ. શરીર. દર્શન ૧૦ (ગ) તેણે ૧૧ (ગ) કર્મણા, સેવ્યા.

## પદ ૪-તત્ત્વદર્શીનો મહિમા.

રાગ કાનડો.

અકલ કલા ખેલત નરજ્ઞાની, જેસેંહી નાવ હિરે ફિરે દશે[1] દિશ;
ધ્રુવ તોર રહત નિશાની, અકલ કલા ખેલત નર જ્ઞાની. ટેક. ૧
ચલન વલન અવની પર [2]વાકો, મનકી સુરત આકાશ[3] ખેલાની;
તત્ત્વસમાસ ભયો હે સ્વતંતર, જેસેં હિમ હોત પાની. અ૦ ૨
છુટી આદ્ય અંત નહિ પાયો, [4]જાઇ ન સકત જહાં મન-બાની;
તા [5]ઘેર સ્થિતિ ભઇ હે જિનકી, કહી ન જાત એસી અકથ કહાની. અ૦ ૩
અજબ ખેલ અદ્‌ભુત અનુપમ, જાકું હે પહિચાન પુરાની;
ગગનહીં ગેબ ભયો નર બોલે, એહી અખા જાનત કોઈ જ્ઞાની. અ૦ ૪

---

જી. આખા ના ૨૫

## કડવું ૧૭ બ્રહ્મવસ્તુ નિરૂપણ-૧

રાગ ધન્યાશ્રી.

વસ્તુને વાણી બોલી ન શકેજી, મનતણી સુરત જિહાં જાતાં થકેજી;
સદ્‌ગુરુ કેરો જો લક્ષ આવે તકેજી, તે નર સ્વેં હરિ થાય તણી
પલકેજી. ૧

ઉથલો.

હરિ થાય તે હેત સમઝે, દેહાતીત તે[1] આતમા;
પરાત્પર પરિબ્રહ્મ કેવળ, તેમ આવે વાતમાં. ૨
અમળ આતમ એક પૂરણ, અખંડિત અવિનાસ;
અજર અમર અનામ અવ્યય, પૂરણ જ્યોતિ પ્રકાશ. ૩
તેને આદ્ય અન્ત્ય ને મધ્ય નહિ, નહિ જેહને દેશને કાળ;
છાયા માયા વપુ વર્જિત, માપ રહિત વિશાળ. ૪

---

૧ (ગ) દશેં ૨ (ગ) વાકી ૩ (ગ) ડેરાની. ૪ (ગ) જઈ
૫ (ગ) ઘર.

૧ (ગ) છે.

અધો ઉર્ધ્વ ને મધ્ય નહિ, [2]જેને દીનને રાત;
બાળ યૌવન વૃદ્ધ નહિ, ભાઇ તે વડે સર્વે ભાત્ય. ૫
જ્યાં વારી વાયુ વસુધા નહિ, નહિ અનલ ને આકાશ;
સર્વમાંહી સર્વ વર્જિત, નહિ ઉત્પત્તિ[3] સ્થિતિ નહિ નાશ. ૬
માનવ દાનવ દેવ પન્નગ, નાગ નહિ નરનાર;
સર્વ કેરૂં જીવન સદા, પણ સ્પર્શે નહિ લગાર. ૭
તપ્ત શીતળ સુભગ સુંદર, કહ્યો ન જાયે તેહ;
મૂળ માપ થાય ન થાય, નહિ [4]પ્રિય નિસ્પ્રિય. ૮
ક્ષાર ખટરસ મધુર મોળું, તીક્ષ્ણ મિષ્ટ ન કહેવાય;
દીર્ઘ લઘુ કે વામ દક્ષિણ, સર્વ વર્જિત ને [5]સર્વમાંય. ૯
નીલ પીત કે શામ ઉજ્જવલ, રહિત અવસ્થા ચાર;
પૂર નિકટ કે મધ્ય [6]છેટે, થાય નહિ નિરાધાર. ૧૦
કહે અખો સહુકો સુણો, તે[7] લક્ષ મહન્તને;
એ અવાચ વસ્તુ તેજ પામે જે સેવે હરિ–ગુરુ–સન્તને. ૧૧

---

## કડવું ૧૮–બ્રહ્મવસ્તુ નિરૂપણ–૨

રાગ ધન્યાશ્રી.

જે પ્રભુ વાણીયે [1]કહ્યો ન જાયજી, અગમ અગોચર જેહને વેદ ગાયજી;
પામણહારો સેહેજે પમાયજી, અટપટો આશય સેહેજે સમજાયજી. ૧

ઉથલો.

સેહેજમાં સાધન લાગે, અણલિંગી અનુભવ [2]ખરો;
વંધ્યાસુત જેમ સુખ સરાહે, અચવ્યો રસ પીવો[3] નરો. ૨

---

૨ (ग) દિવસ ને રાત. ૩ (ग) નહિ નાશ. ૪ (ग) પ્રેર નિસ્પ્રેર. अ. आ. क. પ્રિય નિસ્પ્રિય. ૫ (ग) માંય. ૬ (ग) છેડે ૭ (ग) તેનો.

૧ ન કહેવાયજી, પામણહારો સેહેજે પલાયજી, અગમ અગોચર જેહને વેદ ગાયજી. अ. आ. इ. क. કહ્યો ન જાયજી...(લાયજી ૨ (ग) ખરો. ૩ (ग) નવો.

મુખવિના રસપાન કરવું, એહવું તે બ્રહ્મજ્ઞાન;
શ્રવણ વિના તે શબ્દ સુણવો, નેત્ર વોહણું [4]ધ્યાન. ૩
વસ્તુગતે સેવક નહિ, અને સ્વામીને નહિ રૂપ;
ગ્રાહ્ય ગ્રાહક ભાવ નહિ, એહવું તે ધામ અનુપ. ૪
જેહને વર્ણ વેષ ન રૂપ મુદ્રા, તેહ તણા સર્વ રંગ;
છાયા માયા નહિ જેહને, તેહના જાણો સર્વ ઢંગ. ૫
સ્થાન માન જેને નહિ, અકળ રૂપ અપાર;
તે વડે એ સર્વ શોભે, આપે જાણણહાર. ૬
વાણી માંહે [5]જે નવ્ય આવે, તેહ તણી સર્વ વાણ્ય;
નેતિ નેતિ [6]કરતાં તે રહ્યું, ભાઈ તેહની જાણે જાણ. ૭
કૂટસ્થ આત્મા બ્રહ્મ [7]કેવળ, તેહનો સર્વ પ્રસાર;
જેહને વિશેષણ એકે ન લાગે, તે વિલસી રહ્યો સંસાર. ૮
જે કેહવો એ કહેવાય નહિ, [8]અને શબ્દાતીત સદાય;
અનિર્વચની વચન બોલે, તે નાવે વાણી માંય. ૯
એતો પ્રીછણહાર વિના પ્રીછવું, પદાર્થ વોહોણી [9]પ્રીછ;
આપે આપનું જે નિરક્ષણ, ઇચ્છા-વોણી [10]ઇચ્છ. ૧૦
કહે અખો એ વાણ્ય-વર્જિત, નિજ સ્ફુર્ણ મહન્તને;
એ સમસ્યા તેણે લહી, જેણે સેવ્યા હરિ-ગુરુ-સંતને. ૧૧

---

## કડવું ૧૯-સ્તુતિ કરતા જીવની બ્રહ્મસાથે એકતા.

વસ્તુકેરૂં હારદ વસ્તુ જ જાણોજી, શું એ જાણીને દ્વૈત ઉર આણેજી;
અદ્વૈતનું દ્વૈત કરે [1]સુજાણજી, આપકેરૂં રૂપ આપ વખાણેજી. ૧

---

૪ (ગ) જેમ ધ્યાન તજી ૫ જેહ ન આવે. ૬ કરી સો કહીયે તેહની જાણે. ૭ (ગ) કેવલ. ૮ (ગ) નથી. ૯ (ગ) જે પ્રીછ. ૧૦ (ગ) જે ઇચ્છ.

૧ (ગ) સુ જાણે છે- આ સુજાણજી.

ઉથલો.

વખાણે વ્યક્તે કરીને, આપ કહે આપે સુણે;
જેમ ગારૂડી મોહર વિષે, સ્વર દેઇને ભાપા ભણે. ૨
સ્વામી પિંડમાંહે તે જીવ ક્યાંથો, અને જીવને ક્યાંથો પિંડ;
એ ચલણ-વલણ ચિદ્રૂપ તાહરૂં આપ માંહેથી મંડય, ૩
તું તે હું ને હું તે તું, ધ્યેય ધાતા તું રામ;
ઉંડું વિચારી આપ નિરખે, [4]તો આપે આપનાં કામ. ૪
જો કૈવલ્ય સ્વામી તમો, દિશો ઇશ્વર માયા જીવ;
એ ત્રણ પ્રકારે થાઓ [5]તદ્દવદ્દ, પણ તમો સ્વભાવે શિવ. ૫
અણછતી અજા તમારી, અંગીકૃત સરખી અશી;
તે મધ્ય પડિયું ધામ તમારૂં, ત્યારે ઇશ્વર થઇને વિલસી. ૬
તે ઇશ્વરના ઐશ્વર્ય વિષે, અનંત ઉપજે ને ફરે;
ચૈતન્ય ચાલ્યું આવે તમારૂં, [6]ત્યારે અનંત પ્રકારે ઉચરે. ૭
જેમ કાચનું મંદિર રચ્યું, નીલ પીત શુભ્ર સ્યામનું;
તે ઉપર તપીઓ [7]સૂર્ય જ્યારે, ત્યારે વિચિત્ર રૂપ થયું ધામનું. ૮
કૈવલ્ય સૂરજ તપે સદા, માયા તે મંદિર કાચ;
ઇશ્વર નામ તે તેહનું, પણ જીવ થઇ માન્યું સાચ. ૯
અધિષ્ઠાન તે તમો[9] સત્ય સ્વામી, તેણે એ ચાલ્યું જાય;
ત્યાં અણછતો જીવ હું હું કરે, પણ [11]ભેદ ન ઓળખાય ૧૦
કહે અખો તમે નાથ નિર્ગુણ, થયા સગુણ વેષ જંતને;
એ કલા તમારી તો[12] ઓળખાય, જો સેવે હરિ-ગુરુ-સંતને. ૧૧

---

૨ (ग) વિગતે ૩ દેઇને ૪ (ग) નથી ૫ (ग) તમે ૫ (ग) સમે अ. आ. ફરે. ૬ (ग) તેમ તેમ માયા પરવરે. अ आ ત્યારે અનંત પ્રકારે ઉચરે ૭ (ग) તપ્યો સૂર્ય ૮ (ग) ભાઇ. ૯ (ग) તમો સ્વામી. ૧૧ (ग) ફ. ઓળખે પ્રાય. अ आ. ઓળખાય ૧૨ (ग) ઓળખ્યા, છંન.

## કડવું ૨૦—શિવમાં જીવનું તત્ત્વારોપણ.

રાગ ધન્યાશ્રી.

એમ એ નાટક ચાલ્યું જાયજી, જેહના સ્વામી તમો પ્રભુરાયજી;
કૈવલ્ય ઇશ્વર ભૌતિક [1]કાયજી, અણછતો ઉભો મધ્યે જીવ થાયજી. ૧

ઉથલો.

અણછતો જીવ થાય ઉભો, તે જાય હરિને [2]ઝાલવા;
નરને ઓછાયો કેમ કળે, તે હીંડે બુધ્યમાં આણવા. ૨
જેમ છો તેમ તમે પ્રભુજી, કાર્યા માયા સ્વેં આપ;
બિંબ-પ્રતિબિંબ થઇ [4]દર્પણે, તેમ તમારો[3] વ્યાપ. ૩
કૈવલ્યપદ તમે નિજ [5]રૂપે, ઇશ્વરપદ છે અનંત;
મોટું સામર્થ્ય માયા કેરૂં, જ્યાં ઉપજે મિથ્યા જંત. ૪
તે જંતને બહુ કામના, [6]વ્યસન માટે તે જીવ;
દેહ આસક્તિ તેને અતિ ઘણી, જાણે આ વિધે થાયે શિવ. ૫
તે પિંડને બહુ પરભવે, અને કરે તે કર્મ ક્લેશ;
ચિરંજીવ થાવા હીંડે, મોટો મન ઉદ્દેશ. ૬
ભૂત ભવિષ્યની વાત લેહવા, [9]અતિ ઘણા મન કોડ;
ઇશ થાવા આશ મોહોટી, સાધે પિંડ મન [10]મોટય. ૭
[11]સિદ્ધિને કાજે તે કરે, અતિ ઘણા ઉપાય;
[12]તેણે અહંતા વાધે અતિઘણી, તેણે જીવ જાડેરો થાય.
માયા સાધે મનવડે, જાણે એજ [13]પરમાતમા પદ;
મમતાતણાં તેણે પડળ ચડે, [14]અને તેમ તેમ વાધે મદ. ૯

---

૧ (क) રામજી. अ आ કાયજી. ૨ (ग) જાણુવા. ૩ (ग) થાયે. ૪ (ग) તમારો તે. ૫ (ग) સ્વરૂપે. ૬ (ग) રમનાં. अ इ क રસના. ૭ (ग) આયુ વધે થાયે શિવ. अ आ क આ વિધે થાયે શિવ. ૮ (इ) નો પાઠ ભ્રષ્ટ છે. ૯ (ग) ઘણું માન ને કોડ. अ आ क અતિ ઘણા મન કોડ. ग ૧૦ (ग) મોહોડ. ૧૧ (ग) સિદ્ધિ કાજે. ૧૨ (ग) નથી. ૧૩ (ग) પરમાતમા પદ. ૧૪ (ग) નથી.

એહવા પ્રકાર અજાતણા, સાધે જીવ અપાર;
નાટકમાં નર નાચ્ય નાચે, એમ સરાહે સંસાર. ૧૦
કહે અખો પદ મૂળગે, પહોંચ નહિ એ જંતને;
મર્મ મૂળગો [૧૫]તેજ પામે, સેવે હરિ-ગુરુ-સંતને. ૧૧

---

## પદ ૫—જીવને મન ને મનનું સ્વરૂપ.

રાગ ભૈરવ.

મર્મ સમઝરે મનવા મેરા, તામેં સમાસ જબ હોંએ તેરા;
મન જગતકા ધારણહારા, મન મુવે [૧]મિટયા સંસારા. મર્મ૦ ૧
લોક ચૌદ સ્ફુર્યા હે [૨]મનકોં, તાતેં મન પાવે બંધનકોં;
મન મુવા તબ [૩]રહે એક રામા, એહ લોક પરલોકકી ભાંગી કામા. મર્મ૦ ૨
મન મુવે [૪] થઇ રહે જે મનવા, સો હરિરૂપ જાણી જે [૫]જનુવા;
કહે અખો રહ્યા નહિ બાકી, જબ [૬]હિકમત ખુઝી ઘરવાકી. મર્મ૦ ૩

---

## કડવું ૨૧—બ્રહ્મ-ઈશ્વર ને જીવની એકતા.

રાગ ધન્યાશ્રી.

વળી કહું પૂરણપદ મહિમાયજી, કોટિ બ્રહ્માંડ તે નવાં રચાયજી;
પણ અધિક ઓછું નવ થાયજી, જોતાં જોતાં તે ખે લૈ થઈ જાયજી. ૧

ઢાળ.

વિલે જાતાં વણસે નહીં, અને નવાં થાતાં નવ વધે;
પ્રાય વસ્તુ અણુલિંગી, હેતુ વિના કારણ નિપે. ૨
હેતુ વિના કારણતણું, કહું દૃષ્ટાંત વિધે કરી;
આકાશ વિષે જેમ અભ્ર નાનાં, થાય જાય પાછાં ફરી. ૩

---

૧૫ (ग) તેહજ.

૧ (ग) નિવડ્યા. ૨ (ग) મન. ૩ (ग) તબહૈ સબ. ૪ (ग) તે ફરે જે મનવા. ૫ (ग) જનવા. ૬ (ग) રિપુમન.

નીલ પીત ને શ્યામ ઉજ્જવલ, રક્તા ભાત અનંત;
વિચિત્ર પેરે વિલસે વળી, ત્યાંહાંજ આવે અંત. ૪
પણ વ્યોમ તેમનું તેમ થાતે, [1]પણ જાતાં તેમનું તેમ;
વારક પ્રેરક નહિ અભ્ર ને, વસ્તુ જાણવી એમ. ૫
એ તો અરૂપીકેરે રૂપ બંધાયે, પાછું રૂપ અરૂપ થઇ જાય;
ઉપના પછી તેહનું નામ પાડે, પણ થયું શાનું પ્રાય. ૬
એ વિચારી જોતે થકે, જેહવો એ ધૃતસાર;
રૂપ બંધાઇ રમે રમાડે, પણ ક્ષણ ક્ષણ ખગાકાર. ૭
ભાઈ જગતનાં કારણ ઘણાં, પણ થયા પછે ધરે નામ;
કહે પંચભૂતનાં પૂતળાં, એ બ્રહ્મકેરાં કામ. ૮
પણ વિરંચી આદ્યે વિશ્વ સઘળું, ઘડયો [3]તે કેહેનો ઘાટ;
એ વિચારે બુદ્ધિ બુડે, અતિ નિરાળો નાટ. ૯
ભાઈ જે છે તે તો એજ છે, બીજે વિચાર મનનો ઘડયો;
કરતા કોણ કહું કેહતણો, જે અન્ય [4]પદારથ નવ જડયો. ૧૦
કહે અખો એ કળા મોટી, તોજ ઉપજે જંતને;
રૂપ અરૂપી આપ દેખે, જો સેવે હરિ–ગુરુ–સંતને. ૧૧

---

## કડવું ૨૨—બ્રહ્મ અને માયાની એકતાથી જીવ અને ઇશ્વરનું સ્વરૂપ-સદ્દષ્ટાંત.

રાગ ધન્યાશ્રી.

અનુભવ મોટો મોટા જાણેજી, બુધ્ય તે બાપડી થયું પ્રમાણેજી;
દીઠું સાંભળ્યું સહુએ વખાણેજી, [1]પણ અચવ્યું ઉરમાં કોઇક આણેજી. ૧

ઉથલો.

ચવ્યું નથી તેનાં ચરિત્ર શેનાં, એ તો [2]અભ્યાસે છે અણછતાં;
અણલિંગી એ અર્થ સમજે, કહું દૃષ્ટાંત જે પહોંચતાં. ૨

---

૧ (ग) નથી. ૨ (ग) તેહનાં. ૩ (ग) નથી. ૪ (ग) પદાર્થ.

૧ (ग) પણ અણચવ્યું કોઇક ઉરમાં આણેજી. ई અચવ્યું ઉરમાં કોઈક આણેજી. ૨ (ग) આભાસે. अ. आ. क. અભ્યાસે.

અધિષ્ઠાન ઉત્કૃષ્ટ માટે, ચૈતન્યતા ત્યાં અતિઘણી;
તેણે અરૂપ ભાસે રૂપ સરખું, તેણે અહંતા ઉઠે [3]આફણી. ૩
તે અહંતા થાય અનંતરૂપે, [4]પ્રૌઢી થઇને પાંગરે;
તેનો લક્ષ નરને કહું, કોઈ ધીમંત હૃદયામાં ધરે. ૪
ભાઈ દૃષ્ટાંત આવે બુદ્ધિમાં તો, સિદ્ધાન્ત સમજે સહિ;
એ દૃષ્ટાંત સમજી નવ શકે, જેને ઉકેલ [5]આવો હોયે નહિ. ૫
જેમ દર્પણ મૂકિયે સામસામાં, તે પ્રતિબિંબે એક એકમાં;
તે અન્યોઅન્ય અનંત થાયે, દૃષ્ટ પહોંચે છેકમાં. ૬
તે દર્પણ દર્પણમાંહે રચના, દીસે તે પ્રગટ પ્રમાણ;
એક એકમાં અળગા અળગા, ચંદ તારા બહુ ભાણ. ૭
અનંત ભાસે સામસામા. એકના ઉદરમાં એક;
સિદ્ધાંતને [6]તમે એમ જાણો, કહું વસ્તુ વિવેક. ૮
આ દર્પણ નિર્મલ અતિ ઘણું, પરબ્રહ્મસ્થાની તે.
[7]ત્યાંહાં અજા [8]આવી અણછતી, ભાઇ આવી ભાસી એ. ૯
તે અજામધ્ય ઉપાધ્ય બોહલી, તે જાણે અહંકૃત્ય;
જેમ મુકુરમાં અનંત [11]ભાસે, રૂપની સંસૃત્ય. ૧૦
કહે અખો સહુકો સુણો, સંસૃત્ય ન ભાસે જંતને;
એ ગીતાનું તે હારદ સમજે, [12]જે સેવે હરિ–ગુરુ–સંતને. ૧૧

---

## કડવું ૨૩—બ્રહ્મવસ્તુ નિરૂપણ.

રાગ ધન્યાશ્રી.

વળી કહુ પૂરણપદ નિર્વાણજી, જયાહાં ન પહોંચે મનને વાણજી;
ત્યાંહાં નવ હોયે ઉત્પત્ય હાણજી, સ્વસ્વરૂપની જયાહાં છે જાણજી. ૧

---

૩ (ग) આરૂઢી. अ. आ. क. આરૂણી. ૪ (ग) પોઢી. अ. आ. પ્રૌઢી. ૫ (ग) નથી. ૬ (ग) इ આદર્શ. अ. आ. આદર્શ क. आ. इ. આદર્શ. क. आ. इ ૭ (ग) તેહ. ૮ (ग) તેહમાં. अ. आ. ત્યહાં. ૯ (ग) આવી. ૧૦ (ग) ભાસે એહ. ૧૧ (ग) દીસે. ૧૨ (ग) જો.

ઉથલો.

સ્વસ્વરૂપની જાણ એહવી, [1]જ્યાં જાણણહારો સ્વે રહે;
અણછતું તે છતું થાય, [2]છતું બ્રહ્મ-અગ્નિ દહે. ૨
ભાઇ સિદ્ધાન્તનું સિદ્ધાન્ત એહજ, મહાનુભાવની સ્થિતિ જહાં;
આકાશથી આઘેરૂં જે પદ, કહ્યું ન જાએ [3]પહરૂં અહાં. ૩
વેત્તા વિણ [4]વેદ્ય વિના, પૂરણપદ નિર્વાણ;
જેને ગ્રાહ્યગ્રાહકભાવ નહિ, [5]પણ જાણ્ય વિહોણી જાણ. ૪
તેને ઉપમા દીજે કશી, જો તે વડે સર્વ કોય;
જે કહીએ તે અણછતું, ભાઇ તે [6]ત્યાં તેહ ન હોય. ૫
દૃષ્ટાંત ઉપમા જે જે દીજે, તે ત્યાં[7] સર્વ રહે ઓહરૂં;
શું કરે એ બુધ્ય બાપડી, જો ચાલ્યાથી દશ ડગલાં પરૂં. ૬
જેમ આકાશમાં ઉડે વિહંગમ, [8]એક એકથી તે આઘો વટે;
બળ દેખાડે [9]તે બહુ પ્રકારે, [10]પણ સરે સામર્થ્ય તે ઘટે. ૭
જેમ અગમ અગાધ અનંત અંબર, તેમ વસ્તુ અનંત અપાર;
ને શ્યા સરીખો કહે કવિજન, કહેવું બુદ્ધિને અનુસાર. ૮
જેમ [11]મર્ત્યકની ગત જાણે [12]મર્ત્યક, જે જન જીવિતથો ટળ્યો;
તેમ જ્ઞાનીની ગત જાણે જ્ઞાતા, જે અંતરમાં પાછો વળ્યો. ૯
[13]સાને સમજે સંત શૂરા, પણ કરગ્રહી[14] નથી આલવા.
એ તો પોતે હુંકારો દે પોતાને, તો જાય કેહને ઝાલવા. ૧૦
તો કહે અખો સહુકો સુણો, અકળ કળા મહંતને;
મરી જીવ્યાનો મર્મ લેવા, સેવો હરિ-ગુરુ-સંતને. ૧૧

---

૧ (ग) જીહાં. ૨ (ग) છતો. ૩ (ग) પરૂં. ૪ (ग) વેદ્યા. ૫ (घ) નથી. ૬ (ग) તો. ૭ (ग) ત્યાં. ૮ (ग) એકથી એક આઘો. ૯ (ग) બહુ પરે. ૧૦ (ग) શિરે. ૧૧ (ग) મર્તક. ૧૨ (ग) મર્તક. ૧૩ (ग) ભાઇ સાને. ૧૪ (ग) ગ્રહીને.

## કડવું ૨૪—જીવને અહંકાર સ્વરૂપની ઉત્પત્તિ.

રાગ ધન્યાશ્રી.

વળી કહું એક અપૂર્વ સારજી, [1]વિણ 'કર્મ' હોય પંથનો પારજી;
જહાં ન લાગે શબ્દ ઉચ્ચારજી, તે જાણવો બોલણ હારજી. ૧

ઉથલો.

બોલણહારાનું બોલવું, તે જાણજો જુગતે કરી;
એમ સમજે સિદ્ધાન્ત થાય, તો જુએ જન પાછો ફરી. ૨
ભાઈ [2]પરાપારથી શબ્દ ઉઠે, તે જુગતે જાડો થાય;
[3]તે પાર છે પરમાત્મા તે, સ્વૈં ચૈતન્ય ધનરાય. ૩
તે મનદ્વારા મહાતમ ધરે, તે મનને ઉઠે કલ્પના;
કલ્પનામાં કામના છે, તે કરે બહુ જલ્પના. ૪
[4]પરાતીતથી હોય પોષણ, તે શબ્દરૂપ પરા કરે;
[5]પશ્યંતીએ તે થાય જાડો, અરૂપ ફીટી રૂપ ધરે.. ૫
મધ્યમા એ ઘાટ ઘડાયે, અને વૈખરી થઈ વીખરે;
સંસ્કૃત્ય વાધે શબ્દ કેરી, અનંત પ્રકારે [6]ઉચ્ચરે. ૬
અક્ષર બાવન અનંતરૂપે, વેદ પુરાણ સ્મૃતિ લખે;
મંત્ર યંત્રને વિદ્યા અવિદ્યા, કાંઈએ ન હોય વાણી પખે. ૭
ષટ્ દર્શનના [7]મત નાના, એમ એ મનવાણી તણા,
પશુપંખી [8]નાગ સુર લગે, ભેદ સર્વ એહના ઘણા. ૮
પરાત્પર તે પર રહ્યું, એ રમત વાણીમન તણી;
મધ્યે માની લીધું [9]જીવ વડે, [10]પણ અણહુંતો થયો ધણી. ૯
મોટું સામર્થ્ય મહાપ્રભુનું, વણ ચલાવ્યું [11]ચાલે વળે;
જેમ સૂર્યવડે સર્વ કામ ચાલે, પણ કિરણ કે માંહે નવ ભળે ૧૦

---

૧ ગ વિણકર્મ અ, આ, ક વિણ કર્મ. ૨ ગ પરાપરથી ૩ ગ નથી ૪ ગ પરાતીતયું ૫ ગ હે પૈંશ્યંતીએ થાય. ૬ ગ ઓચરે ૭ ગ મત્ત ૮ ગ નાગ લગે ૯ ગ જીવડે ૧૦ ગ નથી. ૧૧ ગ ચલે.

કહે અખો એ મર્મ મોટો, એમ સમજે અનંતને;
એમ સમજેથી સ્વેંજ થઇએ, જો સેવો હરિ-ગુરુ-સંતને. ૧૧

### પદ ૬–જ્ઞાતા જ્ઞેયની જ્ઞાનથી એકતા.

રાગ દેશાખ.

મર્મ મોટો [1]પરિબ્રહ્મનો, રસનાએ નાવે;
શબ્દ વેધી સુરતા ખરા, તેહને લક્ષ આવે. મર્મ૦ ૧
જેણે સ્થળ [2]કાંઇ નથી, તેણે સ્થળ સ્વામી;
ધ્યાતા ન રહે શેષ જે, તેણે વસ્તુ પામી. મર્મ૦ ૨
શબ્દ વિના સોહં સદા, વેત્તા વિના વેવું;
[3]જાણે સંત કોઈ સિદ્ધિકળા, આકાશ વશેવું. મર્મ૦ ૩
ગુરુ શિષ્ય વિનાનું સંજ્ઞા, જે [4]સુધા શિષ્ય પ્રીછે;
તે સદ્ગુરુ [5]જે કહી શકે, જે ગુરુપણું નવ ઇચ્છે. મર્મ૦ ૪
જે વાચા બોલે અવાચ્યને, તે વાચા ન હોય;
સ્વસંવેદ્ય જાણે અખા, જો ગુરુગમ હોય. મર્મ૦ ૫

---

### કડવું ૨૫ પરબ્રહ્મનો ભેદ.

રાગ ધન્યાશ્રી

હવે કહું મોટો [1]પરિબ્રહ્મ ભેદજી, જેણે કરી હોય દ્વૈતનો ઉચ્છેદજી;
જેહને કહે અગમ અગોચર વેદજી, તે પદ જાણો સ્વસ્વંવેદજી ૧

ઉમલો

સ્વસ્વંવેદ તે પદ સદા, આપે લેહ તે આપને;
જેમ ધુંધુતો હોય અગ્નિ અચાનક, [2]તે થાય શિખાતેજ તાપને.
તેહને જોત્ય જ્વાળા અતિ ઘણી, દીસે [3]જાજ્વલ્યમાન;
ફટકીને થયો ફરફરો, તેણે કાઢ્યું રૂપ નિદાન. ૩

---

૧ (ग) પરિબ્રહ્મ ૨ (ग) કોઇએ. ૩ (ग) જાણે કોઇ સંત સાધી. ૪ (ग) સુધો ૫ (ग) નથી.

૧ (ग) બ્રહ્મ. ૨ (ग) નથી. ૩ (ग) જાજુલ્યમાન.

[4]પરિબ્રહ્મ વહ્નિ એમ જાણો, ઘટઘટ રહ્યો સમાય;
જેમ છે કાષ્ઠ પાષાણમાંય, તે દેહ સાથે ધ્યો જાય, ૪

[5]કહે ધુંધુતો ધોંખે ભર્યો, તે શૂન્યવાદીનો વાદ;
ધૂમ્ર ભર્યો અતિ ધૂખલો, તે ચાલ્યો જાય અનાદ. ૫

તે કાષ્ઠ નોહે [6]કૃશાનુ નોહે, [7]અને કરે તે ઘોર અંધાર;
[8]દારૂકનાં દલથી ટળ્યો, અને ઝળકયો નહિ [10]લગાર. ૬

તેમ શૂન્યવાદી તે સત્તા ખરી, પણ આતમ નહિ ઉદ્યોત;
કથે પણ તેહનો કલેશ ન ટળે, જેહવી ચિત્રામણની જયોત. ૭

જેમ ચિત્રદીપ દીસવા લાગે, પણ અજવાળું નવ થાય;
તેમ શૂન્યવાદી [10]સર્વ નાસ્તિ કહે, પણ મૂળ મહિમા ન પીછાય. ૮

તે પ્રપંચને મિથ્યા કહે; પરમાત્માને [11]તે કહે નથી;
કર્મ ધર્મને તે [12]નવ પરઠે, કહે જગત [13]પ્રકટે શૂન્યથી ૯

કહે શૂન્ય ઉપજે શૂન્ય સમાયે, શૂન્યમાંહે સહુ સ્થિતિ કરે;
શૂન્યમાં આશય છે તેહનું, કહે મુઓ ફરી નવ અવતરે. ૧૦

કહે અખો શૂન્યવાદી, ન પામે મૂલ-તંતને
પ્રભુ પરમારથ તેહજ પામે, જે સેવે હવે-ગુરુ-સંતને. ૧૧

---

## કડવું ૨૬—શુન્યવાદીનો વિતંડાવાદ

રાગ ધન્યાશ્રી

હવે કહું અધમ એ શૂન્યવાદીજી જેને શૂન્યની એ શુદ્ધ ન લાધીજી;
[1]જેણે મિથ્યા બુધ્યજ સાધીજી, પરપંચ ન ટળ્યો ને નિંદા વાધીજી. ૧

---

૪ (ગ) પરબ્રહ્મ. ૫ (ગ) નથી. ૬ (ગ) કશાનુ. ૭ (ગ) નથી. (ગ) દારૂનાં દલ થકી. ૯ (ગ) ઝાતકાર. ૧૦ (ગ) સર્વ નાશની. ૧૧ (ગ) નથી. ૧૨ (ગ) નથી. ૧૩ (ગ) સર્વે.

ઉથલો.

તે પ્રપંચને મિથ્યા કહે, પણ હૃદે જગત સાચું સહિ;
અધમ નામ તે માટે એહનું, જે શૂન્યવાદી એ પૂરા નહિ. ૨
તે કરતવ્યથી નવ ઓસરે, ઉત્તમ તજે ને મધ્યમ ભજે;
દેહ આસક્ત રેહ સદા, સુખ દુઃખ પામે જયવિજે ૩
[2]જગત જગતના [3]દોષે દેખે, પોતાપ્રતે તે વસે;
અજ્ઞાનને તે જ્ઞાન માને, ઈંદ્રિના સુખને ધસે, ૪
કયારે કહે એ આતમા, કયારે કેહ એ શૂન્ય છે;
કયારે કહે એ જગત સાચું, કયારે એ શૂન્ય ને. ૫
વાદ કરે એ તે બહુજ સાથે, નિંદે પણ લક્ષ નવ લહે;
બ્રહ્મવિદ્યાનો ભેદ [4]નવ જાણે, વેદ [5]વિતંડ તેહને કહે. ૬
નાસ્તિ કહે નારાયણને [6]સ્થળ, પણ પ્રપંચ ન છુટે મનથી;
સંસારનાં સુખ અતિ વલ્લભ, મન ગયું [7]પુણ્યપાપથી ૭
નમે નહિ મહાપુરુષને, દોષ [8]દેખે તે અણછતા;
અજ્ઞાનને આગળ કરીને, પ્રબોધે પોતે હુંતા. ૮
આચાર્ય થઇને અન્યને, વાત કરે તે [9]નાસ્તિની;
ભાવ ભરોંસો નહીંજ કેહનો, જુગત ન સમજે આસ્ત્યની. ૯
અધમ શૂન્યવાદીનાં એજ લક્ષણ, તે શૂન્યવાદી પૂરા નહિ;
ખરા શૂન્યવાદી તેહને કહીએ, [10]જે વસ્તુ વિશ્વ બે ન કુહે સહિ ૧૦
કહે અખો સહુકો સુણો, એ સમજ સુખ બહુ જંતને;
સમી સમજણ [11]તેજ સમજે, જે સેવે હરિ-ગુરુ-સંતને. ૧૧

---

૧ (ગ) પ્રપંચ ન ટળ્યો નિંદા વાધીજી, તેણે મિથ્યા બુદ્ધિ સાધીજી. ૨ (ગ) જુગતે. ૩ (ગ) દોષ. ૪ (ગ) ન. ૫ (ગ) વિતંડ. ૬ (ગ) નથી. ૭ (ગ) પાપપુન્યથી. ૮ (ગ) દીએ છે. ૯ (ગ) નાસ્તિની. ૧૦ (ગ) નથી. ૧૧ (ગ) તેહ.

## કડવું ૨૭—જ્ઞાનીના અનુભવનો લક્ષ

રાગ ધન્યાશ્રી

વળી કહું આછો અનુભવ જેહજી, જેજે સમજ્યા પુરુષ વિદેહજી;
કોઈક જાણે મર્મ [1]ત્યાં એહજી, જે જઈ નીસરે શૂન્યને છેહજી. ૧

ઉથલો

શૂન્ય મધ્યે છે વાટ એહવી, પરમાતમા પદ તે સદા;
અગમ અગાધ મત મહા મનોહર, જ્યાં ન મળે દ્વૈતની આપદા. ૨

તેહને જગત નહીં તો શૂન્ય શું કરે, ગુણદોષ તે કેના ગણે;
પરમાર્થ આવ્યું પ્રીછમાં, તો આપવિના અન્ય શું ભણે? ૩

જેમ રતાંબરને રાત્ય ન મળે, તો દિવસ પરઠે શા વડે?
એતો કાળ [2]માયે ભૂતળ વાસી, પણ સૂર્યને કાંઈ નવ અડે. ૪

તેમ વિશ્વ દેખી મિથ્યા કહે છે, આશ જાણીને જગતની;
નિકાલ તેહને નથી જડતો, તેણે પેર્ય બાંધી [3]મુક્તની. ૫

[4]અણલિંગીને આપ ન મળે, તો [5]વ્યાપ પરઠે કેહતણો;
અચવ્યું આપ અનાદિ વર્જિત, એવો લક્ષ આધો ઘણો. ૬

શૂન્યવાદી તે શરીર દેખે, પણ [6]કૃત્ય માને દેહનું;
અંધ લક્ષ આઘો ન ચાલે, ન સમજે કારણ છેહનું. ૭

જેમ કાષ્ઠ મથતાં ઉષ્ણતા, પ્રથમ પ્રગટે માંહેથી;
પૂછે પ્રગટે ધૂમ્ર તેહનું, મૂળ અગ્નિને દાહથી. ૮

ઉષ્ણતા તેહજ અગ્નિ જાણીએ, પણ આઘો આદર નવ લહ્યો;
તેમ જગત જગતના [7]દોષ દીઠા, પણ આતમા અણજાણ્યો રહ્યો. ૯

શૂન્યવાદી તે એમજ જાણો, દેહ સુધી તેહની [8]દષ્ટ છે;
પણ પરમારથમાં પોંચ ન હોયે, જેહની પુઠે દષ્ટ છે. ૧૦

કહે અખો જે લક્ષણ સમજે, તેહજ પામે અંતને;
પરપંચ પાર તે રહ્યો બોલે, [9]તે કળા મોટી સંતને. ૧૧

---

૧ (ગ) તો. ૨. (ગ) માપે. ૩ (ગ) મુગતની. ૪ (ગ) આપ અણલિંગીને. ૫ (ગ) વ્યાપક. ૬ (ગ) કૃત્ય નમાને. ૭ (ગ) કૃત્ય. ૮ (ગ) દષ્ટ. ૯ (ગ) નથી.

## કડવું ૨૮—વિદેહીનાં ચિહ્‌ન.

રાગ ધન્યાશ્રી.

વળી વિદેહી તણા કહું ચિહ્નજી, જ્યાં નવ પોંહોંચે વાણી મનજી;
[૧]તેને વિષે ન મળે રયણી ને દિનજી, જે વેત્તા તે [૨]તનમેતનજી. ૧

ઉથલો.

[૩]તનમેતન તે માટ એણે, તે કહું [૪]દૃષ્ટાંત વિધ્યે કરી;
જેમ ભાસ્કર [૫]ભાસતો ભાંડે, પણ ત્યાં જો તે ફરી. ૨

તે વારિ માંહેથી વાયુ વેગે, ડોલતો દીસે ઘણું;
પણ તરણી તેમનો તેમ પ્રાએ, અચળ મંડળ આપણું. ૩

તે તપ્ત જળમાંહે તપ્ત [૬]ન્હોએ, શીતળ ન્હોએ શીતથી;
રક્ત જળમાં ન્હોએ રાતો, પીળો ન્હોએ પીતથી. ૪

તે અશુચિ જળમાં ભાસ્યો માટે, અશુદ્ધતા પામે નહિ;
વારિ વિષધરમાંહે દીઠો, અંતરમાં આમે નહિ. ૫

સુરસરીકેરો નીર માંહે, પવિત્ર [૯]ન્હોએ દિનમણિ;
સુધારસમાં ભાસ્યો માટે, અમર ન થાય અહરધણી. ૬

પાત્રમાંહે હેઠો દીઠે, પાતાલ માંહે નથી પડયો;
અણલિંગી પદ એમ જાણો, વિત્રેક કારણ પરવડયો. ૭

અર્ક ત્યાં ઉપાધ્ય ન મળે, ઉત્તમ અધમ અવની તણી;
મહાપદનું તાં મહાતમ એહવું, જ્યાં પક્ષ ન મળે અન્ય આપણી. ૮

વિશેષણ જેટલાં કહ્યાં, તે રહ્યાં ભૂનાં ભૂવિષે;
[૧૧]વિત્રેક નાવે વાણ્ય-માંહે, અન્વયપદમાં એ [૧૨]ખપે, ૯

---

૧ (ग) જેને. ૨ (ग) તન્મય મનજી. ૩ (ग) તન્મંયતન. ૪ (ग) દૃષ્ટાન્ત વિધ્યે. ૫ (ग) ભાસ્યો તોય. ૬ (ग) હોયે. ૭ (ग) ન હોયે. ૮ (ग) ન હોયે. ૯ (ग) ન હોયે. ૧૦ (ङ) વ્યતિરેક ૧૧ (ग) વ્યતિરેક. ૧૨ (ग) ખપે.

અતિ આઘો લક્ષ વપુ વિના, સમજ્યા સરખું સાર છે;
વિદેહી કેરી વાત મોટી, શબ્દ કેરે તે પાર છે. ૧૦
કહે અખો સહુકો સુણો, એ સમજ છે મહંતને;
એ અર્થને જે સમજે, તે રહે પાર વેદાન્તને. ૧૧

---

## પદ ૭—મહાપદ વર્ણન

રાગ સારંગ.

સંતો બાત બડી મહા પદકી, શબ્દ શ્યાન કછું નહિ લાગત;
એસી સ્થિતિ બેહદકી, સંતો બાત બડી મહા પદકી. ૧
દ્વંદ્વાતીત દ્વૈતસો ભાસે, કહા કહું કોબિદકી;
આપ અવાચ્ય વાચ્ય કરી બોલત, અજબ કલા મહાનિધકી. સં૦ ૨
જહાં કછુ નાહીં તાહિમેં તકીઆ, હાસ નહિ જહાં હદકી;
શબ્દાતીત સુતર્યકી લગના, ચોજ ગ્રહી ચિદ્‌ઘનકી.
ગ્રાહક ગ્રહણ ગ્રાહ્ય નહિ તામેં, વાણ્ય ખુટી જહાં શ્રુત્યકી;
રૂપ અરૂપી આપ અખા હે, ખુઝ બડી એ ગત્યકી. સં૦ ૪

---

## કડવું ૨૯ ષટ્‌શાસ્ત્ર, ષટ્‌ઉપશાસ્ત્ર, અને ષટ્‌દર્શનનું વર્ણન.

રાગ ધન્યાશ્રી.

જે ઘટ ઉપનું એવું જ્ઞાનજી, ત્યાં તેહ થયું સર્વ સમાનજી;
જીવ ઈશ્વરનું પામ્યું નિદાનજી, ત્યાંથી ટળિયું પ્રકૃતિનું ભાનજી. ૧

ઉથલો

[1]પ્રકૃતિનું ભાન ટળ્યું ત્યાંથી, યથારથ જેમ તેમ થયું,
હવે કહું દરશન ખટ જે, અપૂરવ ચામચું રહ્યું. ૨
ન્યાય પાતંજલ મીમાંસા. વૈશેષિક સાંખ્ય ને[2] વેદાંત,
દર્શન ઉપદર્શનના ભેદ કીધા, તે જાણજો તમો[3] સંત. ૩
સેવ્ર સાંખ્ય મીમાંસક, ચાર્વાક, બૌદ્ધ ને જૈન;
[4]ઉપદર્શન ભેદને જાણો, શરીર સંબંધી. ચિહ્ન. ૪

---

૧ (ग) પ્રકૃતિ ૨ (ग) નથી ૩ (ग) તમે ૪ (ग) ઉપદર્શન

જટિલ મુંડિત માળાધારી, કરે [૫]પંચનકેશ;
કો વાલાંગરડો [૬]શિર વીંટે, કંઠે લિંગ શિવ ઉપદેશ. ૫
છ દરશન તે મૂળગાં, ભાઈ શાસ્ત્રકેરાં નામ;
તેહનાં થયાં પાખંડ છન્નું, તે ચાલ્યાં ગામે ગામ. ૬
પાખંડના બહુ ફંડસુઆં, ગણતાં ન આવે છેક;
તે મન ભાખે જૂજવા, પણ ચાલ્યા ન મળે એક. ૭
એક [૭]એકને નિંદે માંહોમાંહે, અને પોતાને કહે સાર;
એમ ખટ દરશન ખટપટે, પણ ન કરે મૂળ વિચાર. ૮
ભણી ભણીને ભેદ પાડે, અક્ષરતણી લે ઓટ;
સિદ્ધાંત નાવે સમજ માંહે, બાંધી રહ્યા ખટકોટ. ૯
છ એ કરે વાદ માંહોમાંહે, ત્યારે સહુને પોષે માય;
[૮]સમાસ માયા આપે સરખો, હાર્યો કોએ ન જાય. ૧૦
કહે અખો સહુકો સુણો, મન તોહે મહંતને;
નિરદાવે નારાયણ મળશે, જો [૯]સેવે હરિ–ગુરુ–સંતને. ૧૧

---

## કડવું ૩૦—શ્રુતિ–સ્મૃતિ–પુરાણ શાસ્ત્રના મત.

રાગ ધન્યાશ્રી.

શ્રુતિ સ્મૃતિ તે એમ વખાણેજી, જીવને જીવનાં કર્મ પ્રમાણેજી;
કર્મ અનુસારે જીવને જાણેજી એહવું સિદ્ધાન્ત અઢાર પુરાણેજી ૧

ઉથલો.

સિદ્ધાન્ત કીધો વેદ પુરાણે, કર્મને વળી જીવનો;
કરે કર્મ ને જીવ ચાલ્યા જાય, એ ઠાઠ છે સૈદૈવનો. ૨
જથો પરઠી ચાલે આઘા, [૧]અને કર્મને જાડાં કરે;
કર્મ ત્યાં તો જીવ સાચો, એમ જગતજ પરવરે. ૩

---

૫ (ग) ધુચન કેશ ૬ (ग) શિશ. ૭ (ग) એકને નીંદે માંહોમાંહે.
૮ (ग) સમાય ૯ (ग) સેવો. ૧ (ग) નથી.

વેદે થાપ્યો જીવ સાચો, [2]સ્મૃતિએ પિંડ પરઠયો ખરો;
કર્મધર્મનાં આચરણ લખિયાં, પ્રૌઢો પ્રપંચ પરવર્યો. ૪

પણ આદ્ય ન કાઢી જીવની, જે પ્રાય જંત ક્યાંનો ઘડયો ?
નિયંતા કોણ ને નિમિત્ત શાથી, એવડો [3]ખર્પ કરવો પડયો ? ૫

એ પરંપરા કોએ નવ જુએ, અને જુએ તો જંત નવ રહે;
જેમ વાયે વાંસ ઘસાય માંહોમાંહે, [4]ને વિહ્નિ વન આખું દહે. ૬

નૈયાયિકનો ન્યાય સાચો, તે ન્યાય જીવ પરઠે ખરો;
તે કૃત્યજ દેખી જીવ કહે , તે દીઠા માટે ઉચર્યો. ૬

દેખે તે તાં કહે ખરૂં, ન્યાયવાદી નામ એહનું;
હવે પાતંજલી [6]જે પ્રાણ સાધે, કૃત્ય માને દેહનું. ૮

દેહ-પ્રાણને કહે [7]સાચો, કહે જીવવિના દેહ કેમ રહે ?
પિંડ દેખી જીવ પરઠે, પાતંજલી ત્યાં એમ કહે. ૯

મીમાંસા કહે જો જીવ નો[8]હેતો, સ્વર્ગ ભોગ કોણ ભોગવે ?
પુરંજન પ્રાયેજ છે તો, સંસારને રહ્યો જોગવે. ૧૦

[9]કહે અખો એ શાસ્ત્ર સઘળાં સત્ય થાય જંતને;
નિર્વાણ પદ [10]તો પ્રગટે, જો સેવે હરિ-ગુરુ-સંતને. ૧૧

---

### કડવું ૩૧—શાસ્ત્રોના મતો

રાગ ધન્યાશ્રી

વૈશેષિક જંત વિશેષજી, જંતવિના નોહે નાના વેષજી;
એમ તે [1]ત્યાં ગણે ગુણના લેખજી, કોણે ન હોય જીવનો ઉવેખજી. ૧

---

૨ (ग) સ્મૃત્યે. ૩ (ग) ખેલ. ૪ (ग) દેખે. ૬ (ग) તે. ૭ (ग) સાચા. ૮ (ग) નોહે. ૯ (ग) કહ્યા સખા શાસ્ત્ર ૧૦ (ग) તો પ્રગટે.

ઉથલો

[2]કાણે નોહે ઉવેખ એહનો, સહુજ દેખે દેહને;
હવે કહું સિદ્ધાન્ત મોટું, સાંખ્ય બોલે [3]જેહને. ૨

સાંખ્ય સંખ્યા કાઢે તત્ત્વની, જીવકેરૂં રૂપ કહે;
કહે માયાએ મલિન બ્રહ્મ છે, કર્મભારને તે વહે. ૩

માયા કેરો સંગ છુટે, તો પ્રાય [4]વસ્તુ છે સદા;
આવર્ણના વિક્ષેપ માટે, ભોગવે છે આપદા. ૪

વેદાન્ત કહે છે વાત મોટી, એતો અજા રમે છે અણછતી;
કર્તા કારયિતા એજ માયા,[5] દીસે છે [6]જતી આવતી. ૫

એતો માયાને માયા ફુરી છે, કર્મ જીવને ફળ અજા;
જે જે કર્તવ્ય તે માયાનું, જો ધર્મની બાંધે ધજા. ૬

એ મૂળ મત [7]દરશનું, શાસ્ત્રકેરૂં કહિયું રદે;
[8]પણ અર્વાકી તેહના ઉપાસક, તેતો મનના મત બહોળા વદે. ૭

જીવ થાપ્યો મત સધળે, પછે આચરણ [9]બહુ આચર્યાં;
જીવરૂપ માના [10]ઉદરમાંથી, અળગા કો નવ નીસર્યાં. ૮

સાંખ્યને આંખ્ય પાવસાની, જો ચાલે તો ચાલી શકે;
વેદાન્તને વાટ સુજે સુધી, જો માયા મુખથી નવ બકે. ૯

એક એક માંહોમાંહે ખટપટે, [11]પણ હારદ હેત [12]સેહ નહીં;
મધ્યે બેઠી માયા મોટી, તે અપત્યને રાખે અહીં. ૧૦

કહે અખો સહુકો સુણો, એમ સમજ છે મહંતને;
એહનું હારદ તો હાથ આવે, જો સેવે હરિગુરુ-સંતને. ૧૧

---

૧ (ગ) નથી. ૨ (ગ) નથી. ૩ (ગ) તેહને ૪ (ગ) શિવ તે. ૫ (ગ) માયા છે. ૬ (ગ) જાતી. ૭ (ગ) ખટ દર્શનનું. ૮ (ગ) નથી. ૯ (ગ) અળગાં ૧૦ (ગ) ઉદરથી. ૧૧ (ગ) નથી. ૧૨ (ગ) મળે.

## કડવું ૩૨—મુમુક્ષુને સત્સંગની તૃષ્ણા

રાગ ધન્યાશ્રી

સંતનો અતિ ઘણો મહિમાયજી, સીજે કારજ સંતપસાયજી;
સંતના જશને ગીતા ગાયજી, સાધુ સેવતાં કારજ થાયજી. ૧

ઉથલો

કારજ થાય તે ગહેન પળાયે, જ્ઞાન યથાર્થ ઉપજે;
નિર્મળ નેત્ર તે કરે હરિજન, જો ભાવે સંતજનને ભજે. ૨
ભાઈ ભાવ ન ઉપજે જ્યાંહાં લગે, તૃષાવંતને જેમ તોયનો;
ભાવવિના પુંશ્ચલી તન જેવો, કહાવે નહિ તે કોયનો. ૩
ભાઇ રતિવિના રામ નવ મળે, ખરી કીધા વિના ખેપ;
જેમ પિપાસા જાયે પાન કીધે, શું હોયે કીધે જળ લેપ. ૪
આદર વિના આવે નહિ [2]સ્વયં તે આત્મારામ;
સંતને સેવી કારજ સાધો, સુખે પામો નિજ ધામ. ૫
સંતસંગ કીધા વિના, જેહવા [3]વન માંહેલો-પશુ;
ઉપજે ખપે તે વનનો વનમાં, [4]પણ વસ્તીનું નહિ સુખ કશું. ૬
સંત-સંગે સર્વ સમજે, પશુ ટળી થાય પાત્ર;
સંત કૃપા દૃષ્ટિ કરે તો, નવ પલ્લવ થાય ગાત્ર. ૭
કામ ક્રોધ લોભ મોહ તાપે, બળી [5]રહ્યાં જેનાં મન;
તે જીવને ટાઢા થવાને, [6]ભાઈ સંત તે પરજન્ય. ૮
મમતા ધાણીએ જોતર્યા, જીવ ચઢ્યા કાળને હાથ;
તેહને સંત કૃપા દૃષ્ટિ કરીને, [7]અને કાપી મૂકે નાથ. ૯
જેમ કેસરી કેરા ગંધથી, ભાઈ કરી પલાયે [8]કોટય;
તેમ સંત કેરા શબ્દ સુણતાં, બંધન જાય બહુ છોડય[9]. ૧૦

---

૧ (ग) મોટો. ૨ (ग) સ્વે આત્માનું જ્ઞાન. ૩ (ग) વનનો હોય. ૪ (ग) તેહને. ૫ (ग) રહ્યું. ૬ (ग) નથી. ૭ (ग). નથી. ૮ (ग) ક્રોડ. ૯ (ग) મોડ

કહે અખો એ ઠામ મ્હોટો, ઠરવાનો છે જંતને;
ઠરી [10]ઠામ જીવ ત્યારે બેસે. જ્યારે સેવે હરિ–ગુરુ–સંતને. ૧૧

---

## પદ ૮—હરિ-ગુરુ-સંતનું માહાત્મ્ય.

રાગ સિંધુડો.

હરિ હરિજન અળગા કરી રખે ગણો, સંત સેવ્યા તેણે [1]સ્વામીજ સેવ્યા;
નિર્ગુણ બ્રહ્મ તે[2] સગુણ સંત જાણવા, જેમ [3]વહ્નિથી તેજવત
થાય દીવા. હરિ. ૧
[3]જેમ અગ્નિથી દીપ થાય બહુ આદર કર્યે, દીપથી દીપ થાય
[4]આપે સોહલો;
[5]તેમ જ્ઞાનીની મૂર્તિ તે જાણે ગોવિંદની [6]ત્યાંથી ભગવાન
ભેટે વહેલો. હરિ. ૨
દૃષ્ટિ ઉપદેશ તે આપે મોહોટી કળા, જે થકી જંતનાં કારજ સીજે;
સેવંતાં સુખ હોય અતિશે ઘણું, જે સદ્ગુરુ [8]તણું મન રીઝે. હરિ. ૩
પ્રત્યક્ષ રામ તે તત્ત્વવેત્તા વિષે, જેમ [9]કુંડળને કનક દીસે;
મન કર્મ વચને [10]જેકો ભજશે અખા, [11]તેહનું દ્વૈત દેખી મન
નહિજ હીસે. હરિ. ૪

---

## કડવું ૩૩ સત્સંગનું માહાત્મ્ય અને દુર્જનના દુર્ભાગ્યનું વર્ણન.

રાગ દેશી ચાલતી.

સંત સંગ કીજે વળી વળી જનજી, અનુભવ વાધે આધો દિન[1] દિનજી;
માયા પરથી ઉતરે મનજી, [2]હરિશું ટળે ભિન્નાભિન્નજી- ૧

---

૧૦ (ग) જીવ. ૧ (ग) સ્વામી. ૨ (ग) વહનિ તેજથી. ૩ (ग) નથી. ૪ (ग) સહેલો ૫ (ग) નથી. ૬ (ग) તહાં. ૭ (ग) નથી. ૮ (ग) તણું. ૯ (ग) કુંડળ વિષે. ૧૦ (ग) સંત. ૧૧ (ग) તેનું

૧ (ग) દનદનજી ૨ (ग) હરિશું શું ટળળશે

ઉથલો.

ભિન્ન ટળે વસ્તુ મળે, મોટો મહિમા હરિજનનો;
ચૈતન્ય સાગર માંહે ભેળે, અધ્યાસ ટાળે આ[3] તનનો. ૨
શોભે જીવિતવ્ય એ[4] સંતજન કેરૂં, ભવમાંહે તે સત્ય;
સુખદાયક તેહને હોય સહુકો, જેહને સંત સાથે રત્યં. ૩
આપ[5] સરિખો કરી મૂકે, એહવી સંતની રીત્ય[6];
જેમ વેહેરો ન કરે વરસતાં, એવી છે ઘનની નીત્ય.[7] ૪
સિંચે સરખા [8]સહુ જનને, તેણે ફળે ભાર અઢાર;
હરિ હરિ તે કરી મૂકે, એહવી સંત-સંગત સાર. ૫
સુકે જવાસો તેણી રતે, તો મેઘનો શો વાંક
પરજન્ય[9] પોખે અતિ ઘણું, પણ પી ન શકે એક ટાંક. ૬
તેમ અસંત સંત-સંગત કરે, પણ લાગે નહિ તેહને સંગ;
મેળ ન દે[10] માયા મધ્યથી, જેમ તેમ થાએ ભંગ; ૭
જેમ તિલ કુસુમે કરી વાસિયે, [11]તેહને લાગે સઘળે વાસ;
તે મધ્ય આવે [12]કાંકરો, તેને ન લાગે [13]અધ્યાસ. ૮
જેમ સલિલ મધ્યે શિલા રહે, પણ અંતર ન ટળે આગ્ય;
તો નીર તેહને શું કરે, જો ભેદવા નહિ જાગ્ય. ૯
જેમ ચંદનને ગંધે કરી, થાએ ચંદન આક પલાશ;
પણ ગાંઠ હોએ રૂદે વાંસને, તેહને લાગે નહિ વાસ. ૧૦
કહે અખો હરિ કૃપા હોએ, તો સમું પડે[14] જંતને;
દોપ દરશન [15]-હોએ તેહને, જે સેવે હરિ-ગુરુ-સંતને. ૧૧

---

૩ (ग) એ. ૪ (ग) નથી ૫. (ग) આપ સારીખો ૬ (ग) રીત્ય ૭ (ग) નીત્ય ૮ (ग) સહુજને ૯ (ग) પાગ્યે પય ઘણું, ૧૦ (ग) દેએ માયા. ૧૧(ग) તેણે સઘળે તો લાગે વાસ. ૧૨ (ग) કાંકરી ૧૩ (ग) આભાસ. ૧૪ (ग) પડે જંતને ૧૫ (ग) નવ હોએ.

## કડવું ૩૪-સત્સંગની આર્તિ અને સંતના ગુણ.

રાગ ધન્યાશ્રી.

[1]સંત સંગ કરતાં વિલમ્બ ન કીજેજી, જેમ તેમ કરીને હરિરસ પીજે જી;
મહાજન સંગે કારજ સીજેજી, વસ્તુરૂપ થઈને તો જીવે જી. ૧

ઉથલો.

વસ્તુ રૂપ થઇ જીવિયે, તે કળા આપે[2] મહંત;
તત્ત્વ સઘળાં એમ દીસે, જેમ પટ રૂપે તંત. ૨

જેમ છીપને રત ખરી ઉપજે, તો ઉપર આવે જળ માંહેથી,
[3]તેહની સુરત્યનો તે તાણ્યો પરજન્ય આવી વરસે કયાંહેથી. ૩

તેહનાં તે મુખ વિકસી [4]રહે, લેવા તે કાજે બિંદુને;
તો મુક્તા[5] નીપજે [6]મહામનોહર, તે પામે નિજ આનંદને. ૪

જે [7]મહેરામણ માંહેથી બ્હાર, નાવે તે ત્યાં ઠાલી રહે ખરી;
તેમ હરિગુરૂ સંતને જે ન સેવે, તે ન પામે નિશ્ચે હરિ. ૫

તેજ વૃષાના બિંદુ બીજા, પડે અહિના મુખ વિષે;
તેહ હલાહલ થઈ નિવડે, જો મૃત્યુ પામે જે કો ભખે. ૬

સંત વચન [8]કહે યથારથ, [9]જોવાં કુગૃહે ખલબુધ વડે;
[10]તો પાત્રયોગે ભલું ભુંડું, ક્ષેત્રનો વેહેરો પડે. ૭

નિર્મળ બુધે સંત સેવિયે, તો ઉપજે નિર્મળ જ્ઞાન;
મનસા, વાચા કર્મણાએ, રાખો હરિ વિષે ધ્યાન. ૭

જેમ કુંઝી મૂકે [11]ઈંડાં તે દૂર જઇ ચારો કરે;
તેની સુરત્ય રહે માંહોમાંહે સરખી તો અપત્ય ત્યાંથી ઉછરે. ૮

---

૧ (ग) સત સંગત ૨ (ग) જાણે ૩ (ग) સુરત્યનો તાણ્યો તે ૪ (ग) રહે, લેવા કાજે ૫ (ग) મુક્તાફળ ૬ (ग) મનોહર પામે. ૭ (ग) મહેરામણથી બ્હાર નાવે, તે ત્યાં. ૮ (ग) તે કહે. ૯ (ग) નથી ૧૦ (ग) પાત્રયોગે ભલો ભુંડો. ૧૧ (ग) ઈંડાને ૧૨ (ग)

વણસેવે જેમ સેવાય બાળક, [13]તેમ કૃપા આવે ગુરૂતણી;
તેમ સુલક્ષણાને મળે શ્રીહરિ [14]જેનું મન રહે [15]ગુરૂના ચરણ ભણી;
કહે અખો સહુકો સાંભળો, એ કહ્યું છે બુદ્ધવંત ને; ૯
જે [16]સુણતાંમાં ઝડપે વચનને, [17]અને તે સેવે હરિ–ગુરૂ–સંતને. ૧૦

---

## કડવું ૩૫—સત્સંગના ફળનું વર્ણન.

રાગ ધન્યાશ્રી.

સંત સેવે તે સર્વ સુખ પામેજી, મન ન લાગે બીજે ભોમેજી;
જન્મ મરણને સુખદુઃખ વામેજી, જેમ જળ ઢળી આવે નીચે ખામેજી ૧

ઉથલો.

જેમ નીચી ભોમે જળ ઢળી આવે, તિહાં [1]ખામામાં રહે ભર્યું;
તેમ રામ [2]હૃદયામાં વાસે, જ્યાં ગુરૂ ગોવિન્દે ઘર કર્યું. ૨

જેમ ભક્તને ભગવાન વાહલા, તેમ ભક્ત વાહલા ભગવાનને;
અંતર [3]માંહેનો આશય જાણી, શકે ન મૂકી ધામને. ૩

જેવા ભક્તને ભગવાન દુર્લભ, એવા ભક્ત દુર્લભ રામને[4];
ભક્ત બીજા છે ઘણા ઈચ્છે ધર્મ–અર્થ–મોક્ષ કામ[5]. ૪

સકામે સ્વામીને ભજે, આશ્ચર્ય એહનું નહિં કશું;
[6]પણ નિષ્કામ વાલા નાથને [7]જે હેતે તેહનું મન વસ્યું. ૫

અણલિંગીની ભક્તિ [8]મહા વસમી, કોઈક જાણે તે કરી;
ત્યાં ધ્યેય ધ્યાતાનું કારણ ન રહે [9]તેજ જાણે જેણે આચરી. ૬

---

માંહોમાંહે. ૧૩ (ग) જેમ ૧૪ (ग) તેનું ૧૫ (ग) ગુરૂ ચરણ ૧૬ (ग) સુણતામાં ૧૭ (ग) તે.

૧ (ग) ખામામાં તે. ૨ (ग) હૃદય માંહે વશે, ગુરૂગોવિંદે ત્યાં ઘર. ૩ (ग) માંહેલો. ૪ (ग) રામ. ૫ (ग) કામ. ૬ (ग) નથી. ૭ (ग) હેત તેહનું. ૮ (ग) બ્યાસિમી. ૯ (ग) તે.

ભાઇ સતસંગ પ્રતાપ મોટો, રસના તે બાપડી શું કહે;
જેહને વિતશે તે જાણશે, અખો [10]ત્યાં એટલું કહે; ૭
જેહને કૃપાનિધાન કૃપા કરે, તે સંતને સદ્‌ગુરૂ મળે;
[11]સદ્‌ગુરૂ મળે ત્યારે પાર પામે, [12]જીવ તે બ્રહ્મ માંહે ભળે. ૮
જીવબ્રહ્મ માંહે ભળ્યાનો, અખેગીતામાં ભેદ છે;
એ અનુભવતાં અદ્વૈત થઇએ, [13]એ અવિચલ વાણી વેદ છે. ૯
[14]કાયા કલેશ કીધા વિના, [15]કૃષ્ણમાંહે તે જન ભળે;
એ [16]ગીતાનો તે ભેદ સમઝે, તે નરજીવ તતક્ષણ ટળે. ૧૦
કહે અખો એ ગીતા કેરી, ગમ્ય થાએ જંતને;
તેહને રામ [17]હૃદય માંહે ધરે પ્રતાપ [18]સદ્‌ગુરૂ–સંતને ૧૧

---

## કડવું ૩૬—અદ્વૈત પદની દૃઢતા.

રાગ ધન્યાશ્રી.

અદ્વૈત પદ તે [1]વાણીમાંહે ન આવેજી, જે આવે તે દ્વૈત કહાવેજી;
એ ગીતા તે દ્વૈત સમાવેજી, [2]વાગજાલ વામે[3] ને ન્યારો લક્ષ આવેજી. ૧

ઉથલો.

[3]વાગજાલ તે વિશ્વમાંહે, એ[4] અણછાજતું જાણો સહુ;
નાના વિધની વાણ ચાલી, મનના મત [5]બહોળા બહુ. ૧
વસ્તુ વિચારે વિશ્વ નહિં, તો આચરણ તેહનાં શાં ખરાં;
એતો વંધ્યાપુત્રે પોતા કેરાં, ચિહ્નલખી સાચાં કર્યાં. ૨
સંસાર સુત વંધ્યા તણો; તમે જાણજો નિર્ધાર;
પોતે [6]કહે પોતે સાંભળે, એ વાણ્યનો વિસ્તાર. ૩

---

૧૦ (ग) તો. ૧૧ (ग) તે સદ્‌ગુરુ મળતે. ૧૨ (ग) જીવ બ્રહ્મમાંહે. ૧૩ (ग) નથી. ૧૪ (ग) કાંઈ. ૧૫ (ग) કૃષ્ણમાં ૧૬ (ग) ગીતાનો ભેદ, ૧૭ (ग) હૃદયમાં રાખે. ૧૮ (ग) સદ્‌ગુરુ.

૧ (ग) વાંણીમાં. ૨ (ग) વાક જાલ ૩ (ग) વાક જાળ ૪ નથી ૫ (ग) બોલ્યા. ૬ (ग) કરે પોતે

વણસેવે જેમ સેવાય બાળક, [13]તેમ કૃપા આવે ગુરૂતણી;
તેમ સુલક્ષણાને મળે શ્રીહરિ [14]જેનું મન રહે [15]ગુરૂના ચરણ ભણી;
કહે અખો સહુકો સાંભળો, એ કહ્યું છે બુદ્ધવંત ને; ૯
જે [16]સુણતાંમાં ઝડપે વચનને, [17]અને તે સેવે હરિ-ગુરૂ-સંતને. ૧૦

---

## કડવું ૩૫—સત્સંગના ફળનું વર્ણન.

### રાગ ધન્યાશ્રી.

સંત સેવે તે સર્વ સુખ પામેજી, મન ન લાગે બીજે ભોમેજી;
જન્મ મરણને સુખદુઃખ વામેજી, જેમ જળ ઢળી આવે નીચે ખામેજી ૧

### ઉથલો.

જેમ નીચી ભોમે જળ ઢળી આવે, તિહાં [1]ખામામાં રહે ભર્યું;
તેમ રામ [2]હૃદયામાં વાસે, જ્યાં ગુરૂ ગોવિન્દે ઘર કર્યું. ૨

જેમ ભક્તને ભગવાન વાહલા, તેમ ભક્ત વાહલા ભગવાનને;
અંતર [3]માંહેનો આશય જાણી, શકે ન મૂકી ધામને. ૩

જેવા ભક્તને ભગવાન દુર્લભ, એવા ભક્ત દુર્લભ રામને[4];
ભક્ત બીજા છે ઘણા ઇચ્છે ધર્મ-અર્થ-મોક્ષ કામ[5]. ૪

સકામે સ્વામીને ભજે, આશ્ચર્ય એહનું નહિં કશું;
[6]પણ નિષ્કામ વાલા નાથને [7]જે હેતે તેહનું મન વસ્યું. ૫

અણલિંગીની ભક્તિ [8]મહા વસમી, કોઈક જાણે તે કરી;
ત્યાં ધ્યેય ધ્યાતાનું કારણ ન રહે [9]તેજ જાણે જેણે આચરી. ૬

---

માંહોમાંહે. ૧૩ (ग) જેમ ૧૪ (ग) તેનું ૧૫ (ग) ગુરૂ ચરણ ૧૬ (ग) સુણતામાં ૧૭ (ग) તે.

૧ (ग) ખામામાં તે. ૨ (ग) હૃદય માંહે વશે, ગુરૂગોવિંદે ત્યાં ઘર. ૩ (ग) માંહેલો. ૪ (ग) રામ. ૫ (ग) કામ. ૬ (ग) નથી. ૭ (ग) હેત તેહનું. ૮ (ग) બ્યાસિમી. ૯ (ग) તે.

ભાઇ સતસંગ પ્રતાપ મોટો, રસના તે બાપડી શું કહે;
જેહને વિતશે તે જાણશે, અખો [10]ત્યાં એટલું કહે; ૭
જેહને કૃપાનિધાન કૃપા કરે, તે સંતને સદ્‌ગુરૂ મળે;
[11]સદ્‌ગુરૂ મળે ત્યારે પાર પામે, [12]જીવ તે બ્રહ્મ માંહે ભળે. ૮
જીવબ્રહ્મ માંહે ભળ્યાનો, અખેગીતામાં ભેદ છે;
એ અનુભવતાં અદ્વૈત થઇએ, [13]એ અવિચલ વાણી વેદ છે. ૯
[14]કાયા કલેશ કીધા વિના, [15]કૃષ્ણમાંહે તે જન ભળે;
એ [16]ગીતાનો તે ભેદ સમઝે, તે નરજીવ તતક્ષણ ટળે. ૧૦
કહે અખો એ ગીતા કેરી, ગમ્ય થાએ જંતને;
તેહને રામ [17]હૃદય માંહે ધરે પ્રતાપ [18]સદ્‌ગુરૂ-સંતને ૧૧

---

## કડવું ૩૬—અદ્વૈત પદની દઢતા.

રાગ ધન્યાશ્રી.

અદ્વૈત પદ તે [1]વાણીમાંહે ન આવેજી, જે આવે તે દ્વૈત કહાવેજી;
એ ગીતા તે દ્વૈત સમાવેજી, [2]વાગજાલ વામે[3] ને ન્યારો લક્ષ આવેજી. ૧

ઉથલો.

[3]વાગજાલ તે વિશ્વમાંહે, એ[4] અણછાજતું જાણો સહુ;
નાના વિધની વાણ ચાલી, મનના મત [5]અહોળા બહુ. ૧
વસ્તુ વિચારે વિશ્વ નહિ, તો આચરણ તેહનાં શાં ખરાં;
એતો વંધ્યાપુત્રે પોતા કેરાં, ચિહ્નલખી સાચાં કર્યાં. ૨
સંસાર સુત વંધ્યા તણો; તમે જાણજો નિર્ધાર;
પોતે [6]કહે પોતે સાંભળે, એ વાણ્યનો વિસ્તાર. ૩

---

૧૦ (ग) તો. ૧૧ (ग) તે સદગુરુ મળતે. ૧૨ (ग) જીવ બ્રહ્મમાંહે. ૧૩ (ग) નથી. ૧૪ (ग) કાંઈ. ૧૫ (ग) કૃષ્ણમાં ૧૬ (ग) ગીતાનો ભેદ, ૧૭ (ग) હૃદયમાં રાખે. ૧૮ (ग) સદ્‌ગુરુ.

૧ (ग) વાંણીમાં. ૨ (ग) વાક જાલ ૩ (ग) વાક જાળ ૪ નથી ૫ (ग) બોલ્યા. ૬ (ग) ?ર પોતે

ધર્મ, અર્થ, કામ, મોક્ષ, લખિયાં. ભૂત, ભવિષ્યને વર્ત્તમાન;
બ્રહ્મચારી, ગૃહસ્થ ને વાનપ્રસ્થ, સંન્યાસી–એ વંધ્યા સુત નિદાન ૪
અંડજ, ઉદ્‌ભિજ, સ્વેદજ, જરાયુજ, ચાર ખાણ ચોરાશી લક્ષ;
સ્વર્ગ મૃત્યુ પાતાળ દીશોદશ, સર્વ વંધ્યાસુતની પક્ષ. ૫
જન્મ મૃત્યુને દેહ કર્મ, ગુણ નથી[7] કાંઈ એ પ્રાય;
મંત્ર યંત્રને યજન યાજન, વંધ્યાસુતની કાય. ૬
દાતા [8]ભોકતા દેશકાળ, કર્મફળ જાણો સર્વે એહ;
થયું નથી,[9] તેનો થાય સ્યાનો, મિથ્યાપુરૂષનો દેહ. ૭
વસ્તુ વિચારે કાંઇ નથી, તે અણછતું [10]થાયે રહે જાય;
શિવ તો તેમને તેમ સદા, જેહને લિંગ નહીં પ્રાય. ૮
જેને ગ્રાહ્ય ગ્રાહક ભાવ નહિં, અન્ય વિના ગ્રહે તે કોણ; ૯
આરોપણ એ વિશ્વ સઘળું, એ તો સ્ફુર્યાં છે ત્રણ ગુણ. ૧૦
કહે અખો એ વસ્તુ વિચારે, ન મળે સ્થળ કાંઇ જંત જે;
જેમ છે તેમ એ શિવ સદા, [11]પણ નિજ સ્ફુરણ મહંત જે. ૧૧

---

## પદ ૯–અદ્વૈત પદનું વર્ણન.

રાગ મારૂ.

એ ચિદ્‌ [1]જયોંકાં ત્યોં સદાઇ, જીહાં આપાપાર ન મિલે અહર્નિશ;
બેહદ હદ ન કહાઈ, એ ચિદ્‌ જયું કાં ત્યું સદાઈ. ૧
દ્વંદ્વાતીત [2]અપરસ નિર્ગુણ, એ સબ [3]કહેલ તાઈ;
આપા પર બિચ નિરંતર, નહિં પંચભૂત ન કાંઇ. ૨
[4]જાત આયાત નહિં તિહાં [5]રહેણી, ગયા શકે નહિં આઇ;
[6]સ્થોભણ થોભ સ્થલ રખિ ન સ્થિરતા નાઇછક [7]નહીં છાઈ. ૩

---

૭ (ગ) કાઇ પ્રાય ૮ (ગ) ભુક્તા. ૯ (ગ) તેનું થાય સ્યાનું ૧૦ (ગ) નથી ૧૧ (ગ) નથી.

૧ (ગ) જ્યુંકા ત્યું ૨ (ગ) અસ્પર્શ ૩ (ગ) કહત, ૪ (ગ) જાત અજાત ૫ (ગ) રહેની ૬ (ગ) થોભ–અથોભ સ્થિર ૭ (ગ)

જ્ઞાતા જ્ઞેય જ્ઞાન બિન જે ઘર, જીહાં પહોંચત નાં હીં ગિરાઈ;
લક્ષાલક્ષ અખા [8]જ્યાંહાં નાંહીં, સદા સદોદિત સાંઇ. ૪

## કડવું ૩૭–વસ્તુનું માહાત્મ્ય.

રાગ ધન્યાશ્રી.

વસ્તુ કેરૂં વકતવ્ય નવ કીધું જાય જી, જેહનો મહિમા મોટો પ્રાયજી;
જેમ અર્ણવનું નીર જીમાયજી, પણ બાંધ્યો સાગર તેમ રહ્યો
જાય જી. ૧

ઉથલો.

સાગર તેમનો તેમ છે, તેમ મહાપદની મોટમ ઘણી;
તીરે કહીં એક લવણ જામ્યું, તો શી [1]ઓછમ સાગર ભણી. ૨
[2]જામતે કાંઇ જાન ન હોયે, નીર નથી ઓછું થતું;
[3]એ સહેજ ઇશ્વરમાં નીપજે, ન જણાય જાતું આવતું. ૩
તેમ જગત જગદીશમાંહે, ઉત્પત્તિ [4]સ્થિતિ દીસે ખરી;
ઓછું અદકું કાંઈ ન થાય, સાગર દૃષ્ટાન્તે કહી. ૪
મહા [5]મોટીમ સ્વામી કેરી, રસનાએ નથી કહીં જવી,
સુર્ત્યે જે સમજી શકે છે, તે [6]વાણી માંહે નથી આવતી. ૫
ભાઇ ! મોટી દિશા જો પ્રગટે તો, કાંઇક મોટીમ લહે;
[8]મોહોટાના અનુભવ પામે, એ [10]બુદ્ધિ કાંઇનું કાંઇ કહે. ૬
જો અનંત કોટિ બ્રહ્માન્ડ છે, તો [11]તેહની મહોરે તિલ નથી;
રસનાએ [12]એક કલા નથી, જાણવામાં [13]ભાર ભાઇ જોછે ઘણો;
બ્રહ્માણ્ડ કેરી ભાવના મૂકી કરે વિચાર જો એ તણો. ૮

---

નાં ૮ જિહાં.

૧ (ગ) ઓછપ ૨ (ગ) જમાતે ૩ (ગ) સેહેજે ઐશ્વર્યમાં ૪ (ગ) લય ૫ (ગ) મોટપ ૬ (ગ) વાણીમાં ૭ (ગ) મોટમ ૮ મોહોટા ૯ (ગ) કોટ ૧૦ (ગ) બુધ. ૧૧ (ગ) તેણી મેલે. ૧૨ (ગ) કહિ આથી ૧૩ (ગ) ભાર ઓછો.

જે પદમાં સ્થિતિ કરીને, પછે [14]જૂઓ બ્રહ્માન્ડને;
તો બ્રહ્માન્ડને ઠામ અણૂ ન દિસે, [15]તો પરમાણે શું પંડને? ૯
જેમ આકાશે [16]કો નર ચઢે, [17]તે અતિશે આઘો જાય;
અવનિના અંકુર નાના, ન દેખે તે પ્રાય. ૧૦
કહે અખો સહુકો સુણો, આકાશ [18]સ્પુર્યો મહંતને;
પિંડ બ્રહ્માણ્ડ સ્વતંતતર થઇને, દેખે તેહના અંતને. ૧૧

---

## કડવું ૩૮—વસ્તુની અદ્વૈતતા.

રાગ ધન્યાશ્રી.

એ અનંતને બોલ્યો[1] ન જાયજી, મહતા નાવે વાણીમાંયજી;
વચન ન લાગે તો કેમ કહેવાયજી, મહાચૈતન્ય ઘન નહિ મન કાયજી. ૧

ઉથલો.

કાયા મન કોણ કહે [2]એહને, કે જીહાં કહણ હાર [3]કહેવો નથી.
અધો ઉર્દ્ધ તે શું શાથકી, જીહાં [4]ગ્રહણ હાર ગ્રહવું નથી. ૨
દૂર નિકટ તે શા થકીશે,[5] જો મધ્યે પદારથ નહિં કશો[6];
સદા નિરંતર છેજ સરખુ[7], વસ્તુ વિચારે એ અશો[8]. ૩
[9]પૂર્ણ બ્રહ્મપૂરી રહ્યો છે, જગત મથી નિર્ધાર[10];
[11]પરઠણ હાર પરઠવું નથી, નહિ વિચાર અવિચાર. ૪
ચક્રાતીત ચકવે થકે, ભાઈ રહે તે અદ્દભુત વસ્ત;
અતુલ આશે અનંત મોટો, જીહાં નહિ ઉદે ને અસ્ત. ૫

---

૧૪ (ગ) જુવે ૧૫ (ગ) તે શું પ્રમાણે પંડને ૧૬ (ગ) કોઇ ૧૭ (ગ) અતિશે તે ૧૮ (ગ) ફુર્યો ૧૯ (ગ) સ્વતંત્ર.

૧ (ગ) બોલ્યા. ૨ (ગ) તેહને. ૩ (ગ) કહેવું. ૪ (ગ) ગ્રહણ હાર. ગ્રહવું. ૫ (ગ) શું. ૬ (ગ) કશું. ૭ (ગ) સરખું. ૮ (ગ) અશું. ૯ (ગ) પૂરણ. ૧૦ (ગ) નિરધાર ૧૧ (ગ) પરઠણ હારે પરઠયું.

ઉદે અસ્ત બ્રહ્માંન્ડ માંહે, દિનકર વડે દિન રાત્ય;
દિન રાત્ય કરી કાલમાપના, મરણ [12]જીવન ભાત્ય. ૬
એ સ્થુલ ભોગ બ્રહ્માંન્ડમાંહેશે[13], ચઉદ લોક કેરી [14]વૃત્ય;
અનિર્વચની તિહાં[15]વચન ન લાગે, ન તિહાં સંસૃત્ય. ૭
સ્વતંતર સ્વામી સદા, તિહાં જેમ છે તેમનું તેમ;
થયુ ગયું કાંઇએ નથી, સહજે ન એ છે આમ. ૮
આપાંપર કોએ નથી, જીવાજીવ વિગ્રહ કશો;
પૂર્વ પશ્ચિમ નથી કહેવા, કાર્ય કારણ [16]નહિ કશો. ૯
જ્ઞાન-જ્ઞેય-જ્ઞાતા વિના, જેમનુ તેમ સદાય;
એ પૂરણની પૂરણતા, વેતા વેદ્ય વિનાય. ૧૦
કહે અખો બ્રહ્મ અનિર્વચની, વચન નહિં અનંતને;
અક્ષરાતીત આનંદ પદની, ગમ્ય છે મહંતને. ૧૧

---

## કડવું ૩૯. સદ્‌ગુરુનું માહાત્મ્ય.

રાગ ધન્યાશ્રી.

સન્ત સયાણા મહાપદ જાણેજી, તે આપ ન દેખે અન્ય શું[1] વખાણેજી;
આપ અણચવ્યું. તે [2]પરમાણેજી, ગુણ-નિર્ગુણને ઉરમાં નાણેજી. ૧

ઉથલો.

ગુણ નિર્ગુણ [3]કાંઈ નથી, એનું સમતત્વ સમજ્યા સહિ;
પ્રાયે નહીં તેહને પરાભવ સ્યાનો, રજ્જુ [4]એ નહીં તો સ્યો અહિ; ૨
એ તો અણછતાને અણછતું, ભાસ્યું [5]હતું ભરમે કરી;
તે યથારથ જેમ તેમ [6] થયું, પ્રાયે જેમ છે તેમ હરિ. ૩

---

૧૨ (ग) જીવન બહુ ભાત્ય. ૧૩ (ग) બ્રહ્માંડ માંહે. ૧૪ (ग) વરત્ય
૧૫ (ग) વાણી ન પ્રહોંચે. ૧૬ (ग) વિણ.

૧ (ग) ન. ૨ (ग) પ્રમાણે. ૩ (ग) કાંઇએ. ૪ (ग) નથી
૫ ग. ભાસ્યુંતું. ૬ (ग) થયો.

જે પદમાં સ્થિતિ કરીને, પછે [14]જૂઓ બ્રહ્માન્ડને;
તો બ્રહ્માન્ડને ઠામ અણૂ ન દિસે, [15]તો પરમાણે શું પંડને. ૯
જેમ આકાશે [16]કો નર ચઢે, [17]તે અતિશે આઘો જાય;
અવનિના અંકુર નાના, ન દેખે તે પ્રાય. ૧૦
કહે અખો સહુકો સુણો, આકાશ [18]સ્ફુર્યો મહંતને;
પિંડ બ્રહ્માણ્ડ સ્વતંતતર થઇને, દેખે તેહના અંતને. ૧૧

---

## કડવું ૩૮—વસ્તુની અદ્વૈતતા.

રાગ ધન્યાશ્રી.

એ અનંતને બોલ્યો[1] ન જાયજી, મહતા નાવે વાણીમાંયજી;
વચન ન લાગે તો કેમ કહેવાયજી, મહાચૈતન્ય ઘન નહિ મન કાયજી. ૧

ઉથલો.

કાયા મન કોણ કહે [2]એહને, કે જીહાં કહણ હાર [3]કહેવો નથી.
અધો ઉર્દ્ધ તે શું શાથકી, જીહાં [4]ગ્રહણ હાર ગ્રહવું નથી. ૨
દૂર નિકટ તે શા થકીશે,[5] જો મધ્યે પદારથ નહિં કશો[6];
સદા નિરંતર છેજ સરખું[7], વસ્તુ વિચારે એ અશો[8]. ૩
[9]પૂર્ણ બ્રહ્મપૂરી રહ્યો છે, જગત મથી નિર્ધાર[10];
[11]પરઠણ હાર પરઠવું નથી, નહિ વિચાર અવિચાર. ૪
ચક્રાતીત ચક્રવે થકે, ભાઈ રહે તે અદ્દભુત વસ્ત;
અતુલ આશે અનંત મોટો, જીહાં નહિ ઉદે ને અસ્ત. ૫

---

૧૪ (ગ) જુવે ૧૫ (ગ) તે શું પ્રમાણે પંડને ૧૬ (ગ) કોઇ ૧૭ (ગ) અતિશે તે ૧૮ (ગ) સ્ફુર્યો ૧૯ (ગ) સ્વતંત્ર.

૧ (ગ) બોલ્યા. ૨ (ગ) તેહને. ૩ (ગ) કહેવું. ૪ (ગ) ગ્રહણ હાર. ગ્રહવું. ૫ (ગ) શું. ૬ (ગ) કશું. ૭ (ગ) સરખું. ૮ (ગ) અશું. ૯ (ગ) પુરાણ. ૧૦ (ગ) નિરધાર ૧૧ (ગ) પરઠણ હારે પરઠયું.

ઉદે અસ્ત બ્રહ્માન્ડ માંહે, દિનકર વડે દિન રાત્ય;
દિન રાત્ય કરી કાલમાપના, મરણ [12]જીવન ભાત્ય. ૬
એ સ્થુલ ભોગ બ્રહ્માંન્ડમાંહેલો[13], ચઉદ લોક કેરી [14]વૃત્ય;
અનિર્વચની તિહાં[15]વચન ન લાગે, ન તિહાં સંસૃત્ય. ૭
સ્વતંતર સ્વામી સદા, તિહાં જેમ છે તેમનું તેમ;
થયુ ગયું કાંઈએ નથી, સહજે ન એ છે આમ. ૮
આપાંપર કોએ નથી, જીવાજીવ વિગ્રહ કશો;
પૂર્વ પશ્ચિમ નથી કહેવા, કાર્ય કારણ [16]નહિ કશો. ૯
જ્ઞાન-જ્ઞેય-જ્ઞાતા વિના, જેમતુ તેમ સદાય;
એ પૂરણની પૂરણતા, વેતા વેદ્ય વિનાય. ૧૦
કહે અખો બ્રહ્મ અનિર્વચની, વચન નહિં અનંતને;
અક્ષરાતીત આનંદ પદની, ગમ્ય છે મહંતને. ૧૧

---

## કડવું ૩૯. સદ્દગુરુનું માહાત્મ્ય.

રાગ ધન્યાશ્રી.

સન્ત સયાણા મહાપદ જાણેજી, તે આપ ન દેખે અન્ય શું[1] વખાણેજી;
આપ અણચવ્યું. તે [2]પરમાણેજી, ગુણ-નિર્ગુણને ઉરમાં નાણેજી. ૧

ઢથલો.

ગુણ નિર્ગુણ [3]કાંઈ નથી, એનું સમતત્વ સમજ્યા સહિ;
પ્રાયે નહીં તેહને પરાભવ સ્યાનો, રજ્જુ [4]એ નહીં તો સ્યો અહિ; ૨
એ તો અણછતાને અણછતું, ભાસ્યું [5]હતું ભરમે કરી;
તે યથારથ જેમ તેમ [6] થયું, પ્રાયે જેમ છે તેમ હરિ. ૩

---

૧૨ (ग) જીવન બહુ ભાત્ય. ૧૩ (ग) બ્રહ્માંડ માંહે. ૧૪ (ग) વૃત્ય
૧૫ (ग) વાણી ન પ્રહોંચે. ૧૬ (ग) વિણ.

૧ (ग) ન. ૨ (ग) પ્રમાણે. ૩ (ग) કાંઇએ. ૪ (ग) નથી
૫ ग. ભાસ્યુંતું. ૬ (ग) થયો.

૭એ તો પરપંચ કેરૂં પેખવું, તે મરીચિ જળવત્ સદા;
તે ઉલેચે ઓછું ન થાય, ૮એમ સમજે શ્રમ ગયો તદા. ૪

સમજે સાધન થાયે ૯સરવે, અને પાર આવે પંથનો;
જેમ ૧૦રંચિક વહ્નિ વન દહે, તે મહા વિચાર મહન્તનો. ૫

એ અંધધંધ ત્યારે ટળે, જ્યારે ગુરુગમ હોયે ખરી;
બ્રહ્મવેત્તા મળે જ્યારે, ત્યારેજ મન બેસે ઠરી. ૬

સદ્‌ગુરુ વિના બહુ૧૧ મરે કાચા, આપ ઉદ્યોત થયા વિના;
સંત-સંગ પ્રતાપ મોટો, ૧૨અવેવ ફરી જાય જંતના. ૭

જેમ શરદકાળે અંબર ઓપે, નીર નિર્મળ હોય ઘણું;
સદ્‌ગુરુ સંત પ્રતાપ પ્રાયે, એહવું કરે મન જંત તણું. ૮

ભવદુઃખ વાયે મહાસુખ પામે, અન્તરથી આળસ ટળે;
જીવ શિવ તે એમ હોય, જેમ ૧૩સિંધુમાં સરિતા ભળે. ૯

નર નારાયણ એક વર્તે, ૧૪વંદનીક તે નર સદા;
દુસ્તર તારક નાવ હરિજન, નિષ્કારણ માંહે મુદા. ૧૦

કહે અખો ૧૫એ સુખે હોય, યોગ ક્ષેમ મહંતને;
દેહધારી સરખા દીસે, પણ રહે પદ અનન્તને. ૧૧

---

## કડવું ૪૦—આ ગીતાનું મૂળ.

રાગ ધન્યાશ્રી.

એ અખેગીતા જે નર ગાયજી, અણઆયાસે તે નર હરિ થાય જી;
સાંભળતાં મહાગોહન પળાયજી, એવો ગ્રંથનો છે મહિમાયજી. ૧

---

૭ (ग) નથી. ૮ (ग) નથી. ૯ (ग) સઘળાં. ૧૦ (ग) રંચક. ૧૧ (ग) મળે. ૧૨ (ग) અવયવ. ૧૩ (ग) સરિતા સાગરમાં. ૧૪ (ग) વંદનીય ૧૫ (ग) નથી.

ઉથલો.

ગ્રંથનો મહિમાય મોટો, સાંભળતાંમાં[1] સદ્ય ફળે;
મનસા વાચા કર્મણાએ, જે સુરત્ય દઇને સાંભળે. ૨
રામ તારક મંત્ર જે, તે અખે ગીતાનો ભાવ;
જન્મ છેહલો હોય જેહને, તેહને મળે પ્રસ્તાવ. ૩
સંસારરૂપી મોહ નિશાને[2], [3]નિવર્તવા કાજ;
દિનમણિ છે અખેગીતા પામે સદા સદોદિત રાજ. ૪
એમાં જ્ઞાન ભક્તિ વૈરાગ્ય છે, માંહે માયા નિરીક્ષણ દષ્ટિ;
જીવન્મુક્ત ને મહામુક્તના, ચેન ને વળી પુષ્ટિ. ૫
પદ દશને ચાલીશ કડવા, છે પરમપદની વાટ;
સંસાર સાગર ઉપરે એ, સંતે[4] બાંધ્યો ઘાટ. ૬
એણે ઘાટે જે આવી ચડશે, તે સુખે પામશે પાર;
ન બુડે તે બરદ[5] બાંધો, કહે અખો નિરધાર. ૭
બારે ઉણાં પાચસે છે, અખે ગીતાનાં ચરણ;
ચરણે ચરણે આત્મવિદ્યા, અશરણ કેરૂ શરણ. ૮
નાથ નિરંજન ગ્રંથ કરતા, અખો તે નિમિત્ત માત્ર;
જેમ વાજું દીસે વાજતું, પણ વજાડે ગુણપાત્ર. ૯
જે પૂરણ બ્રહ્મ પૂરી રહ્યો છે, ઘટઘટ બોલણહાર;
તેણે આપે આપનું વરણન કીધું, સ્વસ્વરૂપ નિરધાર. ૧૦
સંવત સત્તર પચલોતરો, શુકલ પક્ષ ચૈત્ર માસ;
સોમવાર રામનવમી. પૂરણ ગ્રંથ પ્રકાશ. ૧૧
કહે [6]નિરંજન અખે ગીતા, સ્વસ્વરૂપ નિજ સંતને;
અખાને શિર નિમત્ત દેવું, ઇચ્છા હુતી અનન્તને. ૧૨

---

૧ (ગ) તે ૨ (ગ) નિશાન. ૩ (ગ) નિવૃત્તાવા ૪ (ગ) સેતુ ૫ (ગ) બિરદ બાંધી. ૬. (ગ) અખો નિરંજન ગીતા. ૭ (ગ) દેવું.

## પદ ૧૦—પરમાનન્દનું વર્ણન.

### રાગ ધવલ ધન્યાશ્રી.

અભિનવો આનંદ આજ, અગોચર ગોચર હવું[1] એ;
પરપંચપાર મહારાજ, તે પૂરણ બ્રહ્મ સ્તવું હું એ. ૧
હરિહર અજભુવનેશ, તેહ[2] તણો ઈશ અજાપતિ એ;
તે જાણ્યો[3] અંગ ઈશ, જેહને ગાય નિત્ય શ્રુતિ એ. ૨
સ્વૈં ચૈતન્ય[4]ઘન રાય, શૂન્ય માંહે[5] સોહામણો એ;
તે નાવે વાણી માંહે, તે નહિ વિરાટને વામણો એ. ૩
તે જાયે ન આવે કયાંહી, સ્થિર પૂરણ અવિનાશ છે એ;
લિંગ ભંગ તે માંહી[6], જે વડે આકાશ છે એ. ૪
એ જાણે થયો જંજાળ, યથારથ જેમ તેમ થયું એ;
જીહાં કર્મ ન લાગે કાળ, સભર ભરાઇ તે રહ્યું એ. ૫
તિહાં હવું મન લેલિન, જઈ ચૈતન્ય ભર્યું એ;
નહિ કો દાતા દીન, [7]તનમય સહજે સહજ ભર્યું એ. ૬
પ્રગટયાં કોટિ કલ્યાણ, આપાપાર વિનાસ્વે[8] રહ્યું એ;
[9]ત્યાહાં સદા સદોદિત ભાણ, ઉદે અસ્ત આ કારણ ગયું એ. ૭
કહે અખો આનંદ, અનુભવીને લેહેવા તણો એ;
[10]પૂરણ પરમાનંદ નિત્ય સરાઉં અતિ ઘણો એ. ૧૦

इति श्रीमहाविद्यामोक्ष दायिनी अखेगीता संपूर्णा ॥

---

૧ (ग) હવો. ૨. (ग)તે તણો. ૩. (ग) જાણો. ૪. (ग) ચૈતન્ય. ૫. (ग) શૂન્યમાં. ૬. (ग) તેમાં નહિ. ૭. (ग) તન મન સહજે સહજ ઠર્યું એ. ૮. (ग) વિણસ. ૯. (ग) નથી. ૧૦. (ग)એહવો પૂર્ણ.

# અખેગીતાંની સ્ફુટાર્થા ટિપ્પણી.

---

કડવું ૧. "અખેગીતા"–અખાએ પોતાનાં કેટલાક ગ્રંથોનાં નામ
પંક્તિ ૧. સંસ્કૃત ભાષાના શ્રવણ કરેલા ગ્રંથોના અનુકરણરૂપે આપ્યાં છે. વેદાન્તશાસ્ત્રના સ્મૃતિપ્રસ્થાનરૂપ "ભગવદ્‌ગીતા" નામનો પ્રસિદ્ધ ગ્રંથ અને તેના નામ ઉપરથી અનુગીતા, શિવગીતા, રામગીતા, દત્તગીતા, શક્તિગીતા એવા અનેક ગ્રંથો સંસ્કૃત વાઙ્મયમાં થયા છે. તેવી રીતે અખાએ આ સિદ્ધાન્તને જણાવનાર પોતાના ગ્રંથને "અખેગીતા" એવું નામ આપ્યું છે. આ ગ્રંથની લેખી પ્રતો **अ** અને આના આરંભમાં:–"**अथ अखेगीता महामोक्षदायिनी ब्रह्मविद्या लिख्यते । ॐ तत्सदिति निर्देशो इति मन्त्रः ॥**" હવે આ મહામોક્ષને આપનારી 'અખેગીતા' જે બ્રહ્મવિદ્યાનો ગ્રંથ છે તે લખાય છે. એ 'અખેગીતા' નો ૐતત્સત્–એ પરમાત્મા સદ્રૂપ છે–એ એનો મંત્ર છે." એ પ્રકારે ભગવદ્‌ગીતાની છાયાનું અનુકરણ થયું છે,

અખાનો "અનુભવબિંદુ", પણ ઉપનિષદોના તેજોબિન્દુ, નાદબિંદુ, ધ્યાનબિંદુ, અમૃતબિન્દુ–વગેરે સંજ્ઞાઓનું અનુકરણ કરે છે. "દશશ્લોકી" નામના શંકરાચાર્યના સ્તોત્ર ઉપર મધુસૂદન સરસ્વતી (ઈ.સ. ૧૬૦૦) ની ટીકાનું નામ સિદ્ધાન્તબિન્દુ છે.

**ધન્યાશ્રી.**

પંક્તિ ૪. "ત્રિગુણપતિરાય"–પ્રકૃતિ સત્ત્વ, રજસ્ અને તમસ્‌ના અધ્યક્ષ. પ્રકૃતિના પ્રભુ; પ્રકૃતિના નિયામક.

પંક્તિ ૯ "ચિદ્‌શક્તિ બ્રહ્માનંદ" ની–અખો આ સ્થાને શ્લેષ અલંકાર-વડે પોતાના ગુરુનો ઉલ્લેખ કરે છે; અને તે સાથે બ્રહ્મના

આનંદ સ્વભાવને મંગળાચરણમાં આગળ ધરે છે. વલ્લભ સંપ્રદાયના શુદ્ધાદ્વૈત મતના ગોકુળનાથજી આચાર્યને ગુરૂ કર્યા પછી અખો તે સંપ્રદાયના કેટલાક આચારોથી અને સોગલાલસાથી કંટાળી ગયો છે, અને છેવટે તેને શાંકર મતના બ્રહ્માનંદ ઉપર શ્રદ્ધા બેઠી જણાય છે. આ બ્રહ્માનંદ ગુરૂ અને બ્રહ્માનંદ રૂપ તત્ત્વ—એ બેનો અભેદારોપ અખો કરે છે. અખો વૈષ્ણવગુરુઓથી કંટાળ્યો છે તે નીચેની પંક્તિઓથી સમજાશેઃ—

(૧) "કહે અખો હું ઘણું રટયો, હરિને કોને મન આવટયો;
ઘણાં કૃત્ય કર્યાં મેં બાહ્ય, તોએ ન ભાગી મનની દાઝ;
દર્શનવેશ જોઇ રહ્યો, પછે ગુરુ કરવા ગોકુળ ગયો,
ગુરુ કર્યા મેં ગોકુળનાથ, ગુરુએ મુજને ઘાલી નાથ;

---

મનન મનાવી સદ્‌ગુરુ થયો, પણ વિચાર નગરાનો રહ્યો,
વિચાર કરે પામ્યો શું અખા, જન્મ જન્મના કયાં છે સખા;
બહુ કાળ હું રોતો રહ્યો, આવી અચાનક હરિ પ્રકટ થયો,
ત્રણ મહાપુરુષને ચોથો આપ, જેનો ન થાયે વેદે ઉથાપ;
અખે ઉર અંતર,લીધો જાણ ત્યાર પછી ઉઘડી મુજ વાણ;
પરાત્પર ગુરુ પરગટ થયા, ગુણ દોષો તે દિનના ગયા.

( પ્રપંચ અંગ—છપ્પા )

(૨) માયા કે રંગ દેખી જવું મનોહર, માન તરે જગદીશ ગુસાંઇ
ધનતન હય હસ્તી શિષ્ય સેવક, જાન સબે ગેબ જેસે ધનસાંઈ;
પંચભૂતસે ઠાઠ ઠયો ચૌદ લોકમેં, કીટ પતંગ સ્વામી સેવક તાઇ.

× × × ×

પંચભૂતકો પરમેશ્વર માનત, આઈ લગી કોઈ ગેબ વિલાસી,
પંચાતીત અલક્ષ સોનારા, જાનત કે કોઇ પંથ નિરાશી.

× × × ×

અજ્ઞાનકું જ્ઞાન માંને મૂરખ, જ્ઞાન પર્યો કહીં પુરી દરાજે
સીખી સુનીગલ મારે ગુસાંઇ, જવું જોગ પવન કુંભ ખાલસો ગાજે,
જીવ જંજાલ બલાભરી ભીતર, ઉપર આછીસી બાત બીરાજે,
**સોમતકું મત માનો** સોનારા, કહા કુલટા ટલે જો નવ
સત્ય સાજે.

ઉપરનાં અવતરણોમાં ગોકુળનાથ, ગુસાંઇ—એ શબ્દો સ્પષ્ટ વૈષ્ણવ મતના ગાદીપતિને લગતા છે. આ ગોકુળનાથ શ્રીમદ્‌વલ્લભાચાર્ય ( ઇ. સ. ૧૪૭૯–૧૫૨૧ ) ના બીજા પુત્ર વિઠ્ઠલનાથજીના ચોથા પુત્ર હોવા સંભવે છે. વિઠ્ઠલનાથજીને અકબર બાદશાહે ગોકુળ અને જતીપુરા ગામ ધર્માદા સનંદથી આપ્યા હતાં, અને **ગોસ્વામી** સંજ્ઞા તેમને મોગલાઈમાં મળી હતી. વિઠ્ઠલનાથજીનો દેહ સને ૧૫૮૬ માં પડયો હતો. ગોકુળનાથજીનો સમય અખાના સમય સાથે મળતો આવે છે. અખેગીતા સંવત ૧૭૦૫ માં પૂરી થઈ (જુઓ કડવું ૪૦) એટલે ઇ. સ. ૧૬૪૯ માં તે ગ્રંથ પૂરો થયો હતો; અને તે ગ્રંથ બ્રહ્માનંદ ગુરુના ઉપદેશથી રચાયો છે, એટલે ગોકુળનાથજીનો બ્રહ્મસંબંધ નિદાન વીસ ત્રીસ વર્ષ પહેલાંનો હોય તો ઇ. સ. ૧૬૧૯ના અરસામાં કાંકરોલી અને જયપુર તરફ તેને શ્રી ગોકુળ-નાથજીનો સંબંધ થાય તેમાં નવાઇ નથી.

બ્રહ્માનંદ નામના ઉત્તરાવસ્થાના ગુરુનો ઉલ્લેખ પદ નં. ૧૨૨માં પદ નં. ૧૨૬, પદ નં. ૧૩૯ વગેરે સ્થળે અખો કરે છે. બ્રહ્માનંદ સ્વામી સંબંધી વિશેષ હકીકત નીચે પ્રમાણે મળે છે:—

આ સ્વામી કાશીક્ષેત્રમાં એક નાની પર્ણકૂટીમાં રહેતા હતા. અખાને તે ગુરુના સાચા જ્ઞાન ગૌરવની ખાત્રી થયા પછી ત્રણ વર્ષ સુધી તેણે યોગવાસિષ્ઠ, પંચદશી, અધ્યાત્મ-

રામાયણ, ભગવદ્દગીતા વિગેરે વેદાન્તના શિષ્ટ ગ્રંથોનું શ્રવણ કર્યું. ત્યાર પછી ગુજરાતમાં પાછો ફર્યો.

સ્વામી બ્રહ્માનંદને ચાર શિષ્યો ગુજરાત દેશના હતાઃ—(૧)બૂટાજી, (૨) ગોપાળ, (૩) અખાજી, (૪) નરહરિદાસ. સંતોમાં એવી સાખી ચાલે છે કેઃ—

**અખાએ** કર્યો ડખો, ગોપાળે કરી ઘેંસ;
બૂટે કર્યો ફૂટો, નરહર કહે શીરાવા બેશ.

અખાજીની શિષ્યપ્રણાલિકા નીચે પ્રમાણે ચાલેલી જણાય છેઃ-



કડવું ૧ નિજાનંદ—ગુરુના શરીરમાં રહેલો બ્રહ્મતત્ત્વનો આનંદ, તે
કડી ૨ "બ્રહ્માનંદ". પોતાના પિંડમાં રહેલો આનંદ તે 'નિજાનંદ'

"ગુરુ ગોવિંદ ગોવિંદ ગુરુ, નામ યુગલ રૂપ એક"—
આ ગુરુ-ઇશ્વરના અભેદનું સૂત્ર વારંવાર અખો પોતાની વાણીમાં જણાવે છે. જુઓ:—

"ગુરુગોવિંદ શાસ્ત્ર સંતે કહી બુદ્ધિ પ્રમાણે મેં લહીં.
(ગુ. શિ. સંવાદ ૧૫)

"ગુરુગોવિંદ જેને ત્યાં હશે અખા આપોપું દેખાડશે."
(છપ્પા વેષ વિચાર અંગ કડી. ૪૪૫ )

શિષ્ય:—"વાત ચર્ચાને મુજને કરે જે ગુરુ ગોવિંદ એકકે બે?"

* * * * * *

ગુરુ:—"ગુરુ વિષે જે ન દેખે કાય,તેણે પ્રીછચો ગુરુ મહિમાય."
( ચિત્ત વિચાર સંવાદ ૩૫૧–૩૫૪)

કડવું ૧ "પરાત્પર પરબ્રહ્મ"
કડી ૪ વિકારી તત્ત્વ તે "ક્ષર" અને તેનું નામ"અપર". તેનું બીજું નામ "કાર્ય બ્રહ્મ." તેના કારણ ભૂતતત્ત્વનું નામ"અક્ષર". તેને " અવ્યાકૃત " ( એટલે જેના નામરૂપ ભેદો સ્પષ્ટ થયા નથી તેવું) કહે છે. આ અક્ષર અવ્યાકૃત–બ્રહ્મ તે 'પર', તેનાથી પર એટલે ચઢીઆતો પુરુષ–તે પુરુષોત્તમ–પરમેશ્વર. તેનાથી મન વાણીને અગોચર તે "પરબ્રહ્મ". આ પ્રમાણે અપર(૧), પર(૨), પરાત્પર(૩), પરબ્રહ્મ(૪)—એવી ચાર બ્રહ્મ-વસ્તુની ભૂમિકા થાય છે. તેવી રીતે બ્રહ્મવસ્તુનો બોધ કરનાર ગુરુની પરંપરા–ગુરુ(૧), પરમગુરુ(૨), પરાત્પરગુરુ(૩), અને પરમેષ્ઠીગુરુ(૪), થાય છે. આવા ચોથા પદના તત્ત્વને જે લક્ષણા વડે બોધ કરાવે તે સત્ય ગુરુ. પ્રત્યક્ષ ગુરુની પરંપરામાં ત્રણ ગુરુઓ.

તે ત્રણ "મહાપુરુષ" જેનો ઉલ્લેખ "પ્રપંચ અંગ"માં આવે છે; અને તેનાથી પણ પર એટલે ચોથો મહાપુરુષ એટલે પોતે "અંતર્યામી આત્મદેવ" તે ખરા ગુરુ ગોવિંદ"

જુઓઃ—(१) अक्षरात्परतः परः...पुरुषः ।

(मुंडक २-१-२)

દિવ્ય પુરુષ અક્ષરનામના પરતત્ત્વથી પણ પર છે.

(२) द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥
उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।
यो लोकत्रयमाविश्य बिभर्त्यव्ययईश्वरः ॥
यस्मात्क्षरमतीतोहमक्षरादपिचोत्तमः ॥
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥

भ. गी. १६ श्लो. १ लो १७-१८.

આ લોકમાં બે પુરુષો છે. એક વિનાશી પુરુષ તે ક્ષર, અને બીજો કારણ પુરુષ તે અક્ષર. ક્ષર એટલે સર્વ વિકારી ભૂતો, અને જે સંસારના બીજરૂપે કાયમ રહે (જેમ હથોડી ઉપર અનેક ઘાટ ઘડાય અને હથોડી સોનીની જેવી ને તેવી રહેઃ—कूटस्थ) તે અક્ષર. આ બેથી જુદો ઉત્તમ પુરુષ છે, જેને પરમાત્મા કહે છે. તે ત્રણ લોકમાં પેસી અવિનાશી પરમેશ્વરભાવે જગતનું રક્ષણ કરે છે. હું ક્ષરથી પણ પર છું, અક્ષરથી પણ પર છું તેથી લોકમાં અને વેદમાં મને ( પરમેશ્વરને.) "પુરુષોત્તમ" નામ આપે છે.

ગુરુસ્થાને ક્ષર અથવા કાર્યબ્રહ્મ; પરમ ગુરુ સ્થાને અક્ષર અથવા કારણ બ્રહ્મ; પરાત્પર ગુરુસ્થાને પુરષોત્તમ

અથવા પરમેશ્વરઃ અને પરમેષ્ઠી ગુરુસ્થાને "પરબ્રહ્મ" આ ભાવ વડે "હરિગુરુ-સંત" ની એકતા અખો પ્રબોધે છે. દરેક કડવાના અંતમાં-"તો સેવો હરિ-ગુરુ સંતને" એવું ધ્રુવપદ આવે છે. તેમાં હરિ-ગુરુ સંતનો અદ્વૈત ભાવ અખો ભાર દઈ જણાવે છે.

કડવું ૧ કડી ૭ "રવિ ધામ" સૂર્યનું પ્રત્યક્ષ બિંબ. જેમ સૂર્યના ભીતરના "હિરણ્યમય પુરુષને"-સૂર્યમંડળના સાચા તેજને-ધરને-સ્ફુરાવે છે, તેમ ગુરુ, રામને-પરમેશ્વરને જણાવે છે આ "રવિધામ"ને ગાયત્રી મન્ત્રમાં **ભર્ગ** સંજ્ઞા આપવામાં આવેછે.

કડવું ૨ કડી ૭ (ધન્યાશ્રી) "ષટ્દર્શન"-(૧) ન્યાય, (૨) વૈશેષિક, (૩) સાંખ્ય, (૪) યોગ (૫) પૂર્વ મીમાંસા, (૬) ઉત્તર મીમાંસા. "અખો" જે રૂપમાં આ ષટ્દર્શનનો સાર સમજ્યો છે તે તેણે ચિત્તવિચારસંવાદમાં ૬૩-૮૨ કડીઓમાં આપ્યો છે. તે જોવાથી છ દર્શનના વિચારભેદ અખાના અભિપ્રાય પ્રમાણે સમજાશે. વળી જુઓ અખે ગીતાનું કડવું ૩૦.

કડી ૭ "અખો" પોતાને "કવિ"ની ગણનામાંથી બાતલ કરે છે, અને તેથી એના કાવ્યમાં પિંગલશાસ્ત્ર તથા અલંકાર-શાસ્ત્રના જે જે દોષો આવે છે તેનો પરિહાર કરે છે. જુઓઃ—

" કવિતા ઘણા કવી ગયા, અદ્યાપિ કવે પ્રત્યક્ષ રહ્યા,
વળી આગળ કવશે બહુ કવિ, મનની વૃત્ય જોજો અનુભવી.
અખા મનાતીત તેમનું તેમ, મનની વૃત્યમાં મનની ગમ્ય,
**જ્ઞાનીની કવિતા ન ગણીશ,**કિરણ સૂર્યનાં કેમ ન રણીશ."
( કવિ અંગ-છપ્પા )

"ભાષાને વળગે શું ભૂર, જે રણમાં જીતે તે શૂર,
સંસ્કૃત બોલે તે શું થયું, કાંઈ પ્રાકૃતમાંથી નાસી ગયું."
( ભાષા અંગ-છપ્પા. )

કડવું ૩ આ કડવામાં આઠ ગુરુશિષ્ય સંવાદની આખ્યાયિકાઓનું વર્ણન છે. (૧) નારાયણે બ્રહ્માને આપેલો. જુઓ ચતુઃશ્લોકી ભાગવત (ભા. બીજો સ્કંધ, નવમો અધ્યાય). (૨) દત્તાત્રેયે સ્કંદ ને ગુરુગીતામાં આપેલો. (૩) વસિષ્ઠે રામને આપેલો. (યોગ વાસિષ્ઠ રામાયણ). (૪) શ્રી કૃષ્ણે અર્જુનને આપેલો, ભગવદ્‌ગીતા. (૫) જનકે શુકદેવજીને આપેલો. (૬) ભીષ્મે પાંડવોને આપેલો (મહાભારત). (૭) નારદે વેદવ્યાસને આપેલો, (ભાગવત પ્રથમ સ્કંધ અધ્યાય ૪-૬) અને (૮) શિવે પાર્વતીને આપેલો ઉપદેશ. આ સર્વ આખ્યાયિકાઓમાં અધ્યાત્મ ઉપદેશના પ્રસંગો છે.

કડવું ૪ અસંભાવના-વિપરીત ભાવના.

કડી ૭ અસંભાવના વેદાન્તશાસ્ત્રમાં બે પ્રકારની વર્ણવી છે. વેદાન્ત વાકયો એટલે ઉપનિષદ્ જે પ્રમાણવાકયો છે, તે જીવબ્રહ્મના અભેદને જણાવે છે, કે બીજા કોઇ તાત્પર્યને-સેવ્ય સેવક ભાવને અથવા ઉપાસનાને-જણાવે છે-એવો સંદેહ તે પ્રમાણને લગતી અસંભાવના તે ઉપનિષદોને બરાબર અવલોકવાથી એટલે શ્રવણ કરવાથી દૂર થાય છે. પ્રમેય એટલે જાણવા યોગ્ય જીવબ્રહ્મનો અભેદ, જે ચાર વેદનાં ચાર મહાવાકયો (૧) પરમેશ્વર જ્ઞાનમય છે (**प्रज्ञानंब्रह्म**), (૨) હું બ્રહ્મ છું (**अहंब्रह्मास्मि**). (૩) તું તે છું (**तत्त्वमसि**), અને (૪) "આ દેહમાં રહેલો આત્મા બ્રહ્મ છે (**अयमात्माब्रह्म**) જણાવે છે તેનો એટલે પ્રમેયનો સંદેહ ઉપરના સિદ્ધાન્તના ઉપર મનન કરવાથી દૂર થાય છે.આ બંને અસંભાવના "હું સંસારી બ્રહ્મરૂપ શી રીતે હોઉં?" એવી અવળી ભાવનાને નિદિધ્યાસન અથવા શુદ્ધ ધ્યાનયોગ દૂર કરે છે.

કડવું ૪ કડી ૫ "પંચપર્વા"-પાંચ પેરવાળી, પાંચ ભાગવાળી, જેમ આંગળીના વેઢા હોય, જેમ શેરડીનો પેર હોય, તેમ મૂલ માયા-અવિદ્યાના પાંચ વિભાગ હોય છે. પહેલા મૂલને અવિદ્યા કહે છે. તેમાંથી "હું કોઇ જૂદો પદાર્થ છું"-એવી ભાવના સ્ફુરે છે, તેનું નામ અહંકાર અથવા અસ્મિતા; ત્યાર પછી હું જુદો અભિમાની છું તેને અનુકૂલ તે પ્રતિ **રાગ** અને જે પ્રતિકૂલ તે પ્રતિ **દ્વેષ** એવાં બે પર્વો ત્રીજાં-ચોથાં ઉગે છે. છેવટે હું જે સ્વતંત્ર અભિમાની છું તે અજરામર રહું અને મારો નાશ ન થાય એવી ભાવના અથવા મરણભય પ્રકટે છે તેને અભિનિવેશ નામનું પર્વ કહે છે. આ પ્રમાણે મૂલ અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ, અને અભિનિવેશ વાળી "પંચપર્વા" અવિદ્યા કહેવાય છે. સાંખ્યયોગની આ સંજ્ઞા છે, અને તેને શ્વેતાશ્વતર ઉપનિષદમાં ( श्वे. श्व. अ. १-५ ) સ્વીકારી છે, તેથી વેદાન્તીઓ તેને સ્વીકારે છે.

કડવું ૬ કડી ૧ ધન્યાશ્રી "પુરંજન"-દેહરૂપી પુરીમાં જન્મેલો જીવ, શારીરાત્મા, તેના રૂપકના આખ્યાન સારૂ જુઓ ભાગવત ચતુર્થસ્કંધ ૨૫-૨૯ અધ્યાય.

કડી ૪ ઇન્દ્રજાળ=જાદુગર, જેમ જાદુગર એક ગોળી હાથમાં લઈ બે, ત્રણ, ચાર, એમ વધારો કરી દેખાડે છે, અને પછી ઓછી કરતો દેખાડે તેમ મન નવા નવા સંકલ્પ વિકલ્પની ગોળીઓ દેખાડે છે.

કડી ૪ ~~૪~~ કૂપચક્ર—કુવાનો રેંટ જેમ પાણીની માટલીઓને ચઢ ઉતર કરાવી ઉંચે લઇ જાય છે, તેમ માયા જીવને સ્વર્ગના ભોગની નિસરણીઓ ચઢાવી સુખભોગની તૃષ્ણા તથા પાતાલની ખાઇની બ્હીક દેખાડે છે.

કડી ૭ ચૌદ વિદ્યા—પુરાણ,[1] ન્યાય,[2] મીમાંસા,[3] ધર્મશાસ્ત્ર,[4] વેદનાં છ અંગો[5-10] (શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, જ્યોતિષ્ છંદ); અને ઋગ્વેદ,[11] યજુર્વેદ,[12] સામવેદ,[13] અને આથર્વવેદ[14] મળી વિદ્યાનાં સ્થાન ચૌદ ગણાય છે.

કડવું ૭ ચૌદલોક—ભૂ,[1] ભુવર,[2] સ્વર્,[3] મહર્,[4] જન,[5] તપ,[6]
કડી ૧ અને સત્ય[7] આ સાત ઉંચા લોક; અને અતલ,[1] વિતલ,[2] સુતલ,[3] રસાતલ,[4] તલાતલ,[5] મહાતલ[6] પાતાલ[7] મળી સાત નીચા લોક મળી એકંદર ચૌદ લોક ગણાય છે.

કડી ૨ ૐકારના ઉદ્‌ભવ સંબંધમાં પંચીકરણની નીચેની ચોપાઇ ધ્યાનમાં રાખવા જેવી છે:

"વસ્તુ વિષે સ્વભાવે શૂન્ય, તેમાં પ્રણવની ઉઠે ધૂન્ય;
તે ઓંકાર તણો ત્રિવર્ગ, તત્ત્વ બધાં તેનાં ઉપસર્ગ."

સચેતન પ્રાણીઓના નૈસર્ગિક શ્વાસપ્રવાસની ક્રિયાથી પ્રકટ થતા ધ્વનિને **सकार** અને **हकार** યોગવાળો **सोऽहम्** શબ્દ કહે છે. આ શબ્દ કેવલ પદરૂપ નથી, પણ વાક્ય રૂપ છે; અને તેનો સંસ્કૃત ભાષામાં "તે (ચૈતન્ય પરમેશ્વર) હું છું."—એવો અર્થ થાય છે. આ નૈસર્ગિક મહાવાક્ય પ્રાણીઓના અખંડ જપનો વિષય બને છે, પરંતુ તેના ભાવાર્થ ઉપર લક્ષ્ય જતું નથી. આ શબ્દને **अजपा** પણ કહે છે. આ ધ્વનિમાં જે વ્યંજનવાળો ભાગ છે તે બાદ કરતાં જે બાકીનો એટલે કેવલ ધ્વનિ રહે છે તે ઓંકારનું રૂપ પકડે છે, અને તેને ઉપનિષદમાં અને હિંદુ ધર્મના સર્વ ગ્રન્થોમાં પ્રણવ કહે છે. આ શબ્દની વાચક-શક્તિ બરાબર ઉકેલવામાં આવે તો સગુણ બ્રહ્મ અને નિર્ગુણ બ્રહ્મના સ્વરૂપને સમજાવે છે, અને તે પરમેશ્વરના નવા નવા વૈભવોને દર્શાવે છે, તેથી તે પ્રણવ ( **प्रकर्षेण नवः** ) કહેવાય છે. આ પ્રણવનું બીજું નામ શબ્દબ્રહ્મ અથવા અપરબ્રહ્મ છે. તેને વેદાદિ કહે છે; કારણ કે ઋગ્વેદનો આરંભ તેના આદ્ય વર્ણથી થાય છે. તેને વેદસાર પણ કહે છે; કારણ કે સમગ્રવેદનું પરમ તાત્પર્ય, જીવ બ્રહ્મની એકતા, તે તેના સાધન વડે સમજાય છે. આ પ્રણવ પરમે-શ્વરનો વાચક શબ્દ છે; અને પરમેશ્વર અથવા પરમ બ્રહ્મ તેનો વાચ્યાર્થ છે. આ પ્રણવને આદ્યબીજ અક્ષર કહે છે. આ બીજની નીચે પ્રમાણે ત્રણ માત્રાઓ, પાંચ માત્રાઓ, સાત માત્રાઓ થાય છે:—

| | માત્રાનો આંક | માત્રાનું રૂપ | શક્તિ | લખાતા ૐકારના ખંડ | વાચ્યલોક | વાચ્યદેવતા | તત્ત્વવિભાગ |
|---|---|---|---|---|---|---|---|
| વ્યક્ત પ્રણવ અથવા નાદાંત પ્રણવ | ૧ | अकार | રજઃપ્રધાન સર્જનશક્તિ | (તાર) | ભૂલોક | બ્રહ્મા | પ્રકૃતિ શક્તિવાળા દેવો ચોવીસ પરિણામોને પ્રકટ કરે છે. પ્રકૃતિ શક્તિ સાથે પચીસ તત્ત્વો |
| | ૨ | उकार | સત્વપ્રધાન પાલકશક્તિ | (દંડ) | ભુવર્લોક | વિષ્ણુ | |
| | ૩ | मकार | તમઃપ્રધાન સંહારશક્તિ | (કુંડલ) | સ્વર્લોક | રુદ્ર | |
| સમસ્ત પ્રણવ અથવા બિંદ્વન્તપ્રણવ | ૪ | નાદ અથવા અર્ધમાત્રા | | (અર્ધચંદ્ર) | મહર્લોક | શક્તિ (માયા) | માયા શબ્દાતીત પરમેશ્વર |
| | ૫ | બિંદુ | (અપર બિંદુ) | (ચંદ્ર) | જનલોક | ઇશાન અથવા ઇશ્વર | |
| | ૬ | શક્તિ | (ચિન્મયી) | (લખેલું નહિ પણ અનુરણનરૂપ ઉચ્ચાર કરનારને સમજાય છે.) | તપોલોક | સદાશિવ | |
| | ૭ | શાંત | (પરબિંદુ) | (પ્રણવનું અનુરણન મૂર્ધામાં અથવા સહસ્રારમાં શમી જાય તે સ્થિતિ.) | સત્યલોક ચિન્મયી | શુદ્ધશિવ, | શક્તિવાળો છવીસમો પરમાત્મા. |

નસર્ગિક પ્રણુવબીજની લીપીમાં ઓળખી શકાય તેવી કળાઓ—તાર, દંડ, કુંડલ, અર્ધચંદ્ર, અને બિંદુ એવી હોય છે. તે અનુક્રમે अकार, उकार, मकार, અર્ધમાત્રા અથવા નાદ અને બિંદુ (અપર) એવા પાંચ ઉચ્ચારમાં અનુ-ભવાતા ધ્વનિની સૂચક હોય છે. તેમાં પ્રથમની ત્રણ કલાઓ અથવા માત્રાઓ બ્રહ્મચૈતન્ય અથવા આપણે જેને મેળવવા ઇચ્છીએ છીએ તેવા અર્થતત્વની ગુણમયી કલાઓ છે, અને તે પ્રકૃતિશક્તિ, અને તેના "ગુણ જન્મી"ઓ બ્રહ્મા, વિષ્ણુ, અને રુદ્રની હોય છે. તે પ્રકૃતિશક્તિનાં ત્રણ પત્નીભાવવાળાં રૂપોને સરસ્વતી, લક્ષ્મી અને કાલી એવી સંજ્ઞાઓ આપવામાં આવે છે. આ ત્રણ ગુણ મૂર્તિવાળા દેવો અને તેની પત્નીઓને "ગુણજન્મી" અને યોષિતા નામથી વર્ણવે છે.

પ્રકૃતિશક્તિ જે ત્રણ પત્નીના રૂપમાં પલટાય છે તે ખરી રીતે માયાશક્તિ, જેને અખો 'શૂન્યસ્વામિની' કહે છે, તેમાંથી ઉદય પામે છે. આ માયાશકિત પ્રણવની અર્ધમાત્રા રૂપ છે, અને તે પ્રણવ પહેલાંની છે તેથી 'ત્રિગુણ પહેલી શૂન્ય સ્વામિની" છે. શૂન્ય એટલે પ્રણવનું અપર બિંદુ જે • એ રૂપે જણાવવામાં આવે છે. ँ આ ચિહ્ન "ત્રિગુણ પહેલી 'શૂન્ય સ્વામિની'નું છે, અને તે માયાશકિત એક રીતે ગુણજન્મીઓ—બ્રહ્મા વિષ્ણુ-રુદ્રની માતા છે, એટલે જનની છે. પરંતુ આવરણના પ્રભાવ વડે તે શકિત 'યોષિતા' એટલે સરસ્વતી, લક્ષ્મી, અને કાલીના રૂપમાં પલટાય છે, અને સર્જન પાલન અને સંહાર કરવામાં તે તે ગુણમય દેવોને મદદ કરે છે. તેથી સહધર્મ કરનારી પત્ની ગણાય છે. પરંતુ માયાશક્તિથી પર રહેલી બ્રહ્મચૈતન્યની સ્વભાવ-શક્તિ તે ચિદ્દશક્તિ છે, અને તે "ચિદ્દશક્તિ ચતુરા

ચરાચર ગુણ સાથે ભંજેવળી." આ ચિદ્દશક્તિ તે પ્રણવના છઠ્ઠા આંકવાળી શક્તિ છે. આ પ્રમાણે બ્રહ્મ ચૈતન્યની (૧) સ્વભાવ સામર્થ્યવાળી ચિદ્દશક્તિ અથવા સ્ફુરણશક્તિ છે, જે પરબિંદુની પત્ની છે. તેને આગમમાં "પરબ્રહ્મ મહિષી" કહે છે. (૨) તે ચિદ્દશક્તિ પરબિંદુમાંથી ઉદય પામી બહિર્મુખ વેગવાળી થાય છે, અને તે એક કેન્દ્રમાં જામે છે. આ જામેલા કેન્દ્રને અપરબિંદુ કહે છે, અને તેની શક્તિને "માયા શક્તિ" અથવા "શૂન્યસ્વામિની" અખો કરે છે. આ માયાશક્તિ અથવા તેમાં શું શું સામર્થ્ય ગુપ્ત છે તે નહિ જણાતાં હોવાથી "શૂન્ય" સંજ્ઞાવાળા પુરુષની (અવ્યાકૃત એટલે ભેદભાવ-વિનાની) સ્વામિની એટલે પત્ની છે. (૩) ત્યાર પછી એટલે અપરબિંદુ અને અર્ધમાત્રાના યોગ પછી, શૂન્ય અને તેની સ્વામિનીના સંબંધ પછી, અપરબિંદુનું કેન્દ્ર ત્રૂટે છે, અને તેમાંથી સત્વ, રજસ્ અને તમસ્ એવાં નાનાં ગુણબીજકો પ્રકટ થાય છે. તેમાંથી પ્રથમ ગુણમયી શક્તિઓ વ્યક્ત થઈ ગુણજન્મી પુરુષોની યોષિતા થનારી શક્તિને પ્રકૃતિશક્તિ કરે છે, કારણ કે જે પ્રથમ ભેદનું ભાન કરાવતી ન હતી તે હવે અનેક પ્રકારની ક્રિયાશક્તિને પ્રકટ કરે છે. **प्रकृष्टा कृतिर्यस्याः सा प्रकृतिः**–જેની ક્રિયાશક્તિ અદ્દભુત છે તે પ્રકૃતિ. આ ત્રીજી શક્તિનાં ત્રણ ગુણમય રૂપોમાંથી ૫ પંચભૂતો; ૫ શબ્દાદિ તત્ત્વો; ૫ જ્ઞાનેન્દ્રિયો, ૫ કર્મેન્દ્રિયો,–તે તે અધ્યક્ષ દેવતા સાથે; ૪ અન્તઃકરણ (મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર)–મળી એકંદર ચોવીસ પરિણામોમાંથી પંચભૂતો, પંચતન્માત્રાઓ એ દસ તમો-ભાગનાં કાર્યો છે; દશેન્દ્રિયો અને તેના દેવતા તે રજો ભાગનાં કાર્યો છે; અને ચાર અન્તઃકરણ સત્વ ભાગનાં કાર્યો છે.

આ ચોવીસ વૈભવવાળી અથવા ચોવીસ સૃષ્ટિનાં કારણોવાળી પ્રકૃતિશક્તિ ત્રણ ગુણ મૂર્તિઓ–બ્રહ્મા, વિષ્ણુ અને રુદ્રના જનક ( ત્ર્યબંક ત્રણના અંબક–પિતા–તે ) "માયા શક્તિથી શબલિત" પરમેશ્વરના વિલાસો છે. તેમાં ચોવીસ પરિણામો, પચીસમી ગુણમયી પ્રકૃતિશક્તિ, માયાથી રંગાયેલા–અપરબિંદુથી સંયુક્ત થયેલા અર્ધમાત્રાવાળા પ્રણવવડે સમજાતા પરમેશ્વરના ચમત્કારો છે. આ પચીસ તત્ત્વોમાં અંતર્યામી પેઠેલો ચિદ્‌શક્તિવાળો પરમાત્મા છવ્વીસમો પદાર્થ છે. તે જેવોને તેવો છવ્વીસમો પરિણામોમાં નિર્વિકાર કાયમ રહે છે, તેને અખો

"પણ છવ્વીસમો પરમાત્મા, તે યથારથ જમત્યમ રહે" એમ કહી વર્ણવે છે.

ઉપર પ્રમાણે પ્રણવવિદ્યાના ગંભીર અર્થને સમજાવનારૂં આ સાતમું કડવું છે.

તેની સમાન ભાવનાવાળી પંચીકરણની નીચેની કડીઓ આ સાથે વિચારવા યોગ્ય છેઃ—

"વસ્તુ વિષે સ્વભાવે શૂન્ય; તેમાં પ્રણવની ઊઠે ધૂન્ય;
તે અંતર જાણે ત્રિવર્ગ, તત્ત્વ બધાં તેનાં ઉપસર્ગ,
તેહ તણો હું કહું વિસ્તાર, રાખી લેજો મન નિર્ધાર;
તમો ગુણ તણો પંચમહાભૂત, રજના દેવ ઇન્દ્રિય અદ્‌ભુત.
સત્ત્વના ચતુષ્ટય ને પંચવિષય, એ તત્ત્વ ચોવીસ ભાગવત લખે;
પચ્ચીસમી માયા સર્વદા છવ્વીસમો મહાવિષ્ણુ સદા."

પંચીકરણ પ્રમાણે ચોવીસ કારણોઃ—૫ મહાભુત, ૧૦ ઇન્દ્રિયો તે તે દેવતા સહિત, ૪ અન્તઃકરણ અને ૫ શબ્દાદિ વિષયો મળી ચોવીસ અને માયા ૨૫ મી; અખેગીતાના વર્ગીકરણ પ્રમાણે–પાંચ બાહ્યભૂતો, ૫ પંચતન્માત્રાઓ, ૧૦

ઇન્દ્રિયો, ૪ અન્તઃકરણ અને ૧ પ્રકૃતિશક્તિ મળી પચ્ચીસ થાય છે. અખેગીતામાં માયાશક્તિને માયાશબલિત પરમેશ્વરમાં અંતર્ગત કરી છે. જ્યારે પંચીકરણમાં તેને છૂટી પાડી પ્રકૃતિશક્તિ સાથે એક બતાવી છે. પંચીકરણમાં પંચભૂતનેજ તમોગુણનાં પરિણામ માન્યાં છે અને પંચવિષયને સત્ત્વભાગમાં લઈ જવામાં આવ્યા છે. મને લાગે છે કે અખેગીતાનું વર્ગીકરણ વધારે સશાસ્ત્ર છે.

## તત્ત્વવિભાગ.

આ કડવામાં અખો ભાગવત તૃતીયસ્કંધના ૨૬ મા અધ્યાયને અનુસાર તત્ત્વોનું વર્ગીકરણ કરે છે. આ તત્ત્વવિભાગમાં સમજાય છે કે તેમાં પ્રસિદ્ધ સાંખ્યશાસ્ત્ર જે નિરીશ્વરવાદી છે, તેને અનુસરતું તત્ત્વનું વર્ગીકરણ નથી.

### (अ) પ્રસિદ્ધ સાંખ્યદર્શન પ્રમાણે વર્ગીકરણ

(૧)

પુરુષ (ચેતન) જ્ઞાન શક્તિવાળો ૨૫ — મૂલ પ્રકૃતિ (જડ) (સત્ત્વ, રજસ્, અને તમસ્‌ની સામ્ય અવસ્થા) ક્રિયા શક્તિવાળી જેનું બીજું નામ પ્રધાન

|

(૨) મહત્ (બુદ્ધિતત્ત્વ)

|

(૩) અહંકાર

| સાત્ત્વિક (તૈજસ) | રાજસ (વૈકારિક) | તામસ (ભૂતાદિ) |
|---|---|---|
| ૯–૧૩ પાંચજ્ઞાનેન્દ્રિયો<br>૧૪–૧૮ પાંચકર્મેન્દ્રિયો<br>૧૯ મન | ૪–૮ શબ્દાદિ તન્માત્રા પાંચ | ૨૦–૨૪ પંચ મહાભૂતો |

ઉપરના કોષ્ટકમાં (૧) મૂળ પ્રકૃતિ સ્વયં મૂલકારણ અને કોઇનું કાર્ય નહિ તેથી તે અવિકૃતિ કહેવાય છે. તે ગુણોની સામ્ય અવસ્થાવાળી હોવાથી અવ્યક્ત કહેવાય છે; અને ગુણોનું **અલિંગ પર્વ** મનાય છે. (૨) મહત્ એ પ્રકૃતિનું પ્રથમ ક્ષોભથી ઉત્પન્ન થતું શુદ્ધ અંકુરવાળું રૂપ છે, અને તે વ્યક્તાવ્યક્ત સત્ત્વ મનાય છે. જેમ દૂધમાં ક્ષોભ થવાથી તરવાળો ભાગ ઉપર આવે અને જળવાળો ભાગ નીચે જાય તેમ, શુદ્ધ તત્ત્વ ઉપર આવે અને મલિન સત્ત્વ નીચે રહે તેમ પ્રકૃતિનું ભીતર વિભાગીકરણ થાય છે. આ મહત તત્ત્વની ભેદાયેલી અવસ્થાને બુદ્ધિસત્ત્વ કહે છે. તે લિંગપર્વ મનાય છે. (૩) તેમાંથી ભેદભાવ પડતાં મૂલ દ્રવ્યની ત્રણ શાખાઓ ગુણોના પ્રધાન ભાવને લઇને પડે છે. જે દ્રવ્ય નવું પ્રકટ થાય છે તેનું નામ અહંકાર કારણ કે તેના પરમાણુમાં “હું છું” એવી શક્તિ ખીલે છે; જેના વૈકારિક વિભાગમાંથી શબ્દાદિપંચતન્માત્રાઓ જાગે છે. આ પાંચ તન્માત્રાઓ તથા તેની ઉપરના અહંકાર એ છ તત્ત્વો સામાન્ય ભાવવાળાં હોવાથી **અવિશેષ** પર્વો ગણાય છે. (૪) અહંકારના તામસ વિભાગમાંથી શબ્દાદિ તન્માત્રાદ્વારા આકાશાદિ પાંચ ભૂતો અને (૫) અહંકારના સાત્ત્વિક વિભાગમાંથી પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, અને એક મન મળી અગીયાર તત્ત્વો પ્રકટે છે, તે સર્વ (પંચભૂતો+૧૧ ઇન્દ્રિયવર્ગ=૧૬) પ્રકૃતિનાં વિશેષપર્વો છે.

જ્યારે પ્રથમ આંકવાળી **મૂલપ્રકૃતિ** સ્વયં અવિકૃતિ છે એટલે કોઇના કાર્ય રૂપ નથી, ત્યારે ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮ આંકવાળાં સાત તત્ત્વો પ્રકૃતિ–વિકૃતિ રૂપ છે. એટલે તેઓ કાર્યરૂપ બની અન્ય દ્રવ્યોના કારણરૂપ થાય છે. છેવટનાં ૧૬ તત્ત્વો માત્ર વિકૃતિ રૂપજ છે એટલે તેમાંથી

નવાં દ્રવ્યો ઉત્પન્ન થતાં નથી. માત્ર જે કોઈ પરિણામો થાય છે તે અવસ્થાન્તર પરિણામો હોય છે, તત્ત્વાંતર પરિણામો થતા નથી.

આ ચોવીસ તત્ત્વજાળ પોતે જડ એટલે જ્ઞાનશક્તિ વિનાની છે, અને તેથી આંધળી છે; તોપણ ક્રિયા શક્તિવાળી છે. પચ્ચીસમો પુરુષ ચૈતન્યરૂપ એટલે જ્ઞાનશક્તિવાળો છે; પરંતુ ક્રિયાશક્તિ વિનાનો છે અને તેથી પાંગળો છે. આ બે જડ-અજડ તત્ત્વોના સંયોગ વડે-અંધપંગૂ ન્યાયે -જગત્તંત્ર ઉત્પત્તિ, સ્થિતિ, અને લય પામે છે. આમાં પુરુષ પોતાને પ્રકૃતિના ગુણધર્મોથી વિંટાયેલો માની બદ્ધ જીવ બને છે. શુદ્ધ વિવેક વડે તે પ્રકૃતિથી વિખુટો છે, એવો અનુભવ કરી મુક્ત બને છે. આ પ્રક્રિયામાં બે નિરાળાં સ્વતંત્ર તત્ત્વો માન્યાં છે. તે બેનો યોગ પ્રથમ શી રીતે થાય છે તે ભારે વિવાદનો વિષય છે.

સાંખ્ય દર્શનનું મૂલ રૂપ આવું નિરીશ્વર ન હતું; પરંતુ સેશ્વર હતું એમ શોધન કરતાં જણાય છે. એકજ પરમેશ્વર તત્ત્વ જેને પરમ વાસુદેવ નામ આપવામાં આવે છે, તેમાં આ જડ-અજડ-પ્રકૃતિ-પુરુષ તત્ત્વો આશ્રિત થઇ રહે છે, અને તે પોતાની સ્વયં બહિર્ભાવને પામવાની ચિદ્‌શકિત વડે પોતાને મર્યાદિત એટલે આવૃત કરી માયા શકિતના દ્વારથી પ્રકૃતિશકિતના રૂપમાં જગત્‌નાં સર્જન, પાલન અને લય કરે છે. આ સર્વ લીલા કરતા છતાં તે સ્વયં નિર્લેપ ભાવવાળો નિત્યસિદ્ધ રહે છે. કપિલદેવે ભાગવતમાં જે દેવહૂતિને ઉપદેશ સાંખ્યશાસ્ત્રનો આપ્યો છે તેમાં સેશ્વર સાંખ્યવાદનો સ્વીકાર છે. મહાભારતમાં પણ તેવી છાયા જણાય છે. આ પ્રાચીન સેશ્વર સાંખ્યવાદમાંથી ઉપનિષદ્ દર્શનના

મિશ્રણ વડે ભાગવત સંપ્રદાયનું સેશ્વર સાંખ્યમત ઉભું થયું જણાય છે.

ब અખાએ સ્વીકારેલું સેશ્વર ભાગવત મતને અનુસરતું તત્ત્વ વર્ગીકરણ.

અખો પોતાના તત્ત્વ વિભાગમાં મૂળ પ્રણવના ભેદમાંથી મૂલ પ્રકૃતિના સાત્ત્વિક, રાજસ, તામસ, વિભાગ પાડી પહેલામાંથી ૪ અંતઃકરણ, બીજામાંથી ૧૦ ઇન્દ્રિયો અને તેની દેવતાઓ, ત્રીજામાંથી પાંચ મહાભૂતનાં કારણરૂપ પાંચ તન્માત્રાઓ અને કાર્યરૂપ પાંચ ભૂતો–દશ તત્વો એમ એકંદર ૪+૧૦+(૫+૫) ચોવીસ તત્ત્વોનો ઉપસર્ગ પચ્ચીસમી મૂળ પ્રકૃતિનો થયેલો માને છે. આ વર્ગીકરણ અધ્યાત્મ દૃષ્ટિ-બિંદુથી ઘડાયલું છે. અધિભૂત અને અધિદૈવ સૃષ્ટિનો વિચાર કરી ઘડાયેલું નથી.

ભાગવતના ૧૧ મા સ્કંધના ૧૨ મા અધ્યાયમાં અનેક રીતે તત્ત્વોનું વર્ગીકરણ કર્યું છે, અને તેમાં જૂના સર્વ મતોનો સમાસ થયેલો જણાય છે.

| (अ) ચાર તત્ત્વો | (ब) ૭ તત્ત્વો | (क) સાત તત્ત્વો. |
|---|---|---|
| ૧ આત્મા (ચેતન) | ૧ આત્મા (ચેતન) | ૧ પરમાત્મા ચેતન–અચેતનનો આધાર |
| ૩ પૃથ્વી, જલ, અને તેજ અચેતન | ૫ મહાભૂતો(અચેતન) | ૧ જીવ (ચેતન) |
| —— | —— | ૫ પંચભૂતો (અચેતન) |
| ૪ (છાંદોગ્ય ઉપનિષદને અનુસરે છે) | ૬ | —— ૭ |

(ख) નવ તત્ત્વો
૧ આત્મા (ચેતન)
૧ મૂલ પ્રકૃતિ (અચેતન)
૧ મહત્ } માનસ તત્ત્વો (ચેતન-અચેતન)
૧ અહંકાર
૫ મહાભૂતો (બાહ્યતત્ત્વો અચેતન)

---

૯

ग. અગીયાર તત્ત્વો
૧ આત્મા (ચેતન)
૫ મહાભૂતો (બાહ્ય અચેતન)
૫ ઇન્દ્રિયો (આંતરચેતન)

---

૧૧

(घ) તેર તત્ત્વો
અધ્યાત્મ ૧ ઇશ્વર
અધિભૂત } ૧ જીવ, ૧ મન
અધિદૈવ } ૫ ઇન્દ્રિય, ૫ મહાભૂત

---

૧૩

(ङ સોળ તત્ત્વો
(આત્મા વિનાનાં)
૧ મન
૫ ઇન્દ્રિયો
૫ તન્માત્રાઓ
૫ મહાભૂત

---

૧૬

(च) સત્તરતત્ત્વો
આત્મા સાથે
(ङ) વર્ગનાં સોળ મળી
૧૭ તત્ત્વો

(छ) ચોવીસ તત્ત્વો
ઉપરનાં વર્ણવેલાં
સાંખ્ય તત્ત્વને
અનુસરતાં જડ
ચોવીસ તત્ત્વો

(ज) પચીસ તત્ત્વો
ચોવીસ જડ અને
પચ્ચીસમો પુરુષ

(झ) છવ્વીસ તત્ત્વો
૨૪ જડ
૧ પુરુષ (જીવ)
૧ પુરુષોત્તમ ઇશ્વર

---

૨૬

(ट) અઠ્ઠાવીસ તત્ત્વો.
૩ મૂલ પ્રકૃતિનાં ત્રણ અવયવો સ્વતંત્ર દ્રવ્ય હોવાથી ત્રણ.
૨૪ સાંખ્ય દર્શનનાં જડ.
૧ સાંખ્ય દર્શનનો પુરુષ.

---

૨૮

મિશ્રણ વડે ભાગવત સંપ્રદાયનું સેશ્વર સાંખ્યમત ઉભું થયું જણાય છે.

ब અખાએ સ્વીકારેલું સેશ્વર ભાગવત મતને અનુસરતું તત્ત્વ વર્ગીકરણ.

અખો પોતાના તત્ત્વ વિભાગમાં મૂળ પ્રણવના ભેદમાંથી મૂલ પ્રકૃતિના સાત્ત્વિક, રાજસ, તામસ, વિભાગ પાડી પહેલામાંથી ૪ અંતઃકરણ, બીજામાંથી ૧૦ ઇન્દ્રિયો અને તેની દેવતાઓ, ત્રીજામાંથી પાંચ મહાભૂતનાં કારણરૂપ પાંચ તન્માત્રાઓ અને કાર્યરૂપ પાંચ ભૂતો–દશ તત્વો એમ એકંદર ૪+૧૦+(૫+૫) ચોવીસ તત્ત્વોનો ઉપસર્ગ પચ્ચીસમી મૂળ પ્રકૃતિનો થયેલો માને છે. આ વર્ગીકરણ અધ્યાત્મ દષ્ટિબિંદુથી ઘડાયલું છે. અધિભૂત અને અધિદૈવ સૃષ્ટિનો વિચાર કરી ઘડાયેલું નથી.

ભાગવતના ૧૧ મા સ્કંધના ૧૨ મા અધ્યાયમાં અનેક રીતે તત્ત્વોનું વર્ગીકરણ કર્યું છે, અને તેમાં જૂના સર્વ મતોનો સમાસ થયેલો જણાય છે.

| (अ) ચાર તત્ત્વો | (ब) ૭ તત્ત્વો | (क) સાત તત્ત્વો. |
|---|---|---|
| ૧ આત્મા (ચેતન) | ૧ આત્મા (ચેતન) | ૧ પરમાત્મા ચેતન–અચેતનનો આધાર |
| ૩ પૃથ્વી, જલ, અને તેજ અચેતન | ૫ મહાભૂતો(અચેતન) | ૧ જીવ (ચેતન) |
| —— | —— | ૫ પંચભૂતો (અચેતન) |
| ૪ (છાંદોગ્ય ઉપનિષદને અનુસરે છે) | ૬ | —— |

(ख) નવ તત્ત્વો
१ આત્મા (ચેતન)
१ મૂલ પ્રકૃતિ (અચેતન)
१ મહત્
१ અહંકાર } માનસ તત્ત્વો (ચેતન-અચેતન)
૫ મહાભૂતો (બાહ્યતત્ત્વો અચેતન)

૯

ग. અગીયાર તત્ત્વો
१ આત્મા (ચેતન)
૫ મહાભૂતો (બાહ્ય અચેતન)
૫ ઇન્દ્રિયો (આંતરચેતન)

૧૧

(घ) તેર તત્ત્વો
અદ્યાત્મ १ ઇશ્વર
અધિભૂત } १ જીવ, १ મન
અધિદૈવ } ૫ ઇન્દ્રિય, ૫ મહાભૂત

૧૩

(ङ सोળ તત્ત્વો (આત્મા વિનાનાં)
१ મન
૫ ઇન્દ્રિયો
૫ તન્માત્રાઓ
૫ મહાભૂત

૧૬

(च) સત્તરતત્ત્વો
આત્મા સાથે (ङ) વર્ગનાં સોળ મળી
૧૭ તત્ત્વો

(छ) ચોવીસ તત્ત્વો
ઉપરનાં વર્ણવેલાં સાંખ્ય તત્ત્વને અનુસરતાં જડ ચોવીસ તત્ત્વો

(ज) પચીસ તત્ત્વો
ચોવીસ જડ અને
પચ્ચીસમો પુરુષ

(झ) છવ્વીસ તત્ત્વો
૨૪ જડ
१ પુરુષ (જીવ)
१ પુરુષોત્તમ ઇશ્વર

૨૬

(ट) અઠ્ઠાવીસ તત્ત્વો.
૩ મૂલ પ્રકૃતિનાં ત્રણ અવયવો સ્વતંત્ર દ્રવ્ય હોવાથી ત્રણ.
૨૪ સાંખ્ય દર્શનનાં જડ.
१ સાંખ્ય દર્શનનો પુરુષ.

૨૮

અખો છવ્વીસ તત્ત્વોનો ઉલ્લેખ જ્યાં કરે છે ત્યાં (ક્ષ) વર્ગી-કરણનો આશ્રય લેખે છે.

કડવું ૯. "દષ્ટ પદાર્થ"—અનુભવમાં આવતી ચીજો.

કડી ૨ "અષ્ટાંગ સિદ્ધ સાધક"—"અષ્ટાંગ સાધક" અને
કડી ૪ "અષ્ટાંગ સિદ્ધ–સાધક" એવા બે પાઠ છે. પ્રથમ પાઠનો "યોગનાં આઠ અંગોને સાધનાર" એવો અર્થ થાય છે. તે આઠ અંગો નીચે પ્રમાણે છે:–(૧) યમ, (૨) નિયમ, (૩) આસન, (૪) પ્રાણાયામ, (૫) પ્રત્યાહાર, (૬) ધારણા, (૭) ધ્યાન, (૮) સમાધિ,

બીજા પાઠમાં આઠ અંગવાળી સિદ્ધિઓનો સાધનાર એવો અર્થ લેવો. સિદ્ધિઓના આઠ પ્રકાર યોગમાં નીચે મુજબ છે:—

(૧) અણિમા–એટલે પરમાણુના રૂપ પર્યન્ત નાના થઈ જવાની શક્તિ.
(૨) મહિમા–એટલે આકાશ જેવા વિભુ થઈ જવાની શક્તિ.
(૩) લઘિમા–એટલે રૂના જેવા હલકા થઇ જવાની શક્તિ.
(૪) ગરિમા–એટલે અત્યંત ભારે થઈ જવાની શકિત.
(૫) પ્રાપ્તિ–એટલે અત્યંત દૂર પદાર્થને સ્પર્શ કરવાની શકિત.
(૬) પ્રાકામ્ય–એટલે ઈચ્છા થાય છે તે સિદ્ધ કરવાની શક્તિ.
(૭) ઈશિત્વ–એટલે શરીર, અને અન્તઃકરણ ઉપરનું પૂર્ણ પ્રભુત્વ.
(૮) વશિત્વ–એટલે સર્વત્ર વશવર્તાવનારૂં સામર્થ્ય.

કડી ૫ લીલાવપુ–શરીરો બે રીતે ઉત્પન્ન થાય છે. જીવનાં શરીરો કર્મજન્ય હોય છે, એટલે શુભ, અશુભ, અને શુભાશુભ કર્મને અનુસાર દેવયોનિમાં, નારકીયોનિમાં, અથવા મનુષ્યાદિ-યોનિમાં દેહધારણ કરી જીવને જન્મવું પડે છે.
પરમેશ્વરનાં વિગ્રહોને કર્મનો નિયમ લાગુ પડતો નથી.

સ્વેચ્છાથી વિશ્વની વ્યવસ્થા અર્થે જગતના આરંભમાં જે શરીર પ્રકટ થઇ બ્રહ્મદેવને આજ્ઞાચક્રના સ્ફુરણ વડે પ્રબોધ આપે છે તેવા ઇશ્વરના શરીરને લીલાવપુ કહે છે. વિશ્વના સ્થિતિકાળમાં જે અવતારી શરીરો થાય છે તેના પૂર્ણ અંશ, કલા એવા ત્રણ વર્ગ પડે છે. પ્રસંગે કોઈ સંકેત સિદ્ધ કરવાને અર્થે પણ ઈશ્વરનું શરીર પ્રકટે છે, તેને સાંકેતિક શરીર કહે છે.

૯ "વતરેક કારણ"–વ્યતિરેક કારણ. જે કારણનું દ્રવ્ય કાર્યમાં પેઠેલું સમજાય, તે અન્વયી કારણ જેમકે મૃત્તિકા તે ઘડાનું "અન્વયી કારણ". આનું બીજું નામ ઉપાદાન કારણ અથવા સમવાયી કારણ છે.

જે અધિકરણમાં અથવા આધારમાં કોઈ જાતનો ફેરફાર થયા વિના બીજો પદાર્થ ભાસે તે આધાર અથવા અધિષ્ઠાનને "વ્યતિરેક કારણ" કહે છે. તેનું બીજું નામ "વિવર્ત કારણ" છે. જેમ ખારી ભૂમિમાં ઝાંઝવાનું જલ ભાસે ત્યાં ખારી ભૂમિ તે વ્યતિરેક કારણ. તેવી જમીન વિના આવો ભાસ થઇ શકતો નથી, તેથી કારણ વર્ગમાં મૂકવામાં આવે છે.

માયા જગતનું અન્વયી અથવા ઉપાદાન કારણ છે; પરમાત્મા વ્યતિરેક અથવા વિવર્ત કારણ છે.

અનલ–અગ્નિ न विद्यते अलं यस्य=જેને કંઈ પણ બસ થતું નથી, એટલે તેમાં જેટલું નાખો તે ખાઇ જાય, તે અનલ એવી વ્યુત્પતિ છે.

"અનન્ય આરાધના"—હું અને દેવ જૂદા છીએ એવી ભાવનાથી જે આરાધના કરવી તે "અન્ય આરાધના" તેથી ઉલટી એટલે હું ને દેવ એકજ વસ્તુ છીએ એવા

આત્મભાવના ઉપર બંધાયેલી ભકિત તે "અનન્ય આરાધના" તેનું બીજું નામ "પરાભકિત".

કડવું ૯ "કીટ ભમરી"–**कीटभ्रमरन्याय** જેમ કોઈ ભમરીથી
કડી ૯ કીડાને ડંખ લાગવાથી તે કીડો ભઁમરીની ભાવના બાંધી ભમરી બની જાય તેવી રીતે જીવ શિવના સ્પર્શવડે શિવરૂપ થઈ જાય.

આ દૃષ્ટાંત સામાન્ય નિરીક્ષણ વડે ઘડાયું છે. ખરી રીતે જે કીડો ભમરી બને છે તે અન્ય જાતિનો કીડો હોતો નથી. પરંતુ ભમરીનું પૂર્વરૂપ છે.

કડી ૧૦ "વિરહ વૈરાગ્ય" જુઓ **नारदभक्तिसूत्र १८ नारदस्तु तदर्पिताखिलाचारता तद्विस्मरणे परमाकुलता इति ॥**

કડવું ૧૦ "પરિબ્રહ્મ જાલ અને માળ"=પરબ્રહ્મ ઘરબાર.
કડી ૯ "જાળીયાં માળીયાં"=જાલ અને માળ

"જાલ અને માળ" નો અગ્નિની જ્વાલા પંકિત–એવો એવો અર્થ કેટલેક સ્થળે વર્ણવ્યો છે તે બરાબર નથી. આખી પંક્તિનો ભાવ એવો છે કે વનમાં અને ઘરમાં પરબ્રહ્મ ઓળખાય છે.

કડવું ૧૧ આ કડીમાં જે સાત્વિક ભાવો ભકિતના વર્ણવ્યા છે
કડી ૭ તે સંબંધમાં જુઓ **नारदभक्ति सूत्र** ૬૭-૬૮.

કડવું ૧૨ આ કડવામાં ઉપમાવૈવિધ્ય આકર્ષણ કરે તેવું છે. અખો ભલે પોતાને કવિ ન ગણે, પરંતુ આ કડવામાં રમણીય અર્થ પ્રતિપાદન કરવાની કવિત્વશકિત ઝળકયા વિના રહી નથી.

કડવું ૧૩ આ કડીનો ભાવ નીચેની શ્રુતિમાં સમાયેલો છેઃ—
કડી ૬ **तद्यथा महामत्स्य उभेकूलेऽनुसंचरति पूर्वंचा**

**परं च पद्मैवायं, पुरुष पलावुभावन्तौ अनुसंचरति स्वप्नांतं च बुद्धान्तं च।** (बृ. आ. उ. ३=१७) જેમ કોઈ મહામત્સ્ય સમુદ્રમાં બન્ને કાંઠે જા આવ કરે છે, પૂર્વથી પશ્ચિમમાં અને પશ્ચિમમાંથી પૂર્વમાં જાય છે, તેમ આ દેહમાં રહેલો આત્મા જાગ્રત્ અને સુષુપ્તિ એવા બંને છેડામાં જા આવ કરે છે, અને સ્વરૂપે બદલાતો નથી.

કડી ૮ "ભુજંગની કાંચળી" નું દૃષ્ટાન્ત બૃ. आ. ૩. ૪-૭ ની શ્રુતિ ઉપર રચાયેલું છે.

કડવું ૧૬ "દૃષ્ટતત્ત્વ"—આ સંબંધમાં અખાનું પોતાનું વિવેચન
કડી ૪ "ગુરુ શિષ્ય સંવાદ"-ચતુર્થ ખંડની ૨૭-૪૩ કડીઓમાં છે.
કડી ૭ "અંજન વિદ્યા"—જુઓ छा. उ. प्र. ૮ ખંડ ૩ મંત્ર ૨. દાટેલા ધન ઉપર હરતા ફરતા છતાં મનુષ્ય નિર્ધન રહે છે, અને જેને તે ધનનું દર્શન થાય છે તે ધનવાન્ રહે છે. તેમ અખંડ સુષુપ્તિ સમયે બ્રહ્મ સંબંધમાં પ્રજા આવે છે છતાં બ્રહ્મથી વિખુટી રહે છે.

કડવું ૧૯ "કાચના મંદિર"-સંબંધમાં સરખાવો "અનુભવ બિંદુ" ૨૭.

કડવું ૨૦ "સિદ્ધિને કાજે તે કરે અતિ ઘણા ઉપાય"-જુઓ
કડી ૮ ગુરુ શિષ્ય સંવાદ ખંડ ૪-૫૯-૬૭.
"જીવ જાડેરો થાય"—જુઓ છપ્પા ૬૫૧.

કડવું ૨૧ "અરૂપ અણુલિંગી"-બાહ્ય ઇન્દ્રિય વડે પ્રત્યક્ષ થાય તે
કડી ૨ પદાર્થ 'રૂપી'. તેથી ઉલટો એટલે પ્રત્યક્ષ ન થાય તે 'અ-રૂપ'. કોઈ હેતુ વડે એટલે સાધન વડે કાર્યનું અથવા સાધ્યનું અનુમાન થાય તે લિંગ. કાર્ય અથવા સાધ્ય તે લિંગી. જેમકે ધૂમ વડે અગ્નિનું અનુમાન થાય છે, તેથી ધૂમ તે લિંગ અને અગ્નિ તે લિંગી. જે અનુમાન વડે

પણ ગ્રહણ ન થાય તે 'અણલિંગી'. 'હેતુ વિના કારણ નિષે' સામાન્ય રીતે જે વસ્તુ પોતે વિકારી થઇ અથવા પલટાઈ નવું રૂપ દેખાડે તે કારણ કહેવાય છે. જેમકે બીજ પલટાઈ અંકુરનું રૂપ પકડે તેથી બીજ કારણ કહેવાય. આવી ખરી કારણતા જેમાં નથી, છતાં જેના વિના કાર્ય અનુભવાય નહિ તે વસ્તુ હેતુ વિનાનું કારણ કહેવાય. જેમકે ખારી જમીન સૂર્યના તાપથી તપેલી હોય ત્યાં જલનો ભાસ થાય છે. આ મૃગજલ એક પ્રતીતિ અથવા કાર્ય છે. પરંતુ ખારી જમીનરૂપ અધિષ્ઠાન વિના તેવો ભ્રમ થતો નથી તેથી મૃગ જળનું 'હેતુ વિનાનું કારણ' ખારી ભૂમિ કહેવાય. તેવી જ રીતે આકાશમાં મેઘની પ્રતીતિમાં આકાશ હેતુ વિનાનું મેઘનું કારણ કહેવાય.

કડવું ૨૩ જાણ્ય વિહોણી જાણ=જ્ઞેય વિનાનું જ્ઞાન. Objectless
કડી ૪ or contentless consciousness.

પદ ૬ "શબ્દ વિના સોહં સદા"–જુઓ કડવું ૭ તે ઉપર
કડી ૩ ટિપ્પણી સોऽहं શબ્દને લગતી.

'કડવું ૨૫' 'શૂન્યવાદી'—બૌદ્ધ દર્શનની ચાર મુખ્ય શાખાઓ છે.
કડી ૫ (૧) સૌત્રાંતિક, (૨) વૈભાષિક, (૩) યોગાચાર, (૪) માધ્યમિક. તેમાં બુદ્ધનાં વચનનાં સૂત્રો ઉપર બંધાયેલો મત તે સૌત્રાંતિક; તેની વિભાષા અથવા વિવરણ ઉપર બંધાયેલો મત તે વૈભાષિક. આ બંને મતમાં બાહ્ય વસ્તુઓ અને આંતર વસ્તુઓ સત્તાવાળી છે, એવું માનવામાં આવે છે તેથી તે બંને મતવાળા સર્વાસ્તિવાદી કહેવાય છે. તેમાં બાહ્ય અર્થ માત્ર અનુમાન વડે ગ્રહણ થાય છે, એવું સૌત્રાંતિકો માને છે. જ્યારે બાહ્ય અર્થ પ્રત્યક્ષ ગ્રહણ થાય છે એવું વૈભાષિકો માને છે, આટલો અવાંતર ભેદ તે બે શાખાના

વિચારોમાં છે. આ બંને મતો બૌદ્ધ હીનયાન સંપ્રદાયના છે. યોગાચાર મતમાં બાહ્ય કોઈ સાચી વસ્તુ નથી, પરંતુ વિજ્ઞાનનાં વિચિત્ર રૂપો બાહ્ય અર્થરૂપે ભાસે છે. આ મતનું બીજું નામ વિજ્ઞાનવાદ છે. આ વાદના આદ્ય સ્થાપક અશ્વઘોષ (ઈ. સ. ૮૦) થયા છે, અને તે મતનું વિશેષ સ્થાપન અસંગ (ઈ. સ. ૫૦૦) અને વસુબંધુ (ઈ. સ. ૪૨૦–૫૦૦) નામના વિચારકોએ કર્યું છે. માધ્યમિક મતમાં વિજ્ઞાન અર્થ રૂપે રૂપાંતર પામે છે એ વિચાર પણ ત્યજી દેવામાં આવે છે, અને પુદ્ગલ એટલે શરીરની અંદર કોઇ પુરુષ અથવા સાચો સ્થિર આત્મા નથી, તેમ બાહ્ય ધર્મ એટલે અર્થમાં પણ કોઇ સ્થિર વસ્તુ–તત્ત્વ નથી, એવો બંને પક્ષમાં (બાહ્ય અને આંતર) નૈરાત્મ્યવાદનું સ્થાપન કરનારો સિધ્ધાન્ત તે શૂન્યવાદ. આ શૂન્યવાદના સ્થાપક મુખ્ય બૌદ્ધ વિચારક નાગાર્જુન થયા છે. આ પુરુષ ઇસવીસનના બીજા ત્રીજા સૈકામાં થયેલા જણાય છે.

યોગાચાર (વિજ્ઞાનવાદ) અને માધ્યમિક (શૂન્યવાદ) બૌદ્ધ મહાયાનના સંપ્રદાયો છે.

બૌદ્ધ વિજ્ઞાનવાદ અને માધ્યમિક શૂન્યવાદના સિદ્ધાન્તોમાં માયાવાદ અથવા જગતનો વતથ્યવાદ સ્વીકારાયેલો હોવાથી, અને તે શંકરાચાર્યપૂર્વભાવી હોવાથી અને શંકરાચાર્યને માયાવાદ સ્વીકૃત હોવાથી શાંકર અદ્વૈત મત ઉપર પ્રચ્છન્ન બૌદ્ધપણાનો આરોપ વૈષ્ણવો લાવે છે. પરંતુ શાંકર વેદાન્તમાં બાહ્ય અને આંતર સર્વ ભાસમાન પદાર્થોની પીઠમાં **સદ્બ્રહ્મ** વસ્તુ છે, અને તે કૂટસ્થ નિત્ય પદાર્થ છે, એવો સ્વીકાર છે. જ્યારે મહાયાનમતમાં ભાસમાન પદાર્થો કાં તો વિજ્ઞાનના ક્ષણભંગુર વિક્ષાસો છે, અથવા વસ્તુશૂન્ય ભ્રમ છે એવું મંતવ્ય છે.

આ બાદ્ધ શૂન્યવાદ ઉપર આ કડવામાં તથા ત્યારપછીના છવ્વીસમા કડવામાં અખાનો આક્ષેપ છે.

કડવું ૨૮ "વિત્રેક નાવે વાણ્ય માંહે, અન્વયપદમાં એ ખપે"–જુઓ
કડી ૯ કડવું ૮ ઉપરની નોટ.

કડવું ૨૯ ૭ ઉપદર્શનની ગણના અખાએ નીચે પ્રમાણે કરી
કડી ૪ કરી છેઃ–(૧) શૈવ, (૨) સાંખ્ય, (૩) મીમાંસક, (૪) ચાર્વાક, (૫) બૌદ્ધ અને (૬) જૈન.

પરંતુ સાંખ્ય અને મીમાંસા પ્રથમનાં ૭ દર્શનોની ગણનામાં આવ્યાં છે. ખરી રીતે વેદને પ્રમાણ માનનારાં ૭ આસ્તિક દર્શનો છેઃ–(૧) ન્યાય, (૨) વૈશેષિક, (૩) સાંખ્ય, (૪) યોગ, (૫) પૂર્વ મીમાંસા, અને (૬) ઉત્તર મીમાંસા (વેદાંત). આ ગણના અખાએ ખરી કહી છે. ૭ નાસ્તિક દર્શનોમાં (૧) ચાર્વાક અથવા લોકાયતિક, (૨–૩–૪–૫) ચાર બૌદ્ધ મતો, અને (૬) જૈન–એટલાની ગણના છે. આ ૭ દર્શનો વેદને પ્રમાણ માનતાં નથી, તેથી નાસ્તિક કહેવાય છે. પરંતુ અખાની ગણના બીજી રીતે બંધ બેસે છે. શૈવ ઉપદર્શનમાં તે પાશુપત મત ગણે છે, જે ખાસ વેદવાદી નથી; સાંખ્ય ઉપદર્શનમાં તેણે સાત્વત અથવા પાંચરાત્ર વૈષ્ણવ મત ગણેલો હોવો જોઇએ; મીમાંસકના પણ બે ભેદ છેઃ કેવલ નિરીશ્વર કર્મવાદી, અને સેશ્વર મીમાંસક. પહેલાં ૭ આસ્તિક દર્શનોમાં જો સેશ્વર મીમાંસક ગણીએ તો નિરીશ્વર મીમાંસા ઉપદર્શનમાં આવે. ચાર્વાક બૌદ્ધ અને જૈન–એ ત્રણ ઉઘાડાં નાસ્તિક ઉપદર્શનો છે.

કડી ૫ જટિલ–એ પાશુપત મતના છે; મુંડિત–તે ત્રિદંડી સંન્યાસી છે. સાત્વત તંત્રના પણ તે હોઇ શકે. માલાધારી–શૈવો અને વૈષ્ણવો છે. પંચનકેશ અથવા લુંચન કેશ–એ

જૈન મતના યતિઓ છે. વાલાગરડાં શિશવીટે–એ જટાધારી સાધુઓ અથવા ગોસાંઇઓ છે. કંઠેલિંગ શિવ ઉપદેશ–લિંગાયત અથવા વીરશૈવો છે.

કડવું ૩૦ પુરંજન=જીવ. જુઓ કડવું ૬ ઉપરની ટિપ્પણી.
કડી ૧૦

કડવું ૩૫ અણલિંગીની ભક્તિ **મહાવસમી** (પાઠાંતર–ખ્યાસિમી)
કડી ૬ પાઠાંતરમાં "ખ્યાસિમી" ભક્તિ અણલિંગી પરમેશ્વરની કહી છે. એકાશી પ્રકારની ભક્તિનો ઉલ્લેખ ચિત્તવિચાર સંવાદમાં ૩૯૦ મી કડીમાં આવે છે. એકાશી પ્રકારની ભક્તિ સગુણ પરમેશ્વરની છે, અને ખ્યાસિમી નિર્ગુણ પરમેશ્વરને લગતી છે. મૂળ ભક્તિ અથવા પરમેશ્વર સંબંધની પ્રીતિના પ્રકાર નીચે મુજબ ત્રણ પડે છેઃ—

(૧) સાત્ત્વિક, (૨) રાજસ, (૩) તામસ. આ ભેદ અધિકારીના ચિત્તના સ્વરૂપ ઉપર બંધાયેલા છે. સાત્ત્વિક મનુષ્ય પ્રભુભક્તિ ત્રણ પ્રયોજન અર્થે કરે છેઃ–(૧) કર્મના ક્ષયને અર્થે, (૨) પ્રભુની પ્રીતિ મેળવવા અર્થે, (૩) ઇશ્વર ભજનીય છે એવા વિધિવાક્યને વશ વર્તવા અર્થે.

રાજસ મનુષ્ય પ્રભુભક્તિ ત્રણ હેતુ સિદ્ધ કરવા કરે છેઃ–(૧) ઇષ્ટ વિષયની પ્રાપ્તિ અર્થે, (૨) યશને અર્થે, (૩) ઐશ્વર્યને અર્થે.

તામસી મનુષ્ય પ્રભુભક્તિ ત્રણ પ્રયોજન અર્થે કરે છેઃ–(૧) અનિષ્ટ પ્રાણીની હિંસા અર્થે, (૨) દંભને અર્થે, (૩) માત્સર્યવડે અથવા પોતાની બીજા કરતાં સરસાઇ કરવા અર્થે.

આ નવ પ્રકારની ગુણત્રયવાળી ભક્તિના શ્રવણ,[1] વંદન,[2] કીર્તન;[3] પાદસેવન,[4] અર્ચન,[5] સ્મરણ,[6] દાસત્વ,[7] સખ્યત્વ,[8] અને આત્મ[9]નિવેદન–એવા ભજનના નવ પ્રકાર સાથે મેળવતાં ૯×૯=૮૧ પ્રકારની ભક્તિ થાય

આ બાદ્ધ શૂન્યવાદ ઉપર આ કડવામાં તથા ત્યારપછીના છવ્વીસમા કડવામાં અખાનો આક્ષેપ છે.

કડવું ૨૮ "વિવેક નાવે વાણ્ય માંહે, અન્વયપદમાં એ ખપે"—જુઓ
કડી ૯ કડવું ૮ ઉપરની નોટ.

કડવું ૨૯ ૭ ઉપદર્શનની ગણના અખાએ નીચે પ્રમાણે કરી
કડી ૪ કરી છેઃ—(૧) શૈવ, (૨) સાંખ્ય, (૩) મીમાંસક, (૪) ચાર્વાક, (૫) બૌદ્ધ અને (૬) જૈન.

પરંતુ સાંખ્ય અને મીમાંસા પ્રથમનાં ૭ દર્શનોની ગણનામાં આવ્યાં છે. ખરી રીતે વેદને પ્રમાણ માનનારાં ૭ આસ્તિક દર્શનો છેઃ—(૧) ન્યાય, (૨) વૈશેષિક, (૩) સાંખ્ય, (૪) યોગ, (૫) પૂર્વ મીમાંસા, અને (૬) ઉત્તર મીમાંસા (વેદાંત). આ ગણના અખાએ ખરી કહી છે. ૭ નાસ્તિક દર્શનોમાં (૧) ચાર્વાક અથવા લોકાયતિક, (૨–૩–૪–૫) ચાર બૌદ્ધ મતો, અને (૬) જૈન—એટલાની ગણના છે. આ ૭ દર્શનો વેદને પ્રમાણ માનતાં નથી, તેથી નાસ્તિક કહેવાય છે. પરંતુ અખાની ગણના બીજી રીતે બંધ બેસે છે. શૈવ ઉપદર્શનમાં તે પાશુપત મત ગણે છે, જે ખાસ વેદવાદી નથી; સાંખ્ય ઉપદર્શનમાં તેણે સાત્વત અથવા પાંચરાત્ર વૈષ્ણવ મત ગણેલો હોવો જોઇએ; મીમાંસકના પણ બે ભેદ છેઃ કેવલ નિરીશ્વર કર્મવાદી, અને સેશ્વર મીમાંસક. પહેલાં ૭ આસ્તિક દર્શનોમાં જો સેશ્વર મીમાંસક ગણીએ તો નિરીશ્વર મીમાંસા ઉપદર્શનમાં આવે. ચાર્વાક બૌદ્ધ અને જૈન—એ ત્રણ ઉઘાડાં નાસ્તિક ઉપદર્શનો છે.

કડી ૫ જટિલ—એ પાશુપત મતના છે; મુંડિત—તે ત્રિદંડી સંન્યાસી છે. સાત્વત તંત્રના પણ તે હોઈ શકે. માલાધારી—શૈવો અને વૈષ્ણવો છે. પંચનકેશ અથવા લુંચન કેશ—એ

કડવું ૪૦ આ કડીમાં અખેગીતાના પ્રતિપાદ્ય આઠ વિષયોનો
કડી ૫ સંગ્રહ કર્યો છેઃ—

(૧) જ્ઞાન, (૨) ભક્તિ, ૩) વૈરાગ્ય, (૪) માયાનું અવલોકન, (૫) વસ્તુદષ્ટિ, (૬) જીવનમુક્ત અને (૭) વિદેહ મુક્તનાં લક્ષણો, (૮) પુષ્ટિ અથવા પરમાત્માનો અનુગ્રહ

કડી ૮ "બારે ઉણાં પાંચસે છે અખેગીતાનાં ચરણ."

આ કડી પ્રમાણે ૪૮૮ ચરણો જોઇએ. ઘણું કરીનેઃ—

કડવાં કડી ચરણ
૪૦×૧૧=૪૪૦
પદ
૧૦×૪= ૪૦
કડવું ૧૧ મું પદ એકલું= ૮
———
૪૮૮

આવી રચના હોવી જોઈએ. પરંતુ વિદ્યમાન પાઠમાંઃ—

કડવાં કડી ચરણ
૩૯ × ૧૧ =૪૨૯
કડવું ૧ × ૧૨ = ૧૨
પદ ૧૦ માં
(૪+૪+૫+૩+૫+૩+૫+૪+૪+૮)= ૪૫
———
૪૮૬

ચરણો છે. તેથી કોઇ સ્થળે ચરણો વધારે ઓછાં દાખલ થયાનું અનુમાન જાય છે.



છે. આ સર્વ પ્રકારો અપરા ભક્તિના છે. જ્યાસિમી ભક્તિ પરા, અથવા સહજા રતિ રૂપ છે, અને તે પરમેશ્વરના આનંદ સ્વરૂપ સાથે અખંડ જોડાયેલા રહેવાની ઉત્કટ ભાવના છે. તેને અખંડ "વિરહવેદના," તરીકે અખો ઘણે સ્થળે વર્ણવે છે.

કડવું ૩૮"ચક્રાતીત ચકવે થકે..."

કડી ૫ આપણા દેહમાં પૃષ્ઠવંશના મધ્યમાર્ગમાં જ્ઞાનક્રિયાની શક્તિના સંકોચ વિકાસનાં મુખ્ય છ કેન્દ્રો છે. તે કેન્દ્રોને યોગીઓ ચક્ર એવું નામ આપે છે. આ ચક્રોનો નીચેથી ઉંચો જતો ક્રમ આ પ્રમાણે છેઃ—

| ચક્રનું નામ. | સ્થાન. | દલ અથવા કોણ સંખ્યા. |
|---|---|---|
| ૧ મૂલાધાર | પાયૂ ઇન્દ્રિયની શિસ્તમાં પૃષ્ઠવંશના છેવટના ભાગમાં | ૪ |
| ૨ સ્વાધિષ્ઠાન | ઉપસ્થના મૂલની શિસ્તમાં પૃષ્ઠવંશમાં | ૬ |
| ૩ મણિપુર | નાભિની શિસ્તમાં પૃષ્ઠવંશમાં | ૧૦ |
| ૪ અનાહત | છાતીની મધ્ય દાંડીના છેડાની શિસ્તમાં પૃષ્ઠવંશમાં | ૧૨ |
| ૫ વિશુદ્ધ | કંઠમૂલની શિસ્તમાં પૃષ્ઠ-વંશના મણિ આગળ. | ૧૬ |
| ૬ આજ્ઞા | ભ્રૂમધ્યમાં | ૨ |
| | | ૫૦ |

પ્રપંચનો સર્વ વિલાસ આ ચક્રમય ચિતિશક્તિની ઉપાસનાથી સમજાય છે. પરંતુ પ્રપંચથી પર વસ્તુનો અનુભવ આ છ ચક્રોથી પર ભૂમિકામાં એટલે બ્રહ્મરંધ્રાદિ આકાશ સ્થાનમાં થાય છે એવું અખાનું કહેવું છે.

કડવું ૪૦આ કડીમાં અખેગીતાના પ્રતિપાદ્ય આઠ વિષયોનો
કડી ૫ સંગ્રહ કર્યો છેઃ—

(૧) જ્ઞાન, (૨) ભક્તિ, ૩) વૈરાગ્ય, (૪) માયાનું અવલોકન, (૫) વસ્તુદષ્ટિ, (૬) જીવનમુક્ત અને (૭) વિદેહ મુક્તનાં લક્ષણો, (૮) પુષ્ટિ અથવા પરમાત્માનો અનુગ્રહ

કડી ૮ "બારે ઉણાં પાંચસે છે અખેગીતાનાં ચરણ."

આ કડી પ્રમાણે ૪૮૮ ચરણો જોઇએ. ઘણું કરીનેઃ—

કડવાં કડી ચરણ
૪૦×૧૧=૪૪૦
પદ
૧૦×૪= ૪૦
કડવું ૧૧ મું પદ એકલું= ૮
———
૪૮૮

આવી રચના હોવી જોઈએ. પરંતુ વિદ્યમાન પાઠમાંઃ—

કડવાં કડી ચરણ
૩૯ × ૧૧ =૪૨૯
કડવું ૧ × ૧૨ = ૧૨
પદ ૧૦ માં
(૪+૪+૫+૩+૫+૩+૫+૪+૪+૮)= ૪૫
———
૪૮૬

ચરણો છે. તેથી કોઇ સ્થળે ચરણો વધારે ઓછાં દાખલ થયાનું અનુમાન જાય છે.



# પંચીકરણ.

## ચોપાઈ.

બ્રહ્માંડનો કરૂં વિવેક, હરિજન તે જે દેખે એક;
પંચે ભૂતતણો વ્યાપાર, કરતા દીસે દેહાકાર. ૧
સમજી લેતાં એ અનુક્રમ, સળંગ સૂત્ર દીસે પરિબ્રહ્મ;
અવ્યક્તથી નભ ઉપનું સાર, નભે પવનનો હોય વિસ્તાર. ૨
પવને તેજ હોયે ઉત્પન્ન, તેજતણું તે પાણી તંન;
પાણીથી મહી પરગટ હોય, જેમ ઉપન્યું તેમ લય તું જોય.[1] ૩
વસ્તુ વિષે સ્વભાવે શૂન્ય, તેહમાં પરણવ ઉપજાવે ધૂન્ય;[2]
તે ઓંકાર જાણો ત્રિવર્ગ, તત્ત્વ તે તેહનો ઉપસર્ગ. ૪
તે તત્ત્વ તણો હું કહું વિસ્તાર, રાખી રહે જો મન નિર્ધાર;
તમો ગુણનાં પંચમહાભૂત, રજનાં દેવ ઇન્દ્રિ અદ્ભૂત. ૫
સત્ત્વના ચતુષ્ટયને પંચ વિષે, એ તત્ત્વ ચોવીસ ભાગવત લખે;
પંચવીસમી માયા સર્વદા, છવીસમો મહા વિષ્ણુ સદા. ૬
નશાજાળ, આમિષ ને અસ્થ, રોમ, ચર્મ એ પાંચે વસ્ત;
પિંડ તણો કરતાં વિવેક, પાંચે ભાગે પૃથ્વી એક. ૭
શુક્ર શોણિત, પ્રસ્વેદ ને લાળ, મુત્ર, આંસુ ને કફ જંજાળ;
પિંડ તણો કરતાં વિવેક, પાંચે ભાગે ઉદકજ એક. ૮
ક્ષુધાપિપાસા ને કામભોગ, ક્રોધાલસ્ય કેરો સંજોગ;
પિંડ તણો કરતાં વિવેક, પાંચ ભાગે તેજજ એક. ૯
શ્વાસોશ્વાસ નાડી હેડકી, છીંક બગાસાં વાયજ થકી;
પિંડ તણો કરતાં વિવેક, પાંચ ભાગે મારુત એક. ૧૦

---

૧. જયમ ઉત્પત્તિ પ્રલય ત્યમ જોય (અ) ૨. તેમાં પ્રણવની ઉઠે ધ્રુન્ય.

શબ્દ કરે ને શબ્દજ ગ્રહે, દ્યૌ અવકાશ સચરાચર રહે;
[2]પાચે બાધે થાએ નાશ, પાંચે ભાગે છે આકાશ. ૧૧
કઠણ ભાગ તે અવની તણો, લેદન તે પાણીનો ગણો;
ઉષ્ણ જ્યોતિ તે જાણો તેજ, સંસરણ[3] તે વાયુનું હેજ. ૧૨
સ્થિર વિવર આકાશનો ધર્મ, એ પંચ ભૂતનો જાણો મર્મ;
ચૈતન્યં જોગે છે જીવતું, સુરજ વડે જેમ કિરણ છતું, ૧૩
એ[4] તીવ્ર બુધ્યે કરી આલોચશે, તે નર બ્રહ્મમાં ભેળો થશે;
જીવપણું એમ જાણી અસ્ત, [5]યુક્તે જોતાં ઉગરે વસ્ત. ૧૪
પે'લું ભૂત આકાશ કહાય, બીજું ભૂત તે કહીયે વાય;
ત્રીજું ભૂત તે તેજજ તાપ, ચોથું ભૂત તે પાણી આપ. ૧૫
પાંચમું ભૂત કહીયે પૃથિવી, એ પંચ ભૂત જો જો અનુભવી;

---

પાંચ કર્મેન્દ્રિય મન શું જાણ્ય, પે'લું પગ ને બીજું પાણ્ય. ૧૬
ત્રીજું ગુદને ચોથું લિંગ, પાંચમું મુખ તે વાણી પ્રસંગ;
કર્મેન્દ્રિયો કહ્યાં એ પંચ, હવે જ્ઞાનેન્દ્રિય કહું છું સંચ. ૧૭
પેલું કર્ણને બીજું ચર્મ, ત્રીજું નેત્ર ચોથું રસના મર્મ;
પાંચમી ઇન્દ્રિયનાસા જાણ, એ જ્ઞાનેન્દ્રિય પંચ પ્રમાણ. ૧૮
[6]અનુભવ ન વધે સમજયા પખે, હવે કહું તન્માત્રા વિષે;

---

શબ્દ વિષય છે કર્ણજ તણો, સ્પર્શ વિષય તે ત્વચાનો ગણો. ૧૯
રૂપ તેજ નેત્રના વિષે, રસના રસ નાનાવિધ ભખે;
ગંધ વિષે નાસા જાણવો, હવે ચતુષ્ટય તે અનુભવો. ૨૦

---

૧. દેહ વિકાસ સચરાચર રહે. (अ) ૨. પાંકે વધને થાએ નાશ (क) ૩ પંસરણ (अ) ૪ (क) ઉપરથી. ૫.(इ) ઉપરથી. (૬) સમજ ન્હોય સમજયાવિણ પખે

પે'લું મન બીજું ચિત્તજ,ધાર, ત્રીજું બુદ્ધિ, ચોથો અહંકાર;
[1]અન્તઃકરણ ચતુષ્ટય નામ, એ સમજે બુધ્ય બેસે ઠામ. ૨૧
એટલે તત્ત્વ થયાં ચોવીસ, માયા સહિત ગણો પંચવીસ;

---

હવે કહું ચૌદે દેવતા, ચૌદે ઇન્દ્રિયને સેવતા; ૨૨
શ્રવણ શબ્દ પાલક દિગરાય, ત્વચા સ્પર્શ મારુત કહેવાય;
નેત્ર રૂપનો પાલક ભાણ, રસના રસનો વરુણજ જાણ. ૨૩
નાસા ગંધની પાલક મહી, એ જ્ઞાનદેવ દેખાડયા કહી;
હવે કહું કર્મેન્દ્રિયપાળ, ચરણ ગત વિષ્ણુ ભૂપાળ. ૨૪
[2]ઇન્દ્રપાળ તે કહીએ પાણ્ય અગ્નિ અધિષ્ઠાતા વાણ્ય;
ગુદ વિસર્જન કરાવે મૃત્યુ, કામ [3]ઇન્દ્રિ બ્રહ્માતું કૃત્ય. ૨૫
એ કર્મેન્દ્રિયતણા પંચદેવ, હવે કહું અન્તઃકરણનો ભેવ;
મન તણા અધિષ્ઠાતા શશી, બુધ્યે બોધના બ્રહ્મા વશી ૨૬
અચ્યુતનામી ચિત્ત ચૈત્યે તણો, શેષ દેવ અહંકૃતનો ગણો,
ચૌદેન્દ્રિયના ચૌદે દેવ, પંચીકરણનો જાણો ભેવ ૨૭
અખા આતમ દરશી એહ, સમજી વિચારી રાખે જેહ;

---

અવની ગળી જાય જળ વિષે, જળને ત્યારે તેજજ ભખે. ૨૮
તેજ જઇ લય થાયે વાય, અનિલ આકાશ વિષે લીન થાય;
જ્યારે નિઃસત્વ થયું આકાશ, ત્યારે દ્યૌનો કહાવે નાશ. ૨૯
પ્હેલી ઉત્પત્તિ પાછળ લે, તત્ત્વ સંખ્યા જે જાણીલે;
બુદ્ધિગોચર રાખે એ લેખ, તેને સંશય ન કહે શેષ. ૩૦

---

(क) (૧) હવે અન્તઃકરણની વિષે,
ન વિષે સંકલ્પે સાર બુદ્ધની વિષે નિશ્ચયધાર,
ચિત્તને વિષે અનુસંધાન અહંકારની વિષે ગરવાઈ માન.
૨ (क) ઉપરથી. ૩ લિંગ. (अ)

ઇન્દ્રિને ઇન્દ્રિના દેવ, પંચભૂત તણાં કુરતવ ભેવ;
સાંખ્યયોગે કરી જાણ્યો પિંડ, એક પિંડ તેમ સઘળી બ્રંડય ૩૧
[1]સર્વ રૂપે સ્વે સ્વામી થયો, અગમ અગાધ જેમનો તેમ રહ્યો;
નિર્ગુણ તે સ્વે સ્વામી આપ, [2]અખા ગુણ નિમિત્તે સઘળો વ્યાપ. ૩૨

---

ચારે દેહ તણું કહું ઐક્ય, સમજી લેવો વસ્તુ વિવેક;
કારજ કારણ એક એકનું; કૈવલ્ય કારણ છે છેકનું. ૩૩
પરમ ચૈતન્ય દેહ કૈવલ્ય નામ, તેનું કાર્ય દેહચૈતન્ય ધામ;
ચતન્ય કાર્ય વાસના લિંગ, વાસના કાર્ય દેહસ્થુલ પ્રસંગ. ૩૪
સ્થૂલનું કારણ વાસના લિંગ, વાસનાનું કારણ ચૈતન્ય સુચંગ;
ઇશ્વર કારણ કૈવલ્ય દેહ, સમજી રહે તો થાય વિદેહ. ૩૫
નિર્ગુણસગુણ એમ ગોચર થાય, લોમ પ્રતિલોમ જ્યારે પ્રીછયો જાય;
કાર્ય કારણ તે સગુણ જ ગણે, કારણ કાર્યથી નિર્ગુણ ભણે. ૩૬
નિર્ગુણ સગુણ મુખ્ય ગોચર થાય, બ્રહ્મજ્ઞાનનો એજ ઉપાય;

---

લેખ વિના અલેખ નવ જડે, અલેખ જાણ્યા વિના ભમવું પડે. ૩૭
પંદર તત્ત્વોનો દેહ તે સ્થૂળ, નવ તત્ત્વનું વાસના લિંગ મૂળ;
ચૈતન્ય માત્ર તે ત્રીજું વપુ, ચોથું દેહ તે કૈવલ્ય કહી જપું. ૩૮
એમજ ચાલ્યે કૃત્ય વિરાટ, સમજે તે સમજી લે ઘાટ;

---

કાન તણો પાલક દિગરાય, શબ્દ પહોંચાડે લૈ વાસનાય. ૩૯
વાસના પ્હોંચાડે ચૈતન અંગ, એમજ ચાલ્યો જાય પ્રસંગ;
ચોથાના સામરથનાં ત્રણ, જે એમ સમજે તે નર ધન્ય. ૪૦
ત્વચા તણો સ્વામી છે વાય, સ્પર્શ પ્હોંચાડે લૈ વાસનાય;
વાસના છે તે ચૈતન્ય વડે, તે તે સર્વ કૈવલ્યને ચડે. ૪૧

---

૧. સર્વ રૂપ જે ચૈતન્ય થશો. (ગ) ૨. સગુણ નિમિત્તે સઘળે વ્યાપ.

નેત્ર તણો સ્વામી છે સૂર, રૂપ વાસના કરે હજૂર;
ઇશ્વરને પ્હોંચાડે તેહ, કૈવલ્યમાં ચાલ્યું જાય એહ. ૪૨
રસનાનો સ્વામી છે વરુણ, તે રસ વાસનાને કરે શરણ;
તે કારણને પ્હોંચાડે[1] ભોગ, કૈવલ્ય સાથે સૌનો જોગ. ૪૩
નાસાનો સ્વામી છે મહી, તે ગંધ પ્હોંચાડે વાસના જઈ;
વાસના લિંગ છે કારણ ભણી, મહાકારણ સર્વેનો ધણી. ૪૪

---

વાસના જીવ તે જીવ વાસના, તે ચૈતન્ય ઈશ્વરની આભાસના;
તે ભોગવે અવસ્થા ચાર, જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ વ્યાપાર. ૪૫
તુરિયાને મળે ત્યારે જીવ ટળે, કૈવલ્ય માંહીં તે ત્યાં ભળે;

---

ત્રણ અવસ્થાનો સૂધો જોગ, હવે તેહ તણો કહું છું ભોગ. ૪૬
જાગૃત ભોગવે નેત્રે રહી, સ્વપ્ન ભોગવે પુંઠે જઈ;
હૃદેલીન સુષુપ્તિ ભોગવે, ભમર ગુરૂ ! તુર્યા જોગવે. ૪૭
સંત વિવેકી જાણે એહ, દેહ થકે છે તેહ વિદેહ;
[1]સકળ ઘટમાં એકજ ઘાટ, સંત કહાવે સમજ્યા માટ. ૪૮
એ અનુભવ તે સ્વે જાણવો, ઇયાં ઉપાય નથી કરવો નવો;
આપે આપ પ્રીછયો જાય, એમાં નથી કોઇ બીજો સહાય. ૪૯
શરદઋતે જેમ નીતરે નીર, આપે આપનું પામે હીર;
એ સમજ્યા વિણ બીજો [2]અભ્યાસ, [3]તેણે સ્વરૂપે ના થાયે નાચ. ૫૦
એ છે પંચીકરણ મહાવાક્ય, તેની કોઇ ન પૂછશો સાખ્ય;
પોતાનું સમઝે જો પોત, જાણે સ્વે હોયે ઉદ્યાત. ૫૧
ખટ ઉર્મિ છે દેહને વિષે, કોય દેહ નો'ય ઉર્મિ પળે;
ઉષ્ણુ શીત તે દેહ ભોગવે, ક્ષુધા પિપાસા પ્રાણ જોગવે. ૫૨

---

૧. (इ) ઉપરથી. ૨. અધ્યાસ. ૩. તેથી સ્વરૂપનો હોયે નાશ (अ)

હર્ષ શોક તે મનના ધર્મ, ષટ ઉર્મિનો જાણો મર્મ;
સ્થૂલ સૂક્ષ્મ લગે એનો ભોગ, કારણ મહાકારણ રહે અમોઘ, ૫૩
હર્ષ શોક વળી પુન્યને પાપ, [1]દેવ પિતૃ ગૃહનો આલાપ;
ગતે જાય કે। અવગતિયે જાય, વાસના લિંગ લગી ઉપાય. ૫૪
[2]વાસના લિંગ માંહે સ્થૂલ લિંગ, વાસના ભંગ તો સ્થૂલનો ભંગ;
વાસનાની દૃષ્ટિ સ્થૂળ ઉપરે, તહાં લગી ઉપજે ને મરે. ૫૫
વાસના કારણ સાંમી થાય, દૃષ્ટિ કૈવલ્ય દેહે જાય;
(જેમ) સંપુટ ઉઘડે જાય બરાસ, તેમ કૈવલ્યમાંહે હોય સમાસ. ૫૬
ત્યારે પાછું વળવા કોણ, જેમ સાગરમાંહી ભળ્યું લુણ;
વાસના લીન થયા પછી રે' દેહ, જેમ પર્વત ઉપર વરસે મેહ. ૫૭
ભરણું નીર તે ઝરી નીસરે, પાછળ ઉમેરો કોણ જ કરે;
તેમ ચાલે તે જ્ઞાની કાય, જીવ ચે'ન જ્યારે સર્વે જાય. ૫૮
ઇશ્વર ચે'ન ઉપજે કદાચ, તહાં ન પ્હોંચે વૈખરી વાચ;
દેવચરિત જેમ નાવે હાથ, જીવ ન પ્હોંચે તેને સાથ. ૫૯

---

પરા પશ્યંતી મધ્યમા વૈખરી, એમાં લિંગની શક્તિ ખરી;
કારણ વાસના લિંગને સ્થૂળ, એ[3] ત્રણ લગે વાણીનું મૂળ. ૬૦
પરાપારેથી પોખે કારણલિંગ, તે પોખ્યંતાં આવે તરંગ;
બાહેર આવે ઘોષ વેરાય, ઉત્તમ મધ્યમ શબ્દ ચાલ્યા જાય. ૬૧
પણ સમજાવો છે દેહનો ઠાઠ, બીજાં સાધન માયાનો ઘાટ;
આદર વોણી પામે મુક્તિ, જો રૂડી પેરે સમઝે જુક્તિ. ૬૨
વૈકુંઠ સુધી એક માંડણી, ત્રૈલોક્ય સુધી જો જો ગણી;
જો ત્રૈલોકનાથ આવે ધરી દેહ, ઠાઠ સકળમાં એહનો એહ. ૬૩
અવાચ્ય કહાવે કૈવલ્યનામ, તે અવ્યાકૃત માયાનો વિશ્રામ;
અવ્યાકૃત વિષે કૈવલ્યનું ભાન, તેજ ધરો ઇશ્વરનું માન. ૬૪

---

૧. દેહગૃહ પિત્રીસ આલાપ (ઇ) ૨. વાસના લિંગે મહા-સ્થૂલ લિંગ (अ). (૩) ત્રણલિંગ વાસના મૂળ. (अ)

તે ઇશ્વરને અવસ્થા ત્રણ્ય, જાગૃત, સ્વપ્ન, સુષુપ્તિ આવર્ણ;
ઇશ્વરને જ્યારે સુષુપ્તિ થાય, ત્યારે માયા ઉપહિત નામ ધરાય. ૬૫
તેને જ્યારે સ્વપ્નજ હવું, ત્યારે હિરણ્યગર્ભ નામ પામવું;
તે ઇશ્વર જ્યારે જાગૃત ભોગવે, ત્યારે વૈરાટ નામ સંભવે. ૬૬
વિદ્યામાંહી પડ્યો આભાસ, એટલો ઈશ્વર સર્વાવાસ,
અવિદ્યામાંહી પડ્યો આભાસ, એનો હવો જીવ પ્રકાશ ૬૭
તેનું નામ ધરાણું જીવ, તે ત્રણ અવસ્થા ભોગવે સદૈવ;
સુષુપ્તિ, સ્વપ્ન ને જાગ્રત, તેનો જીવ સાક્ષી અવિકૃત.[1] ૬૮
તે અવસ્થા ભોગવે સાક્ષી રહ્યો, તે ત્રણ આભાસે ભોગી થયો;
જાગ્રત્માં જે પડ્યો આભાસ, વિશ્વ નામ તેહનું પ્રકાશ. ૬૯
તેને જ્યારે સ્વપ્નજ હવું, તૈજસ નામ ત્યારે અનુભવ્યું;
તેને જ્યારે સુષુપ્તિ હવી, પ્રાજ્ઞ સંજ્ઞા ત્યારે અનુભવી. ૭૦
આભાસ ભોગવે છે એ ત્રણ, પણ પોતે સાક્ષીવત્ રહ્યો અન્ય;

---

સત્તર તત્ત્વની ઇશ્વર કાય, પંચ પ્રાણ દશ ઇન્દ્રિય થાય. ૭૧
મન બુદ્ધિ સહિત એ સત્તર તત્ત્વ, [2]સૂત્રાત્માનું તે મહાસત્ત્વ;
અપંચીકરણની ઈશ્વર દેહ, પંચીકરણની જીવ કહાવી તેહ. ૭૨
પંચીકૃતનું જીવ શરીર, પંચભૂત દશમાંહી સમીર;
[3]પચકર્મ પંચઇન્દ્રી જ્ઞાન, પંચ તન્માત્રા વિષેનું માન. ૭૩
મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારને માય, ચૌદે દેવ તેના અધિષ્ઠાય;
સર્વ મળી ઓગણપંચાસ, હવે કહું દશ વાયુ તણો પ્રકાશ. ૭૪

---

પ્રાણ વાયુ ઉંચી ગત્ય કરે, અપાન વાયુ તે નીચો સંચરે;
ઉદાન જળને તાણે કંઠ, વ્યાને સકળ શરીરની ગંઠય. ૭૫

---

૧ અવિગત. (अ) (૨) પુત્રાત્મા. (अ) ૩ કર્મેન્દ્રિય જ્ઞાનેન્દ્રિય-જ્ઞાન. (अ)

સમાન સરખા વેંચે રસભાગ, દેવદત્ત રહે ત્વચાને લાગ;
કૂર્મ રહ્યો ધરણીને ધરી, નાગ રહ્યો કુંડળી આવરી. ૭૬
ધાવન, ગમન, ધનંજય કરે, સકળ સાંધામાં કુકંટ ફરે;
એ દશવિધ વાય કૃત્યને નામ, હવે પંચકોશ કહું જીવનો ઠામ. ૭૭

---

અન્નમય કોશ એકનું નામ, પ્રાણમય કોશ બીજાનું ઠામ;
ત્રીજો કોશ મનોમય એહ, ચોથો કોશ વિજ્ઞાનમય તેહ. ૭૮
પંચમ છે આનંદમય કોશ, [1]તેહનું નામ ધરે જીવ સંવેશ;
ત્રણ વિશેષણ ઈશ્વર તણાં, સત્, ચિતને આનંદ કરીને ભણ્યાં. ૭૯

---

તેજ વિશેષણ જીવને વિષે, નામ ફેરે કરી નવ ઓળખે;
અસ્તિ, ભાતિ, પ્રિય એ ત્રણ, એક એકતાનું કહું આચર્ણ. ૮૦
અસ્તિ એ સદાસતનું નામ, ભાતિ કહેતાં ચિદ્દને ઠામ;
આનંદ તે જે પ્રિય જાણવો, એમ જીવ ઈશ્વર એકતા અનુભવો. ૮૧

---

ઊંઠ હાથ નામ જીવને વિષે, ચૌદ લોક ઈશ્વર ઓળખે;
તે માટે જીવ ઈશ્વર બે, બેઉ વિષે સૂત્રાત્મા રહે. ૮૨
સુષુપ્તિ ભોગવે હૃદયે રહી, સ્વપ્ન ભોગવે કંઠે જઈ;
જાગ્રત્ તે નેત્ર ભોગવે, [2]તૂર્યાનુસ્યૂત સહુને જોગવે. ૮૩
જીવેશ્વરની સરખી વર્ત્ય, ઈશ્વરશું હોયે એક સુરત્ય;
જીવભાવના જીવથી જાય, ત્યારે અનુસંધાન ઈશ્વરનું થાય. ૮૪

---

એટલો જો રહે અભ્યાસ, તો સાલોક્યે વૈકુંઠવાસ;
વિશ્વાભિમાન વિરાટ શું મળ્યું, સ્થૂલપણું સ્થૂલ માંહે ભળ્યું. ૮૫

---

૧ નામ ધરે જીવ અભિનિવેશ. ૨ તર્યાસત્ર (अ)

તૈજસને રે' સ્વપ્ન અભિમાન, હિરણ્યગર્ભમાં થયું એકસાન;
તેજ ઇશ્વરતણું છે સ્વપ્ન, તેમાં તૈજસ પામ્યો પતન. ૮૬
સામીપ્ય મુક્તિ તેનું નામ, પ્રાજ્ઞાભિમાની સુષુપ્તિને ઠામ;

---

માયા ઉપહિત પ્રાજ્ઞજ મળ્યો, સારૂપ્યે એકતામાં ભળ્યો. ૮૭
તુર્યાવસ્થા ઈશ્વરતણી, સાયુજય મુક્તિ તેની ભણી;

---

સૂત્રાત્મા સઉનું સંધાન. જીવેશ્વર બેઉનું નિદાન. ૮૮
જીવેશ્વર કે'વા નવ રહ્યો, જ્યારે [1]અપંચીકરણને પારે ગયો;
એ પ્રપંચ કલ્પી કીધો સમાસ, સદા નિરંતર તે છે સાવ. ૮૯
પરા પશ્યન્તી મધ્યમા વૈખરી, પિંડ બ્રહ્માંડ વિષે ચારે ખરી;
સોહં શબ્દ વૈરાટને વિષે, એક સૂત્ર પિંડમાંહી લખે. ૯૦
લેતાં શ્વાસ થાયે સકાર, મુકે શ્વાસે થયો હકાર;
સકાર હકારનો હોયે લોપ, ત્યાં ઓંકાર રહે વણુ ઓપ. ૯૧
તે ॐकार [2]અવ્યાકૃત અંકોર, તે ત્રિધા થાય અવાચ્યને જોર;
[3]પરા તે અવ્યાકૃત છે સાય, પશ્યંતી વિષ્ણુ સત્ત્વ ગુણ થાય. ૯૨
મધ્યમા બ્રહ્મા રજોગુણ રૂપ, વૈખરી રૂદ્ર [4]સંહારણ ભૂપ;
ચારે વેદને ચારે વાણ્ય, સકળ [5]શબ્દ તણું એ મંડાણ. ૯૩
મન્ત્રજન્ત્ર સર્વ શબ્દનો ધાટ, શબ્દે બાંધ્યો સઘળો ઠાઠ;
એણીપેરે જે શોધે આપ, ત્યારે મટે અહંતા થાય. ૯૪
ચૌદે લોકે એક વૈરાટ, તેમાં ચાર ખાણના ધાટ;
[6]ઉંબર વરખ થડ સુધી ફળે, મૂળે ટોચ સુધી ફળ નીકળે. ૯૫

---

૧ અપંચી કૃતપારે ગયો. ૨ અચિંત્ય (अ) ૩ પરાતે અવ્યક્ત છે માત્ર, (अ). પરાતે વ્યક્ત છે પંસ્યંતી માંયે, વિષ્ણુ સંમો ગુણ વાય (इ). ૪ સાધારણ ૫ સૃષ્ટિતણું (इ) ૬ જેમ ઉદંબર વૃક્ષ થડથી ફળે (अ)

સમાન સરખા વેંચે રસભાગ, દેવદત્ત રહે ત્વચાને લાગ;
કૂર્મ રહ્યો ધરણીને ધરી, નાગ રહ્યો કુંડળી આવરી. ૭૬
ધાવન, ગમન, ધનંજય કરે, સકળ સાંધામાં કુકંટ ફરે;
એ દશવિધ વાય કૃત્યને નામ, હવે પંચકોશ કહું જીવનો ઠામ. ૭૭

---

અન્નમય કોશ એકતું નામ, પ્રાણમય કોશ બીજાનું ઠામ;
ત્રીજો કોશ મનોમય એહ, ચોથો કોશ વિજ્ઞાનમય તેહ. ૭૮
પંચમ છે આનંદમય કોશ, [1]તેહતું નામ ધરે જીવ સર્વેશ;
ત્રણ વિશેષણ ઇશ્વર તણાં, સત, ચિતતે આનંદ કરીને ભણ્યાં. ૭૯

---

તેજ વિશેષણ જીવને વિષે, નામ ફેરે કરી નવ ઓળખે;
અસ્તિ, ભાતિ, પ્રિય એ ત્રણ, એક એકતાનું કહું આચર્ણ. ૮૦
અસ્તિ એ સદાસત્‌નું નામ, ભાતિ કહેતાં ચિદ્‌ને ઠામ;
આનંદ તે જે પ્રિય જાણવો, એમ જીવ ઇશ્વિર એકતા અનુભવો. ૮૧

---

સાંઠ હાથ નામ જીવને વિષે, ચૌદ લોક ઇશ્વર ઓળખે;
તે માટે જીવ ઇશ્વર બે, બેઉ વિષે સૂત્રાત્મા રહે. ૮૨
સુષુપ્તિ ભોગવે હૃદયે રહી, સ્વપ્ન ભોગવે કંઠે જઇ;
જાગ્રત્ તે નેત્રે ભોગવે, [2]તૂર્યાનુસ્યૂત સહુને જોગવે. ૮૩
જીવેશ્વરની સરખી વર્ત્ય, ઇશ્વરશું હોયે એક સુરત્ય;
જીવભાવના જીવથી જાય, ત્યારે અનુસંધાન ઇશ્વરનું થાય. ૮૪

---

એટલો જો રહે અભ્યાસ, તો સાલોક્યે વૈકુંઠવાસ;
વિશ્વાભિમાન વિરાટ શું મળ્યું, સ્થૂલપણું સ્થૂલ માંહે ભળ્યું. ૮૫

---

૧ નામ ધરે જીવ અભિનિવેશ. ૨ તૂર્યાસૂત્ર (અ)

તૈજસને રે' સ્વપ્ન અભિમાન, હિરણ્યગર્ભમાં થયું એકસાન;
તેજ ઇશ્વરતણું છે સ્વપ્ન, તેમાં તૈજસ પામ્યો પતન. ૮૬
સામીપ્ય મુક્તિ તેનું નામ, પ્રાજ્ઞાભિમાની સુષુપ્તિને ઠામ;

---

માયા ઉપહિત પ્રાજ્ઞજ મળ્યો, સારૂપ્યે એકતામાં ભળ્યો. ૮૭
તુર્યાવસ્થા ઈશ્વરતણી, સાયુજ્ય મુક્તિ તેની ભણી;

---

સૂત્રાત્મા સઉનું સંધાન. જીવેશ્વર બેઉનું નિદાન. ૮૮
જીવેશ્વર કે'વા નવ રહ્યો, જ્યારે [1]અપંચીકરણને પારે ગયો;
એ પ્રપંચ કલ્પી કીધો સમાસ, સદા નિરંતર તે છે સાવ. ૮૯
પરા પશ્યન્તી મધ્યમા વૈખરી, પિંડ બ્રહ્માંડ વિષે ચારે ખરી;
સોહં શબ્દ વૈરાટને વિષે, એક સૂત્ર પિંડમાંહી લખે. ૯૦
લેતાં શ્વાસ થાયે સકાર, મુકે શ્વાસે થયો હકાર;
સકાર હકારનો હોયે લોપ, ત્યાં ઓંકાર રહે વણ ઓપ. ૯૧
તે ૐકાર [2]અવ્યાક્રત અંકોર, તે ત્રિધા થાય અવાચ્યને જોર;
[3]પરા તે અવ્યાક્રત છે માય, પશ્યંતી વિષ્ણુ સત્ત્વ ગુણ થાય. ૯૨
મધ્યમા બ્રહ્મા રજોગુણ રૂપ, વૈખરી રૂદ્ર [4]સંહારણ ભૂપ;
ચારે વેદને ચારે વાણ્ય, સકળ [5]શબ્દ તણું એ સંડાણ. ૯૩
મન્ત્રજન્ત્ર સર્વ શબ્દનો ઘાટ, શબ્દે બાંધ્યો સઘળો ઠાઠ;
એણીપેરે જે શોધે આપ, ત્યારે મટે અહંતા થાય. ૯૪
ચૌદે લોકે એકે વૈરાટ, તેમાં ચાર ખાણના ઘાટ;
[6]ઉંબર વરખ થડ સુધી ફળે, મૂળે ટોચ સુધી ફળ નીકળે. ૯૫

---

૧ અપંચી કૃતપારે ગયો. ૨ અચિંત્ય (अ) ૩ પરાતે અવ્યક્ત છે માત્ર, (अ). પરાતે વ્યક્ત છે પશ્યંતી માંય, વિષ્ણુ સંમો ગુણ વાય (इ). ૪ સાધારણ ૫ સૃષ્ટિતણું (इ) ૬ જેમ ઉદંબર વૃક્ષ થડથી ફળે (अ)

તેમ ચૌદ લોક સુધી [1] સા જંત [2]એમ વિરાટ ફળ્યો છે તંન;
એ વિરાટ કહાવે બ્રહ્માંડ, એવાં ફળ અસંખ્યાતા [3]મંડ. ૯૬
સ્થૂળને જોતાં નાવે પાર, અનાર ઉતરે લાધે સાર;
એ લેખે દેહાભિમાન, જીવેશ્વરનું ટાળો ભાન. ૯૭
એ પંચીકરણ મહાવાક્ય, એણે થાય અનુભવ પરિપાક;
[4]જગતપણું જેને છે સત્ય, [5]તેણે એનું કરવું નિત્ય. ૯૮
વેદતણા વચન છે એહ, નિઃસન્દેહ થાય શોધે તેહ;
જીવન-મુક્ત તે તેનું નામ, જેણે સાંભળ્યું મૂળગું ધામ. ૯૯
ને અવતરિયા સરખો તેહ, જેણે એમ નવ સંભાળી દેહ;
[6]તેને મુક્તિનોયે અભિમાન, જ્યાં જ્ઞાતા નહીં જ્ઞેયને જ્ઞાન. ૧૦૦
ત્રિપુટી રહિત તે છેજ અવાચ્ય, તત્ત્વમસિ પદ [7]સાધ્યું સાચ;
શાસ્ત્રારથ તે જાણે જ્ઞાન, આત્માનુભવનું હવું વિજ્ઞાન. ૧૦૧
મહાપદ માંહે કહ્યું'તું દ્વૈત, તે સમજ્યાથી થયું અદ્વૈત;
અહંબ્રહ્મ છે શબ્દજ વિના, [8]એમ સમજે વેત્તા અખા આપના. ૧૦૨

---

૧ વિધિ (અ) ૨ એમ વૈરાટ ફળે છે માંહીનો તંન (ક)
૩ માં. ૪ જંનપણું (અ) ૫ તેણે એનું કરવું નૃત્ય. ૬ મુક્તિ બંધનું નહીં અભિમાન (અ) ૭ શોધ્યું (અ). ૮ એ સમજે અખા વેત્તા આપના,

# ગુરુ-શિષ્ય-સંવાદ.

## પ્રથમ ખંડ-ભૂતના ભેદો.

### દોહરા.

ગુરુચરણે શિષ્ય આદરે, પ્રેમે કરી પ્રણામ;
પદપંકજ પાવન સદા, નમો નમો પરધામ. ૧
તપત થયો મહારાજ હું, ભવતાપ અંતર્ગહૂલ;
તમ કૃપારૂપી વચન જે, તે વહી આવીયો મુજ તૂલ. ૨
મંદ બુદ્ધિ હું પૂછવા, સામર્થ્ય નહિ ગુરુ રાય;
પ્રભુ પધારો અન્તરે તો, મારૂં સાર્થક થાય. ૩
ગુ૦—ભલે ભલે શિષ્ય ઉગ્ર બુદ્ધિ, મહા આશય તું વીર;
હું જાણું તુ જ બોલતાં, તું પરંપદ પૂછીશ ધીર. ૪
શિ૦—સત્ય સત્ય સ્વામી ગુરુ, તમે હાર્દ લહ્યું હરિરૂપ;
પરમ પદ તે મુજને કહો, ટળે પ્રપંચ અંધ કૂપ. ૫
ગુ૦—ગુરુ કહે શિષ્ય પરંપદના, રસનાયે નહિ થાપ;
કરે ગ્રહી નથી આપવા, તે સમજે સંન્મુખી આપ. ૬
પ્રકૃતિ પુરુષનો વિવેક એ, જો બુદ્ધિ ગોચર થાય;
તો જન્મમરણ સંશય ટળે, મન તુર્યાતીત ઠહેરાય. ૭
વિધિ વિવેકે પ્રીછતાં, દીસે આંપાપું અલગ;
આત્મ અર્ક ઉદે હવો, ત્યાં તેજ છે તત્ત્વ સળંગ. ૮

### ચોપાઈ.

આત્મજ્ઞાન તણો જે વિવેક, એક અનંત અનંત મળી એક;
તેહતણા જ્યાં જન્મને ભેદ, સત્ય શાસ્ત્ર તે કહે છે વેદ. ૯

જેમ સૂર્ય ને સૂર્યનાં કિર્ણ, એ સમજી દ્રષ્ટાન્તે વીણ;
અર્કસ્થાની કહિએ વસ્ત, જેને નહીં ઉદે ને અસ્ત. ૧૦
અકળ અનુપમ સર્વની આદ્ય, કેમ હોય મન બુદ્ધિ સાધ્ય;
અર્વાચીન પ્રપંચ તે થકે, તે તેને જાણી કેમ શકે? ૧૧
જાણ્યા વિના પ્રપંચ ન ટળે, ભલે કોટ જન્મ્યો આફળે;
શુક સનકાદિ નારદ વ્યાસ, શેષ શિવ વસિષ્ઠ બુદ્ધિ રાસ. ૧૨
જ્ઞાનતણા તે કહિયે અર્ક, સદ્ય શાસ્ત્ર જેના છે તર્ક;
તેજ અનુભવ તત્વનું જ્ઞાન, જેણે તત્ત્વનું લહિયે માન. ૧૩
તત્ત્વ જાણ્યા વિણ ચેતન જેહ, સમ્યક્બુદ્ધિમાં નાવે તેહ;
જ્યાંલગી નો'યે વસ્તુ ભોગ, પ્રપંચ દીર્ઘ તે ન ટળે રોગ. ૧૪
તે માટે તત્ત્વજ સર્વથા, થાશે ગોચર સૂણજે કથા;
ગુરુ ગોવિંદ શાસ્ત્ર સંતે કરી, બુદ્ધિ પ્રમાણે જે મેં લહી. ૧૫
એજ જ્ઞાન ભક્તિ વૈરાગ, એજ દાન તપ તીરથ ત્યાગ;
જે ચેતન શું સમરસ હોય, પૂર્ણકામ નર ભણિયે સોય, ૧૬
તત્ત્વ ઉધરી અળગાં કરે, શેષ ભાગ ચેતન ઉગરે;
તે ચેતન નિજ જાણ્યું આપ, ત્યારે સેહજે ટળિયા તાપ. ૧૭

## દોહરા.

શિ૦—ભેદ કહો મહાભૂતનો, જેમ બુદ્ધિ સમજે મર્મ;
ચેતનમય દીસે સકળ, જેમ સમજું હું અનુક્રમ. ૧૮

## ચોપાઈ.

ગુ૦—પરબ્રહ્મ પ્રપંચ સમ રહે, પંચ વિશેષણ શ્રુતિ કહે;
ત્રય વિશેષણ વસ્તુતણાં, અને બે તે પ્રપંચનાં ભણ્યાં. ૧૯
અસ્તિ કહેતાં સદા સ્થિત જેહ, આદ્ય અંત્યનું કારણ તેહ;
જગત જેવડે ઝળકી રહ્યું બીજું વિશેષણ ત્યાં એ કહ્યું. ૨૦
સર્વે પ્રિય લાગે જે માટ, દુઃખ ટાળી સુખ ધાલે ઘાટ;
પરબ્રહ્મનાં વિશેષણ ત્રણ, બે પ્રપંચનાં સુણજે કર્ણ. ૨૧

ઉપજે તેનું રૂપ બંધાય, રૂપ થયું તેનું નામ ધરાય;
ઉત્પત્તિ સ્થિતિ લે તે થાય, નામ રૂપ આવે ને જાય. ૨૨
તે પંચ વડે કહિયે સંસાર, જે સમજે તે પામે પાર.
પે'લાં ત્રણ તે તું નિજ આપ, અને બે કયાં તેનો ટાળે થાપ. ૨૩
પંચ ભૂતનોં જાણ્યે અંગ, ભુતોનાં સ્થૂળ સૂક્ષ્મ લિંગ;
મહાનુભાવ એમ સમજી રહ્યા, તે પ્રપંચ પારંગત થયા; ૨૪
સાંભળ શિષ્ય ભૂતનો ભેદ, જેણે કરી ઉપજે નિર્વેદ;
ભૂત કલ્લોલ જાણે જે કોય, સ્વયં આત્મા ભણિયે સોય. ૨૫
કહ્યું વસિષ્ઠ સુણિયું રામ, પંચ ભૂતથી રૂપને નામ;
ઉપર ભૂતળને ભિન્ન સર્ગ, પંચ ભૂતનો જાણ્યે વર્ગ. ૨૬
છઠ્ઠો કાંઇ પદાર્થ નથી, મુનિજને મન જોયું મથી;
હું તું એમ જાણી રહ્યા સંત, તો કહે શું ને શું બોધ રત. ૨૭
તે માટે શિષ્ય સાંભળ વાત, તત્ત્વ લેહે છે જે સાક્ષાત;
એ સમજાયે અન્ય નવ રહ્યું, હતું તેમ જથારથ રહ્યું. ૨૮
અવિગતથી નભ ઉપન્યું સાર, નભે પવનનો હવો વિસ્તાર,
પવને તેજ હુવું ઉત્પન્ન, તેજ તણું તે પાણી તન્ન. ૨૯
પાણીથી મહી પ્રગટ હોય, જેમ ઉત્પત્તિ તેમ લે તું જોય;
તેહતણી હું કહું વિધિ જેહ, એક મને સાંભળજે તેહ.
પંચ પંચમાં વરતે સદા, સાક્ષીવત આત્મા રહે તદા;
એક એકમાં વરતે ચાર, સમરસ ત્યાં સે'જે વ્યાપાર. ૩૧
અવની જહાં ધરે અવકાશ, ત્યારે જાણવું સત્ય આકાશ;
જ્યારે જ્યાં ભૂકંપન થાય, ત્યાં અવનીમાં વરતે વાય. ૩૨
રત્નાદિક હીરા કહેવાય, તે ધરતીમાં તેજે થાય;
પ્રત્યક્ષ જળ દીસે છે ધરા, એકમાં ચાર વર્તે તે ખરા. ૩૩
હવે જળમાં વર્તે છે ચાર, તેહ તણો કહું છું નિર્ધાર;
અંબુમાં જે જામણ શક્તિ, તે અવનીની જાણે વ્યક્તિ. ૩૪
જળપણ જે ઊંડે છે મ્હાંય, અંતે તેજ વરતે છે પ્રાય;
વીચી જે વણસે છે મધ્ય, તે મારુતની જાણો વૃધ્ય. ૩૫

ગગન તણો ગુણ એ જળવિષે, જે આવે તેને રાખી શકે;
એજ ચતુર્ગુણ ધરે છે વાર, હવે કહું જે તેજ ચાર. ૩૬

તેજ વિષે એ જાણો મહી, જે વિદ્યુતમાં લોહ ઉપજે સહી;
અગ્નિ વિષે જળ એ કે'વાય, જે લાગે વન્હિ સેં'જે ઓલાય. ૩૭

અગ્નિ દાહ અગ્નિથી ટળે, તેજમાંહી જળ શોધ્યું મળે;
તેજમાંહી ચંચળતા જેહ, વાયુતણું ત્યાં લક્ષણ એહ. ૩૮

દીપ સરખા પ્રકાશે દેહ, એ આકાશ મહા પુરુષ કેહ;
અગ્નિમાં'ચલાં એ તત્ત્વજ ચાર, મારુતનો કહું હું વિસ્તાર. ૩૯

ધારક શકિત ધરે સમીર, એ મેદિનીનું જાણે હીર;
અહિ જોગીની ટાળે તૃષા, એ મારુતમાં જાણો વૃષા. ૪૦

વાયુ શોષણ શકિત ધરે, તેજતણો ગુણ એ પરવરે;
અણસંગીને અરૂપજ હોય, એ ખ કેરૂં લક્ષણ જોય. ૪૧

હવે કહું ઘૌ લક્ષણ સાર, અંતર તત્ત્વો વર્તે ચાર;
અહંકાર ધરતીનું રૂપ, ચિત્ત તે આપતણુંજ સ્વરૂપ. ૪૨

તેજ સ્થાની તે કહીએ બુદ્ધિ, મનમાં વાયુતણી છે શુદ્ધિ;
એ અંબરનું લક્ષણ કહ્યું, જે ગુરુ ગોવિંદ સંતે લહ્યું. ૪૩

ભૂતભેદ કહ્યો સારોદ્ધાર, પાંચેને ચેતન આધાર;
ચેતનની લહેરો મહાભૂત, લહેરોનું પ્રતિબિંબ અદ્‌ભૂત. ૪૪

ભૂત ઉપજે વરતે શમે, કોઇ કાળે મહાભૂત આથમે;
ચેતનસાગર જેમ છે તેમ, એકે દ્વંદ્વ નહીં ગુણ કર્મ. ૪૫

દત્ત કહે પડઆનન! સુણો, થોડા માંહે અર્થ જ ઘણો;
તત્ત્વમસિ વાયકનો ભેદ, એ આદ્યે દૈ બોલ્યા વેદ. ૪૬

આત્માનું પ્રતિપાદન કર્યું, તત્ત્વપણું અળગું ઓધર્યું;
મહાજળમાં જેમ ભમરા વળે, વારી માંહી આવી ભળે. ૪૭

આવૃત્તિ ભમરાનું નામ, પંચભૂતકેરૂં તે ઠામ;
નેતિ નેતિ કહે છે વેદ, ભૂતનો'યે વસ્તુનો ભેદ. ૪૮

શિષ્યને ગુરુ કહે સુણ વાત, વરતે રહેને તું સાક્ષાત;
શિવના તનપ્રત્યે કહે દત્ત, મહાઉપદેશ માન તું સત્ય. ૪૯

इति श्रीगुरुशिष्यसंवादे भूतभेदो नाम प्रथमखंडः ॥१॥

# દ્વિતીયખંડ-જ્ઞાન નિર્વેદ યોગ.

## ચોપાઈ.

ગુ૦—પંચભૂતની, આકૃતિ જેહ, વસ્તુ સિંધુમાં દીસે તેહ;
નેતિ નેતિ જે વેદે કહ્યું, તેનું કારણ મેં તો લહ્યું. ૧
ભૂત નોયે એ વસ્તુ જ વસ્ત, કહે નિગમ ઉંચો કરી હસ્ત;
આર્ય શિષ્ય પ્રીછી લે મર્મ, આગળ બોલ્યો જે અનુક્રમ. ૨
યત્ કિંચિત્ પદારથ જેહ, ભૂત ઉપાધિ જાણે તેહ;
એણે વિવેકે તત્ત્વ ઉધરે, શેષ ભાગ ચૈતન્ય ઉગરે. ૩
કારણ જાણ્યાનો એજ ઉપાય, જો કારજ બુદ્ધિગોચર થાય;
ત્યારે બુદ્ધિ કારજમય ટળે, વસ્તુ થૈ વસ્તુમાં ભળે. ૪

## દોહરા.

શિ૦—આ લોક ચૌદ લગી પ્રભુ મેં, જાણ્યો ભૂત કલ્લોળ;
પણ પરમાત્મા પ્રીછ્યો નહીં, છે સંશય અંશે સોળ. ૫

## ચોપાઈ.

તત્ત્વ કહ્યાનું કારણ એહ, ચક્ષણ વક્ષણ દીસે છે દેહ;
તેમાં જીવ ધરે છે આપ, તે જાણી કહ્યો જીવનો વ્યાપ. ૬
ભૂતઉપાધિ ઉપજે પિંડ, પિંડ તેમ જાણે બ્રહ્માંડ;
ભૂતભેદ ઉઠે આકાર, આકારે કહાવે સંસાર. ૭
ત્રણ સ્વર્ગ મૃત્યુ પાતાળ, ચૌદ લોકની જોજે ભાળ;
ભૂતવિનાનો પદારથ નથી, પેરે પેરે જોયું મથી. ૮
નામરૂપ મહાભૂતે ધર્યાં, બહુ વિધે કરીને વિસ્તર્યાં;
જહાં રૂપ ત્યાં વાસના લિંગ, એહભૂતનું જાણે અંગ. ૯
તત્ત્વ સાગરે બુદ બુદ પિંડ, સચરાચર દીસે બ્રહ્માંડ;
સેંજે ઉપજે સેંજે ખપે, અણછતો જીવ થૈ હું જપે. ૧૦
કરતા કારવતા નહિ કોય, જોગ ભોગ સૌ સેંજે હોય;
વસ્તુ વિષે નૈં ઉપજ્યું શમ્યું, મનનું કારજ મનશું રમ્યું. ૧૧

21,413

પરમાત્માની પેર કોણ કરે, જે પરપંચ અગોચર રહે;
શબ્દે કરીને જે કહેવાય, તે આકાશતણો મહિમાય. ૧૨
આકાશ તો મહત્તત્ત્વથી થયું, તેથી ચેતન આગળ રંયું;
મહતત્ત્વ સૌ શૂન્યેથી હોય, પ્રકૃતિ શૂન્યે કલ્પિત સોય. ૧૩
કલ્પના માત્ર કલ્પ્યો સંસાર, તે શું જાણે વસ્તુ નિરધાર;
શબ્દ વિના જો જાણી રહે, ઉત્પત્તિ સ્થિતિ લે કોણ કહે? ૧૪
સોના જેવું છે હું છેક, વાણી વિચાર વિના નહિ એક;
સુણે કોણ ને કોને કહે, આપ વિના આપ સમજી રહે. ૧૫
પદમાં રહી જન જે જેમ કરે, વાંછિત ભોગજોગ આચરે;
પદ પ્રિછયાનો એહજ મર્મ, નથી ઉપાધિ ધર્માધર્મ. ૧૬
જે ઈશ્વરપદ ભેદી વટયો, કાળ માયા એ તે નૈં નટયો;
અણલિંગી નવ દીસે આપ, ત્યાં કેમ લાગે પુણ્યને પાપ. ૧૭

## દોહરા.

શિ૦—અન્ય શાસ્ત્ર સુણતા પ્રભુ, મારૂં ધુંચાણું મન;
અહં ટળે જે અહં રહે, તે મહાભાવ મહાજન. ૧૮
કૃપા કરીને તે કહો, જેણે અહંભાવ સઘ જાય;
મહા સામર્થ્ય મનમાંહી પ્રગટે, તનમન શીતળ થાય. ૧૯

## ચોપાઇ.

ગુ૦—સાંભળ શિષ્ય કહું હું સાંખ્ય, સન્મુખ થૈ સમને રાખ્ય;
ગીતામાંહી કહ્યું શ્રીકૃષ્ણ, જે જે અર્જુને પૂછ્યાં પ્રશ્ન. ૨૦
કૃષ્ણ અર્જુનને કે' સુણ વીર! તે ગુરુ શિષ્યને કે' સુણધીર;
જેને અહંતા નથી લગાર, તેને નવ લેપે સંસાર. ૨૧
જગત્ નિયન્તા હોય જો જન, તોય પરાભવ નહિ તે તન;
કર્ત્તાથકો અકર્ત્તા તેહ, જેને અહંભાવ નહિ દેહ. ૨૨
કહે અચ્યુત અર્જુન સુણવીર! તત્ત્વ દર્શીને નથી શરીર;
ગુરુ કહે છે સુણ શિષ્ય! તાત! હરિએ અર્જુનને કહી વાત. ૨૩

એતો સદ્‌ગુરુનો ગુરુભાગ, શુદ્ધ શાસ્ત્રનો નહિ ત્યાં વાદ;
કાંડ ચૌદમેં બોલ્યા વેદ, તેનો જાણે વિરલા ભેદ. ૨૪
શ્રીકૃષ્ણે ગીતામાં કહ્યું, તે દત્તાત્રેયે નિવહ્યું;
રઘુપતિ પ્રત્યે કહ્યું વસિષ્ઠ, તે ઉદ્ધવ પ્રત્યે કરે ઇષ્ટ. ૨૫
કહું અવનિને અવનિ મા જાણ, ઉદકે નોહે ઉદક નવાણ;
તેજને રખે જાણ તું તેજ, પવન તે પવને નોહે એજ. ૨૬
આકાશ તે નોયે આકાશ, વસ્તુ દૃષ્ટિનો થાય વિનાશ;
બુદ્ધિભેદે ભાસ્યું વિપરીત, ત્યારે લીધી અવળી રીત. ૨૭
આત્મગુરુ જો આપે દૃષ્ટ, ત્યારે બુદ્ધિ બને ઉત્કૃષ્ટ;
તે બુદ્ધિનું વિચરણ અલગ, ચિદ્ વિલાસે છે સર્વ સળંગ. ૨૮
ઉર્વિ ચેતન, ચેતન આપ, ચેતન અનળ અનિલનો વ્યાપ;
ચેતન વ્યોમ અવ્યક્ત બ્રહ્મ સદા, તે જાણે ટળે દ્વૈત આપદા. ૨૯
વકરી દૃષ્ટયે દીસે ભૂત, વસ્તુ વિચારે છે અદ્‌ભુત;
વસ્તુ વિચારે વસ્તુજ વસ્ત, તહાં કો કહે ઉદે ને અસ્ત. ૩૦

## દોહરા.

શિ૦–શિષ્ય કહે છે રે પ્રભુ! એ સંશય મુજ મન;
વકરી દૃષ્ટ તે કોણ તણી, જો વસ્તુ વિના નથી અન્ય. ૩૧
ગુ૦—ગુરુ કહે છે વસ્તુની, હે વત્સ! છે મોટી વાત;
પ્રપંચ નામ તેણે પડયું, જે લઘુ લાઘવ છે તાત! ૩૨
પર કે'તાં પરબ્રહ્મ હરિ, અને પંચ કે'તાં પંચભુત;
એ પ્રપંચ નામ જુઠા તણું, એમ પ્રગટયો વંધ્યાસુત. ૩૩

## ચોપાઇ.

મિથ્યા પુરુષ મિથ્યા થો છતો, ચાલ્યો જાય પ્રકૃતિનો વતો;
મિથ્યા રૂપ અને મિથ્યા નામ, મિથ્યા માંડયું મિથ્યા ગામ. ૩૪
તેને ભૂત ભવિષ્ય વર્તમાન, ધર્મ, અર્થ, ને મોક્ષનું ભાન;
ઉત્પત્તિ, સ્થિતિ તેને હોય, હાનિ વૃદ્ધિ જ્યાં ત્યાં જોય. ૩૫

બાળક જોબન વૃદ્ધતા તેહ, સુખ, દુઃખ, ખટ ઉર્મી છે છેહ;
મૃષા પુરૂષ માયાનો પુત્ર, જીવ ઇશ્વર માંડયાં બે સૂત્ર. ૩૬
જીવેશ્વર કહાવે સંસાર, વિદ્યા અવિદ્યા ચાલી લાર;
કર્મ વિકર્મ તે સર્વે સત્ય, જો આપોપું માન્યુ નિત્ય. ૩૭
નિત્ય બંધન જીવે કે'વાય, તે ભજવા ઇશ્વરને જાય;
ઇશ્વર ભજતાં જીવજ ટળે, નહિ તો સંસારે રમે. ૩૮
એમ અજાનું ચાલ્યું જાળ, વસ્તુ વિચારે આળ પંપાળ;
જીવેશ્વર બે માયાએ ઘડયા, સ્વામી સેવક થૈ રડ વડયા. ૩૯
કલ્પના-માત્રજ કરીએ અજા, ચારે ખાણે તેની પ્રજા;
વસ્તુ વિષે એકે નહિ દ્વંદ્વ, જે દીસે તે માયા ફંદ. ૪૦

## દોહરા.

શિ૦-સ્વામી! માયા એવી બળવતી, તે કોણે કરી ગુરુદેવ;
કે સ્વે સમર્થ છે અજા, કહો મુજને તેનો ભેદ. ૪૧

## ચોપાઈ.

ગુ૦-આરજ! માયા સ્વે બળવતી, તે મિથ્યા હુતી થૈ છતી;
નામે તો છે પણ નહિ રૂપ, મોહ્યા સુર દાનવ મુની ભૂપ. ૪૨

## દોહરા.

શિ૦-હરિ, હર, અજ, દાનવ, મુનિ સરખા મોહ્યા માય;
તો શો આશેરો માહરો, એ સંશય મનમાં થાય. ૪૩

## ચોપાઈ.

ગું૦-જે પેરે માયા જાણી જુઠી, ત્યારે પંચની છૂટે મૂઠી;
બુધની ધારો ટાળો કુટી, અનુભવાનંદ આવે ઉઠી. ૪૪
જ્યારે અનુભવ જાગ્યો કિરણી, ત્યારે કરશણને તુઠી ભરણી;
નિરાલંબ વસ્તુ આદરણી, પદ પ્રાપ્ત દીસે ન ધરણી. ૪૫
તજજ્ઞ ગગન ન દીસે વેહેરો, બ્રહ્મકવચ જાણીને પેહેરો;
દ્વતાદ્વૈતનો પરવાહ હેરો, ટળે ધ્યે-ધ્યાતાનો ચેહેરો. ૪૬

સંશયપણે સંસાર સવાયો, નિઃસંશ નહિ મૂળ ન પાયો;
નહિ હૂં તું કોણે કોણ ગયો, એમ સમજે સંસાર શમ્યો. ૪૭
જ્યાં કેહવા ને સુણવા નથી, ત્યાં કલ્પના થાપી અણછતિ;
તે કલ્પનાએ કર્યો સંસાર, પ્રકૃતિ પુરુષ કેરો વિસ્તાર. ૪૮
વાચારંભણ સાચું થયું, જ્યાં આપોપું વિસરી ગયું;
જ્યારે આપ સાંભળ્યું નરે, ત્યારે મુક્તિ પામ્યો વણ મરે. ૪૯
હોય આકાશમાં અંધકાર, ત્યારે ભાંગે ચક્ષુ વ્યાપાર;
તે અન્ય પ્રપંચ કેમ દેખે મંડય, જો પોતાનો ન દેખે પંડય. ૫૦
મનોમય સઘળું મંડાણ, મનોમય પંડિતની વાણ.
મનોમય આ ચૌદે લોક, મને રચિત તે સર્વે ફોક. ૫૧
મનવડે પંડિત બાંધે ગ્રંથ, મન વડેજ દર્શનને પંથ:
મનવડે જોગી સાધે જોગ, મનવડે ભોગી માને ભોગ. ૫૨
મનથી ઇશ્વર મન થકી જીવ, મન જેમ ઘાટ ઘડે ચકીવ;
મનમાં મન જ્યારે ગયું શમી, ત્યારે તદ્રૂપી પ્રકૃતિ આથમી. ૫૩
મદ્યપાની જો મધુ પી છેક, અણછતો પ્રપંચ દેખે બહેક;
માદક ઉતર્યો પાછો વળી, ત્યારે મદ રૂપી પ્રકૃતિ ટળી. ૫૪
તેમ મન તે માયા માયા મન, વહ્નિ જ્વાળા જ્વાળા તે અગ્નિ;
અગ્નિમાંહી અગ્નિ ગયો શમી, શિખા તેજ માયા આથમી. ૫૫
તે માટે સત્યે સર્વથા, મન મરે પામે નહિ વ્યથા;
એમ જાણી જો ફીટી જાય, કોણ બીજો જે પુંઠે ધાય. ૫૬
ત્યારે શિષ્ય પૂર્વપક્ષ કરે, સ્વામી મન અવતર્યું અવતરે;
ગુરુ કહે જો પરંપરા તન, ત્યારે અગ્રજ થાશે મન, ૫૭
તે ઉપર કહું તુજને સાખ્ય, દત્ત બોલ્યા તે હૃદયે રાખ્ય;
મહાનુભવનો અનુભવ જેહ, સમજી લેતાં ટળે સંદેહ. ૫૮
મનવડે મોક્ષ બંધ મનવડે, મનવડે માનવ નામજ પડે;
જેવી જાયા તેવી દુહિતા, આલિંગનમાં પતિને પિતા. ૫૯
જાણે અર્થ સુભાષિત એહ, હવે કહું દત્ત બોલ્યા તેહ;
ગગનાકાર થાય જો જન, તો સર્વમાં મુખ્ય માનવું મન. ૬૦

મન પરમાત્મા થૈને રહે, મન પરમાર્થ સર્વે લહે;
તે માટે મનનું કૃત્ય તાત, મન-અમન એ મોટી વાત. ૬૧
તું કહે છે પરમાત્મા સત્ય, મન તો તેની સત્તા વૃત્ય;
સૈંધવ સત્તા સિંધુ તણી, તેમ મન સત્તા હરિ તે ધણી. ૬૨
લવણ લવણને રૂપે રહે, સિંધુપણું તે તે કેમ લહે;
જ્યારે મીઠું ગયું ઓગળી, કોણ કહે મને વસ્તુ મળી. ૬૩
પંડિતજને કર્યો નિર્ધાર, મન વિના ક્યાંથો સંસાર.
મન કારણ એ સર્વે તણું, જુવો વિચારી આપ આપણું. ૬૪
એ સાનને સમજે સંતજન, ચિત્ર વિચિત્ર જે દેખે મન;
તે મન જ્યાં સુષુપ્તિમાં શમે, ચેતન ત્યહાં સદોદિત રમે. ૬૫
મન લેખે છે અવસ્થા ચાર, સજે ત્યહાં સેહજે સંસાર;
જ્યારે મન વિચિત્ર મુકી રહે, ત્યારે અમન એવી સંજ્ઞા વરે. ૬૬
અમનતા પામ્યું જે મન, જેમ સાગરને તટસ્થ જન;
તે સાગરને દેખે તોય, ભૂવિકારથી અવળો નો'ય. ૬૭
કહું દૃષ્ટાન્ત તેનું વળી સાર, કોઇક જન જૈ બુડયો વાર;
જડતા પામ્યો મૃત્યુ કરી, તેમ મનને સંસૃત્ય વીસરી. ૬૮

## દોહરા.

શિ૦-સ્વામી! એ સંશય મોટો મુજને, સંસૃતિ વિરમે જન;
તેને દેહધારી સમ દેખીએ, તે કેમ ચાલે તન. ૬૯

## ચોપાઇ.

ગુ૦-વાસનાલિંગ જેનું જ્યાં ગળ્યું, તેને ત્યાં અવલંબન ટળ્યું;
સ્વેચ્છાચારી પોતે થયો, મુક્તિ બંધ તેનો ત્યાં ગયો. ૭૦
જે સંસ્કારે થયું તું તન, તે ઇચ્છા થૈ વિસર્જન;
થયો અણુલિંગી કહું વૃત્તાન્ત, તે સમજે જે હોય ધીમંત. ૭૧
જેમ સુકું પત્ર તરુથી ખરે, પવન જોગે પૃથ્વી પર ફરે;
પવન થંભે તો તે સ્થિર થાય, નૈં તો જળ થળ વાયે જાય. ૭૨

આપ મુક્ત નહિ ને નહિ બંધ, જેમ રે દ્વૈતાદ્વૈત કબન્ધ;
તેમ તજજ્ઞને અન્ય ન સ્ફુરે, જગત જાણે જે બોલે ફરે. ૭૩
જેમ સ્ફટિક નિકટ બહુ રંગ, તે પ્રતિબિમ્બે મણિને અંગ;
મણિ મધ્યે, એકે નહિ વાન, જોગ મળે ભાસે પ્રતિભાન. ૭૪
તજજ્ઞ સ્ફટિકની પેરે સદા, લિંગવિનાશ્યે લાગે દધા;
વસ્તુમાં ઉત્પત્તિક્ષય નો'ય, લક્ષાલક્ષ વિવર્જિત હોય. ૭૫

इति श्री गुरुशिष्यसंवादे ज्ञाननिर्वेदयोगोनाम द्वितीय खण्डः ॥२॥

---

## તૃતીય ખંડ-મુક્ત મુમુક્ષુનાં લક્ષણ.

---

### દોહરા.

ગુ૦—વસ્તુ વૈરાગ હવે વર્ણવું, જેણે જાયે દ્વૈત;
જીવ-ઇશ્વર શોધતાં, સ્વે ભાસે અદ્વૈત. ૧
જીવ કશો, ઇશ્વર કવણ, કવણ વિશેષણ તેહ;
શિષ્ય એ સ્થળને શોધતાં, ટળે સર્વ સંદેહ. ૨

### ચોપાઇ.

સાંભળ સંમત કહું તુજ અંગ! શંકરભાષ્ય તણો જે રંગ;
તીવ્ર બુદ્ધિએ કરજે ગ્રહણ, મહાપુરુષ બોલ્યા જે વચણ. ૩

### દોહરા.

જીવ-ઇશ્વર ત્યાંએ કહ્યાં, હવે કહું પરબ્રહ્મ;
શિષ્ય એ સ્થળને શોધતાં, દીસે જેમ છે તેમ. ૪
સુલભ મારગ સંતનો, જહાં કાય કલેશ ન કોય;
સમજણ સાધન સાધતાં, સ્વયંપ્રકાશજ હોય. ૫
મહા અનુભવ મહંતનો, જે જુએ જંત વિચાર;
જેમ સેજે સુવર્ણ ઉપજે, પારસને પ્રતિકાર. ૬

ચોપાઈ.

કાર્યોપાધિતણું નામ જીવ, કારણોપાધિ ઇશ્વર સદૈવ;
જીવેશ્વરનું કારણ જેહ, પરબ્રહ્મ ત્યાં કહીયે તેહ. ૭
હેતુ વિના બ્રહ્મ કારણ સદા, નભ વરતે ઉતરે બહુ દધા;
ધૂળધૂમ્ર ધન ઉપજે શમે: નભ આકાશ વિના ક્યાં રમે. ૮
વ્યોમ વિષે સંભવે નહિમાન, કારણ બ્રહ્મ તે એમ નિદાન;
એ ઉપરે દૃષ્ટાન્તજ સાર, એમ ગણવો વસ્તુ નિર્ધાર. ૯
રવિકિરણે જળ ઉંચું ચડે, મેઘ બિંદુ થઇ પૃથ્વી પડે;
જોતાં તે દિનકર પ્રપંચ, સેજે ઇશ્વર સૂર્યનો સંચ. ૧૦
પણ કિરણે આદર નૈં કશો, સત્તાભેદ તે માંહી વસ્યો;
જીવ ઈશ્વર બ્રહ્મને વિષે, વ્યોમચિત્ર માયા રહી લખે. ૧૧

દોહરા.

શિ૦—જીવ ઇશ્વર પદ પ્રીછતાં, વિધિ આવી સદ્ય હાથ;
વળી વિશેષે કહો મુજને, જે સંશે પડે સહુ સાથ. ૧૨

ચોપાઈ.

ગું૦—કાર્યોપાધિ કહીયે જંત, કારણ ઇશ્વર એ વેદાંત;
જીવ વિષયનો વ્યસની ઘણો, સાધે ઈશ્વર ઉપાધિ ઇશ્વર તણો. ૧૩
ભોગ ભાવના ઇચ્છે બહુ, ઇશ્વર અધિષ્ઠાન માન્યું સહુ;
સદા જંતુની એની રીત, તેણે ચાલ્યું જાયે દ્વૈત. ૧૪
ભોગ ભાવના જ્યારે ગળે, ત્યારે દ્વૈત આકૃણિયે પળે;
ટળે ઉભયથા તોએ બ્રહ્મ, વસ્તુ જાણવા એ અનુક્રમ. ૧૫
પતિત પુરંજન કર્મજ કરે, વિદ્યા અવિદ્યાને અનુસરે;
પ્રત્યક્ષ આપ ન દેખે વસ્તં, જેને નહીં ઉદે ને અસ્ત. ૧૬
તે ચિદ્રૂપ અવસ્થા દૂરી, જ્યારે અવિદ્યા અળગી કરી;
વળી વળી જે કરે ઉપાય, જેણે જીવ જાડેરો થાય. ૧૭

દોહરા.

શિ૦—એ સંશય સદ્ગુરુ મને, જો છે જીવ ચિદ્રૂપ;
તો કાં અવિદ્યાએ આવર્યો, ભિક્ષુક કાં થયો ભૂપ. ૧૮

## ચોપાઈ.

ગુ૦—આરજ! એ મોટો આલોચ, એજ સ્થળે ઉદયો છે શોચ;
ધણી સંગ જાળવણી પુત્ર! તેથી વસ્તુ પ્રીછે સૂત્ર. ૧૯
વસ્તુ વૈરાગ્ય હોયેં જો મન, તો વસ્તુ પ્રીછી લે જન;
અંતે સૂક્ષ્મ સમજવી તાત! તેજ બુદ્ધિ હોય સાક્ષાત. ૨૦
પ્રત્યક્ષ વસ્તુ ન દેખે તેહ, જેને દશ્ય ધણી છે દેહ;
દશ્ય નિવારે તો છે રામ, સ્વેંપદ આપ તુરીયા ધામ. ૨૧

## દોહરા.

રૂપ વસ્તુ વૈરાગ્યનું, સાંભળ કહું તુજ તન,
અચવ્યું આપ વિચારતાં, નામ ટળે પુરંજન. ૨૨

## ચોપાઈ.

અચવ્યું આપ જાણી જે એહ, પિંડ બ્રહ્માંડ ન દીસે દેહ;
સોહં લગી જે છેઅધ્યાસ, જેવો ખપુષ્પનો વાસ. ૨૩
જહાં અહંભાવ નહિ લવલેશ, આપ વિના ત્યાં શો ઉદ્દેશ?
ગર્ભ નથી કોઇ આવ્યો જન, તેનું શું કલ્પે કહો મન. ૨૪
તજજ્ઞ તણો લક્ષ એવો હોય, સ્વપર ભાવથી નહિ ત્યાં લોય;
વણ સંકલ્પે લક્ષએ નિત્ય, જ્યાં નહિ કાળ કર્મની વૃત્ય. ૨૫
તેહ તણું તુજ કહું દષ્ટાંત, જુઓ વિચારી મન શું સંત
જેમ નર એક બેઠો મહાતમ, તે નિજ દેહ ન દેખે જેમ. ૨૬
ભૂષણ ભૂષિત સઘળું અંગ, અશન વસન નાના વિધ રંગ;
તે બુદ્ધ નેત્ર છે વર્દ્ધમાન, પણ કોઇ ન દેખે રજમાન. ૨૭

## દોહરા.

શિ૦—તજજ્ઞ તણું ત્યાં વપુ અશું, જ્યાં ચવ્યું ન દીસે આપ;
બીજો નહિ હોય તેહને, તો કોણ કરે નિજ થાપ. ૨૮

## ચોપાઈ.

ગુ૦—તજજ્ઞ તણી તે વાત અગાધ; સ્વલ્પ બુધ્યે તે નાવે સ્વાધ,
કુશાગ્ર બુધ્યે કરીને તાત, સ્થિત-પ્રજ્ઞની સાંભળ વાત. ૨૯

પદારથ પદથી નહિ ભિન્ન, નહિ સમાધિ ન મળે મન;
તેને વાક્ય બોલતો ગણો, તે ઉપરજ દૃષ્ટાન્ત જ સુણો. ૩૦
મહા સુભટ ભણ્યા હોય ભોમ, હિંકવાનાદ રહે તે વ્યોમ;
જદપિ કાળ અતિક્રમ મધ્ય, તોય સ્થુળ મહીમાં કે વધ્ય. ૩૧
અણલિંગીતું એવું ધામ, પ્રપંચ પ્રલય કરે નહિં કામ;
સમ્યક્ કાઢી ન શકે કોય, વસ્તુ રૂપનો મહિમા જોય. ૩૨
વસ્તુ વૈરાગ્યનું એ ત્યાં રૂપ, જે વેત્તા તે વસ્તુ સ્વરૂપ;
વસ્તુ વૈરાગ્ય ન રોપ્યું અંગ, હવે કહું તેં જે પુછ્યું વ્યંગ. ૩૩

## દોહરા.

શિ૦—સ્વામી ! તમો એમ ઓચર્યા, સાંખ્ય વાશિષ્ટ સહિત;
જે છઠું કાંઇ મળે નહીં, સર્વે પંચભૂત અદ્વૈત. ૩૪
તો સ્વામી! વૈકુંઠને, કેમ બેસાડયું ઘાટ;
કેમ પંચભૂત જાણી કહું, જેમ પ્રભુ દેખાડો વાટ. ૩૫

## ચોપાઈ.

ગુ૦—આરજ! તુજને સ્યો સંદેહ, શબ્દે ફરી બોલી જે જેહ;
મન સંકલ્પી શકે જે વસ્ત, મન મરતે તે પામે અસ્ત. ૩૬
મન મારીને જોને તાત, પછી કે'જે મને તેની વાત;
શિષ્ય કે' વાચારંભણ તણું, ગુરુ કહે વાત વિચારે ઘણું. ૩૭
સાંભળ તુજને કહું વૈકુંઠ, જ્યારે મન ભાગી ઉત્કંઠ;
નૈરાશી મન નિર્લિંગ નિરાળ, જહાં ન લાધે કર્મને કાળ. ૩૮
કાળ ન લાગે તે નિજ ધામ, બાહેર વાચારંભણ નામ;
જગત જાણે તે વૈકુંઠનો'ય, તહાં તો ગુણની વૃત્યજ હોય. ૩૯
જે જયવિજય જ્યાંથી પડયા, તે જીવ થૈ પૃથ્વી રડવડયા;
સાથે હરિએ ધર્યો અવતાર, જોઇએ ત્યાં લિંગ તણો વ્યાપાર. ૪૦

## દોહરા.

શિ૦—હે સ્વામી ! સદગુરુ તમો, અન્તર જામી રામ;
લિંગ તે શું? લિંગ કેમ ટળે? તે દેખાડો સુજ ઠામ. ૪૧

## ચોપાઈ.

ગુ૦—શિષ્ય ! હવે સુણી લે તું વિચાર, એ કથતાં લિંગ કહીયે ચાર;
ઉગ્ર બુધ્યે જે ગ્રહે છે તેહ, વેદે આડય કરી છે જેહ, ૪૨
કારણને મહાકારણ લિંગ, સ્થૂળ, સૂક્ષ્મ એ ચાર પ્રસંગ;
કહું એક સંમરસરે' મળી, ઉગ્ર બુધ્યે ભિન્ન કાઢે કળા. ૪૩
મહાકારણ કૈવલ્ય દેહ સદા, જેને અસિપદ વેદે વદ્યા;
કારણદેહ ઇશ્વર તું જાણ, જે પરમાત્મા નામ પ્રમાણ. ૪૪
સૂક્ષ્મ દેહ જીવાત્મા નામ, જેને ધર્માર્થ મોક્ષને કામ;
ચોથું કહિયે સ્થૂળ શરીર, જે ક્ષણભંગ પ્રમાણે ધીર. ૪૫
ચારે દેહ સમજે ધીમંત, સમજે આવે લિંગનો અંત;
પંચીકરણનો જાણે સંચ, પ્રીછ પડીને પડયો પ્રપંચ. ૪૬

## દોહરા.

શિ૦—મંદબુદ્ધિ મહારાજ હું, અને એતો વાત અગાધ;
વિધે કરીને વિકાસિયે, કાંઇ હોય બુધ્ય સાધ્ય. ૪૭

ગુ૦—ભલિ પેરે મેં તુજને કહ્યું, હું જાણું છું તે તેં લહ્યું;
બીજે પક્ષે કહું છું વળી, ઉગ્ર બુધ્યે લે જે સાંભળી. ૪૮
પહેલો કહ્યો જે કેવળ દેહ, તેજ સ્વતંતર નિઃસંદેહ;
પરમ ચેતનની શી કહું જુક્તિ, ઇશ્વર દેહ તેની સહજ શક્તિ. ૪૯
ઈશ્વિર દેહ તે ચેતન અંગ, તેની છાયા વાસના લિંગ;
વાસનાથી તે ભૌતિક પિંડ, જે નાના વિધ દીસે ખંડ. ૫૦
પંનર તત્વની ભૌતિકકાય, નવ તત્વે વાસના લિંગ થાય.
ચૈતન્ય માત્ર તે ઇશ્વર વપુ, ષડ્વિંશક મહા વિષ્ણુ જપું. ૫૧
મહાકારણ પરમ ચૈતન્ય દેહ, વાણી મારી ન આવે તેહ;
પરાત્પરતર પરબ્રહ્મ અગાધ, કેમ હોય મન બુદ્ધિ સાધ્ય. ૫૨

## દોહરા.

શિ૦—ચાર દેહે એક દેહ જે, તે, તમો દેખાડી વિધ્ય;
આપે આપ જાણે નહીં, એ શું પ્રગટયું મધ્ય. ૫૩

## ચોપાઈ.

ગુ૦—હવે શિષ્ય તું તત્પર થા, વસ્તુ વિચાર તણે ઘેર જા;
વિના વિચારે રે'છે આડય, થા તત્પર ને સંશય કાઢય. ૫૪
વસ્તુ તણી પક્ષેથી કહું, જેવું હું બુદ્ધિમાને લહું;
આ મારે તો જગતજ નથી, તો અજ્ઞાન કેને કહું કથી. ૫૫

## દોહરા.

શિ૦—ઢીઠપણે કરીને કહું, બાળક બુદ્ધે પ્રશ્ન;
અનુભવ સાગર રાય છો, ત્યાં ટાળવા હીંડુ ઉશ્ન. ૫૬
ગુ૦—પૂછી પુત્ર નિઃશક થા, શંકે કાં તું વીર;
મહા અનુભવ ઉપજે જો કહિયે સુણીયે વીર. ૫૭
શિ૦—રાય! કહો છો તહાં નથી, જગત તણો લવ લેશ;
તો શિષ્ય ગુરુ કયાં થા થયા, કયાં થો ફળ્યો ઉપદેશ? ૫૮

## ચોપાઇ.

ગુ૦—પહેલો જે વંધ્યા સુત કહ્યો, તે શું તુજને વીસરી ગયો;
મિથ્યાને માન્યું છે સત્ય, તેણે તને ઉકલે છે જુકત. ૫૯
સોળે અંશે જૂઠો થાય, અન્ય ન રે'તો કયાં મન જાય;
મિથ્યાને થયું મિથ્યા સત્ય, તેને અનોપું માન્યું નિત્ય. ૬૦

## દોહરા.

શિ૦—મિથ્યાની જે મન વિષે, ખરી બંધાણી જાડય;
પ્રભુ પધારી અંતરે કાંઇ, કૃપા કરીને કા'ડય. ૬૧

## ચોપાઇ.

ગુ૦—સંત જનોનો કરતાં સંગ, સાહસપણું બહુ ઉપજે અંગ,
સાધુ પુરુષની સંગત સાર, મનવૃત્તિ હોય બ્રહ્માકાર. ૬૨
જ્ઞાતાને સંગે નિર્ધાર, ઉર્જ્જવળ બુધ હોય વણ પ્રતિકાર;
લોભ મોહાદિક મળે છે જેહ, ઉજ્જવળને તાં ન છબે તેહ. ૬૩
શીતતણી વ્યાપત હોય ઘણી, સંવત કીજે વહ્નિ તણી;
તો હિમે કંપે નહિ અંગ, એમ કરે સજ્જનનો સંગ. ૬૪

તજ્જ્ઞ તણો સાંભળ મહિમાય, કીજે સંગ તો શું શું થાય;
ખટ ધાતુ પારસને મળે, મૂળ રૂપ તેનું નવ ટળે; ૬૫
હલકે મૂલ્ય હતું જે લોહ, કુંદન તણો દેખાણો મોહ;
કઠણ લોહ જે ભયાનક હતું, તે સર્વાંગે થયું શોભતું. ૬૬
જેમ પારસ તેમ જ્ઞાતા જન, મૂળગાં તે મુકાવે ચેન;
જીવ ટાળીને સ્વે શિવ કરે, તજ્જ્ઞ પુરુષ તે મહાતમ્ ધરે. ૬૭
જે કરે આપ સરીખો તાત, એ બ્રહ્મવેત્તાની મોટી વાત;
તે માટે કરવો સત્સંગ, તો સમજી લે વસ્તુ પ્રસંગ. ૬૮

## દોહરા.

શિ૦—તજ્જ્ઞ પુરુષ તે કહો કિયા, અને તજ્જ્ઞ તણી કાંઈ જાત;
શે એંધાણે ઓળખું, તેની કયા ચિહ્નની ભાત. ૬૯

ગુ૦—તત્ત્વદર્શી મહાપુરુષની, નાત નો'ય નો'ય વર્ણ
પ્રપંચ પક્ષે પેખતાં, બુદ્ધિ ન પામે ધર્ણ. ૭૦

## ચોપાઈ.

જોશે એંધાણ જો દેહ તણાં, તો તું ભટકીશ ઘર ઘણાં;
દેહધારીને ચિહ્નજ ઘટે, મૂકી બ્રહ્માંડ તજ્જ્ઞ આવ્યો વટે. ૭૧
પ્રપંચને યોજતાં પુત્ર, નહિ પામે જ્ઞાતાનું સૂત્ર;
સંશય ઉપજે વળી તે દાખ્ય, એ ઉપર કહું તુજને સાખ્ય. ૭૨
શિષ્ય જોને શુક જોગી હવા, તત્ત્વદર્શી મહા મોક્ષ પાકવા;
કૃષ્ણ ભોગીમાં પહેલા ખરા, તત્ત્વદર્શી તે થયા ઉફરા. ૭૩
રામ જનક જે કરતા રાજ, તત્ત્વદર્શીનાં કીધાં કાજ;
કર્મકાંડમાં મુખ્ય વસિષ્ઠ, તત્ત્વદર્શીમાંહી તે શિષ્ટ. ૭૪
ગુરુ કહે શિષ્ય! સાંભળ તાત! પાંચેની જો વિચારી વાત;
લક્ષ એકને વિચરણ અલગ, થાય ધીમંત તે ગ્રહે સળંગ. ૭૫
તજ્જ્ઞ નામ તે માટે વીર, જેને લક્ષમાં નથી શરીર;
સ્વપ્ન માત્ર જ્યાં નથી પ્રપંચ, ત્યાં તેને કયમ લાગે અંચ? ૭૬

તેહતણું કહું હું દૃષ્ટાંત, જો તું મન આણે એકાંત;
ગૌર શ્યામ પાંડુ વર્ણો પુરુષ, તેની છાંય નોંય દેહ સદૃશ. ૭૭
વસ્ત્ર અલંકૃત છે બહુ રંગ, પણ છાયાનું એકજ અંગ;
છાયા તેમ જ્ઞાનીનો લક્ષ, લક્ષણા કરી શકે કોઈ દક્ષ. ૭૮

## દોહરા.

શિ૦—મહાનુભાવ મહંત ગુરુનો, કરવો જે સત્સંગ-
તેનાં કાંઇ લક્ષણ નહીં, તો કેમ મળે પ્રસંગ? ૭૯
ગુ૦—સત્સંગને કાંઇ શિંગ નોહ, યાં તો ગ્રહવો ચોજ;
સંત શાસ્ત્ર સદ્‌ગોષ્ઠની, જાણી લેજે ખોજ. ૮૦

## ચોપાઈ.

તે ઉપર દૃષ્ટાન્ત અદ્‌ભુત, જે કેમ નિપન્યા દત્ત અવધૂત;
તેણે ચોવીશ ગુરુ કર્યાં હતા, નિજ બુદ્ધિથી ગ્રહેતા જતા. ૮૧
વિચાર કરતાં લાધી વસ્ત, દ્વૈત સકળ ત્યાં પામ્યું અસ્ત;
યાજ્ઞવલ્કય બ્રહ્મજ્ઞાની હવા, તેણે પ્રતિબોધ કીધા નવા. ૮૨
ભણ્યા વૈશંપાયન સૂરજ કને, શું બીજા ભણતા નહિ તે કને;
તે માટે શિષ્ય સાંભળ વચ્છ! થૈ મુમુક્ષુને ભીડવો કચ્છ. ૮૩

## દોહરા.

શિ૦—સ્વામી કહો છો તત્ત્વજ્ઞને, ચિહ્ન નહિ લવ લેશ.
પણ ઉદ્ધવ પ્રત્યે ઓચર્યાં, લક્ષણ ત્રીશ દેવેશ. ૮૪
તે સ્વામી! કેને કહ્યાં, તેજે લક્ષણ ત્રીશ;
તે વિધ વચને ઓીછવો, જેમ પામું પદ જગદીશ. ૮૫

## ચોપાઈ.

ગુ૦—મુમુક્ષુને સર્વે એ કહ્યું, જેને કંઈ પામવા રહ્યું;
પણ તત્ત્વજ્ઞનું છે પદ આરૂઢ, તેને અન્તર ભાવ ન ગૂઢ. ૮૬
જે જનને ઉતરવું પાર, નાવ નાવિકનો કરે નિર્ધાર,
જ્યારે નર પારંગત થયો, ત્યારે જળનો સાજ ત્યાં રહ્યો. ૮૭

મુમુક્ષુને સર્વે એ ઘટે, જેતું મન પામવા રટે;
વણ પામ્યો નહિ શીતળ હોય, તેણે ઉપાય કરવો સહુકોય. ૮૮
હવે પદાર્થનું કહું દષ્ટાન્ત, તે ચિત્ત દૈ સાંભળજે શાંત;
જેમ બત્રીશ લક્ષણનો જન, તેને પગલે પગલે ધન. ૮૯
સ્વતઃસિદ્ધ ઉપન્યો ધનવંત, એને ભોગ તણો નહિ અંત;
શાને કાજે કરે ઉપાય, રહ્યો ચરણે લક્ષ્મી ઘર થાય. ૯૦
ભોગે ભર્યો રહે દિનરાત, તે કેમ લહે દરિદ્રની વાત;
તેણે દરિદ્ર દીઠું ન સાંભળ્યું, જ્યાં ત્યાં મન ભોગે ભળ્યું. ૯૧
તે ઉપાય કરે નહિ કશો, ધન દેખીને જાયે નહિ ધસ્યો;
એમ પદાર્થ પદને વિષે, મગ્ન થયો તે અન્ય નવ લખે. ૯૨
તે મન દરિદ્ર નહિ કોઈ વળી, મહા ભોગે મત જેની ઢળી;
ચિદ્રૂપને અન્યજ નથી, સુણ તું મુમુક્ષુનું કહું મથી. ૯૩
મુમુક્ષુ તે સાધારણ જન, તેને આતુરતા ઉપની મન;
લક્ષણ ત્રીસ ધરીને તાત, જેમ તેમ લેવું પદ સાક્ષાત. ૯૪
જે જન જાણે છે સંસાર, હું બંધાણો છું નિર્ધાર;
તે જાણે મન છૂટું સહિ, વારંવાર એ અવસર નહિ. ૯૫
એ અજ્ઞાની કહ્યો ન જાય, જ્ઞાની નહિ જેવો રઘુરાય;
તેને શાસ્ત્ર તણો અધિકાર, શોધી ને ઉતરવો પાર. ૯૬
સન્ત તણાં સુણ લક્ષણ તાત, જે અનુભવતાં થાય સાક્ષાત;
આદરતાં ત્રાંબુ હેમ થાય, લક્ષણ ગ્રહતાં બદલી જાય. ૯૭
તે માટે એ લક્ષણ સાર, જે સાધે તે પામે પાર;
પેલું ત સત્ ભાષણ કહે, બીજું ક્ષમા મન માંહી ધરે. ૯૮
ત્રીજું લક્ષણ દ્રોહ બુધ્ય ટાળ, ભૂત ઉપર કરી કૃપા ન્યાળ;
આત્મભાવ હૃદેને વિષે, સમાન દ્રષ્ટે સૌને લખે. ૯૯
પ્રિય અપ્રિય કેને નવ ગણે, સર્વ ભૂત પર કરુણા ધરે,
ધીર બુદ્ધિ હોયે તે જન, કામ ક્રોધ પરાભવ નહિ તન. ૧૦૦

લોઢું સુવર્ણ ન ગણે લેશ, જેનું મન ટળ્યું છે શેષ;
બાહ્યાભ્યન્તર અતિ પવિત્ર, એકાદશ રાખે એ સૂત્ર. ૧૦૧
કોમળ ભાવ હૃદેને વિષે, પ્રાપ્ત ભોગ આવે તે ભખે;
નૌકા તે ભવસાગર તણું, રહિત વિકારે મન આપણું, ૧૦૨
નિષ્કંચન જાણવા જન, મુક્તિ સંગે ઇચ્છા થૈ મન;
બ્રહ્મચર્ય હરિ સેવે સદા, અલ્પ આહાર સંતોષી મુદા. ૧૦૩
લેલીન હોય દેહે વૈરાગ, જાણે સકળ તત્ત્વનો ભાગ;
સ્થિર ભાવે હરિ ચરણે રહે, શીતળ શુદ્ધ અન્તઃકરણ વહે. ૧૦૪
મતપણું નહિ અતિ દીનતા, ઉદધી કેરી ગંભીરતા;
મરાળ કેરી મન ચાતુરી, પય ગ્રહી નીર દીયે પરહરી. ૧૦૫
ખટ ઊર્મિ લેપી નવ શકે, નિરભિમાની સહુ ભૂતને વિષે;
નિજ આત્મ દેખે સહુ માંય. કલ્પદ્રુમના જેવી છાંય. ૧૦૬
દુઃખ હરે શરણે આવ્યાનું, નિજ જ્ઞાન આપે આપ્યાનું;
આત્મ સુખ આપે તે સંત, મિત્ર ભાવ જાણે ભગવંત. ૧૦૭
બ્રહ્મભાવ કરુણા મન ધરે, સંગી બાહ્ય અસંગી ફરે;
ફળ નહિ ઇચ્છે હરિને ભજે, અનન્યભાવે પામે વિજે. ૧૦૮
તે સમદર્શી કહાવે જન, જેને રાગદ્વેષ નહિ તન;
ઘરમાં ન રહે વન ન જાય, લેંલીન થૈને સમો સમાય. ૧૦૯
નિશ્ચળ ધ્યાન એવું તે ધરે, સમ બુદ્ધે ભક્તિ આદરે;
લક્ષણ ત્રીસ કહ્યા ભગવંત, તે ગ્રહી લેજે એકે ચંત. ૧૧૦
મુક્ત મુમુક્ષુનું લક્ષણ કહ્યું; જેવું મેં બુધમાને લહ્યું;
વળી ઉપજે તો પૂછે પ્રશ્ન, કહીશ હું જો કેંવરાશે કૃષ્ણ. ૧૧૧

इति गुरुशिष्यसंवादे मुक्तमुमुक्षुलक्षणनाम तृतीयः खण्डः॥३॥

---

# ચતુર્થ ખંડ-તત્ત્વ જ્ઞાન નિરૂપણ.

## દોહરા.

ગુ૦—ગુરુ કહે છે શિષ્ય! સુણો, ખંડ કહ્યા મેં ત્રણ;
તે તારા ચિત્તમાં વસ્યા, સુણી લીધું કાંઈ કર્ણ. ૧
ગુરુ કૃપાળુતા મન ધરી, શિષ્યે વિચાર્યું મન સાથ;
કોઈ ભાગ્યવાન નહિ મુજ સમો, જે સદ્‌ગુરુએ સાહ્યો હાથ.
શિ૦—શિષ્ય કહે છે મહન્ત ગુરુ! મારે સર્વસ્વ એહ;
તેમાં કહો હું સાંભળું, જેથી ટળે સર્વ સંદેહ. ૩
મારે સર્વસ્વ રાય છો, તીર્થ વ્રત પુણ્ય દાન;
પ્રભુ કહો હું સાંભળું, તમો મૂર્તિમંત ભગવાન. ૪
સ્વામી! એટલું સાંભળીને, પદ્ધતિ લઈ પ્રભુરાય;
હવે કૃપાનાથ કૃપા કરો, તો કાંઈક સમજાય. ૫
સ્વામી સંશય મોટો મને, જે છે આ પંચભૂત;
તેજ સરખાં ભાસે ખરાં, તે તમે કહ્યાં અદ્‌ભુત. ૬
જે દ્રષ્ટે મહાનિધિ તમે, જોઇ કહ્યું મહારાજ!
તે દૃષ્ટિ આપી પ્રીછવો તો, સદ્ય સમજું હું આજ. ૭

## ચોપાઈ

ગુ૦—દૃષ્ટિ શી તુજ આપું વીર! સમજે સાન કહું જે ધીર;
ચોવીશ તત્ત્વ તુજ મુજ દેહ, તેમાં જો ન કશો સંદેહ. ૮
જે બુદ્ધિવડે કહું છું હું, તે બુદ્ધિવડે ગ્રહે છે તું;
જે મનવડે તેં માન્યો ગુરુ, તે મનવડે હું ઉત્તર કરૂં. ૯
સાચે તો માને છે બે, મનવોણું કાંઇ જુદું છે;
તું શિષ્ય હું મૂકી દે માન, મને ન જાણીશ ગુરુ નિદાન. ૧૦
બે માનિનતા બેથી ગઇ, ચેતનતા ત્યાં મૂળગી રઈ;
તે ચેતનતા જે છે તેહ, એમાં નથી કશો સંદેહ. ૧૧

શિ૦—સ્વામી ! ઈયાં તો બોલવા નથી,
ગુ૦—મેં એમાંથી વાણી કથી,
શિ૦—તો સ્વામી ! હું તું ત્યાંનો'ય.
ગુ૦—એમ એક ગાંઠે ફરે છે સોય. ૧૨

દોહરા

શિ૦—એ તો વાત આઘી પ્રભુ, ધન્ય, ધન્ય, ધન્ય, મહારાજ!
કોણ કહે સદ્ગુરુ વિના, સહજ બોધ એ આજ. ૧૩
ગુ૦—તેં જે કહ્યું કૃપા કરો, પણ વચન તણું નહિ ઠામ;
એતો આરોપી બોલવું, પણ સેં'જે છે રામ રામ. ૧૪
શિ૦—પ્રભુ એ વાતને પ્રીછવા, મેં કીધા અનન્ત ઉપાય;
મહાનુભાવ અંતરથકી, કીણી કૃપા ગુરુરાય. ૧૫
એ પક્ષે શ્રી ગુરુ તમો, ચિદ કહ્યાં પંચભૂત;
ચમત્કારની વારતા, જેમ હ્દે તમારું હેત. ૧૬
કે'તાં સુણતાં અતિ ઘણું, આજ લગે ગુરુ દેવ;
તેજ વાતે મહાનિધે કાંઇ, અળગો પ્રગટયો ભેવ. ૧૭
ગુ૦—કેમ કહે છે મહંત તું ? મહાન ગતિ અતિ જીવ;
તુજ મુજમાં અન્તર કેશો, જેમ દીવેથી પ્રગટે દીવ. ૧૮

ચોપાઇ

પાંચ ભૂત દીસે ચિદ્રૂપ, ત્રણ ભુવન ભાસે તદ્રૂપ.
મહાજ્ઞાન હવું મુજને આજ, તેણે ચિદ્રૂપ દીઠું મહારાજ. ૧૯
કિયાં જાઉં ને કયાં હું રહું ? શેને ત્યાગું ને શું હું ગ્રહું ?
આત્મા ભરભરી પુરી રહ્યો, કલ્પાન્તે એકાર્ણવ થયો. ૨૦
અંશુ વિના દીસે નહિ અન્ય, આત્મા વિણ ભાસે નહિ મન,
એમ વશિષ્ટને બોલ્યા રઘુનાથ, શિષ્ય કહે સાંભળો ગુરુનાથ !

દોહરા.

શિ૦--સ્વામી! જે દીસતું જેમ હતું, તેમાં પડિયો ફેર;
જેમ ભવ પ્રગટે અભિનવો, તેમ ફેર અનુભવની લે'ર. ૨૨

ગૃહની ગ્રથલતા ઉપજે જેમ, માદક ભક્ષણે ભૂર; ૨૩
સ્યા સરખું મહારાજ! છે, શું ચઢી આવ્યું પૂર!

ચોપાઈ.

ગુ૦—તોંગે શિષ્ય ગ્રંથલતા પુત્ર! જાણી લે એ આત્મ સૂત્ર; ૨૪
જીવબુદ્ધિનો થયો વિનાશ, આત્મતાનો થયો પ્રકાશ.
અણ હવો હોય જેમ અવતાર, તેની પ્રકૃતિ રહે તે ઠાર; ૨૫
જ્યારે પ્રગટ્યું અનુભવ અંગ, ત્યારે ફરીયા સઘળા રંગ.
શરદ ઋતુનો હવો પ્રકાશ, ત્યારે નિર્મળ જળ આકાશ; ૨૬
દૃષ્ટિતત્ત્વ પ્રગટ્યું જ્યાં જ્ઞાન, ત્યાં ટળ્યું પ્રકૃતિનું માન.

દોહરા.

શિ૦—દૃષ્ટિતત્ત્વ સ્વામી કહો, દૃષ્ટિતત્ત્વ શું નામ? ૨૭
દૃષ્ટિતત્ત્વ પ્રગટ્યે હોય શું? જેમ બુદ્ધિ બેસે ઠામ.

ચોપાઈ.

ગુ૦—દૃષ્ટિતત્ત્વ કહું તે જાણ, તારી દૃષ્ટિતણું એંધાણ; ૨૮
જહાં જહાં વિચરણ જેવી વિધ, સર્વે ચિદ્રૂપ દીસે નિધ.
અગમ અગોચર કહે છે વેદ, તે પ્રત્યક્ષ દેખે છે વેદ; ૨૯
પંડિત કહે પ્રકૃતિને પાર, તે દેખે આ દૃષ્ટિ બા'ર.
ત્રિલોકી રંગભૂમિ સદા, ચિદ્રૂપી નટ નાચે મુદા; ૩૦
નાના ગુણ કર્મ રૂપ નામ, સચરાચર સ્વે આતમરામ.

દોહરા.

કહ્યામાંહીં આવે નહિ, તો હું શું કહું હરિરૂપ; ૩૧
જેમ છે તેમ એ વસ્તુ છે, આડ્ય સ્વરૂપી કૂપ.
તેં પુછ્યું જે દૃષ્ટિ તત્ત્વ કહો, તેનો ઉત્તર એહ; ૩૨
દૃષ્ટિતત્ત્વ એનું નામ શું? તેનો ટાળું હવે સંદેહ.

ચોપાઈ.

દૃષ્ટિતત્ત્વ તે એનું નામ, જે દેખીજે દૃષ્ટે ધામ; ૩૩
દૃષ્ટે દેખે તેજ અસત્ય, બાકી તે અનુમાને નૃત્ય.

બંને ભાતનું કહિયે જ્ઞાન, સાંભળ કહું તેનું નિદાન;
એકજ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણ, બીજું તે અનુમાને જાણ. ૩૪
તે ઉપર કહું હું દૃષ્ટાન્ત, ધારે મનને કરી એકાન્ત;
આયુધ પડયાં દેખીને જેમ, મન વિચાર આણીજે તેમ. ૩૫
આ છે જુદ્ધ તણાં હથિયાર, અહિયાં કોઇક હશે નિર્ધાર;
ઉપકરણ દેખી કલ્પે અનુમાન, એનું નામ અનુમાની જ્ઞાન. ૩૬
એવું જ્ઞાન ઘણાને વિષે, પ્રત્યક્ષ પ્રમાણ તે થોડા લખે;
દેખી ઇશ્વર આવ્યો વિશ્વાસ, અનુમાન જ્ઞાની કહીયે દાસ. ૩૭

પ્રત્યક્ષ પ્રમાણની સુણ કહું વાત, હસ્તામળ દીસે સાક્ષાત;
હસ્તે કંકણ હાટક તણું, અવલોકંતાં શોભિત ઘણું. ૩૮

શેનું હશે એમ ચિત્તે ચડયું, એટલે સુવર્ણ દૃષ્ટે પડયું;
પ્રત્યક્ષ પ્રમાણ જાણ્યે એહ, કારજ સંબંધી ન મળે દેહ. ૩૯
પ્રત્યક્ષ અનુમાનનો ભેદ કહ્યો, કે'જે સંદેહ સમૂળો ગયો.

શિ૦-શિષ્ય કહે ગુરુ મહારાજ ! ત્રીજુ પ્રશ્ન ચરચો તમો આજ. ૪૦

ગુ૦—ગુરુ કે' શિષ્ય ! સાંભળ જે ખરૂં, ત્રીજા પ્રશ્નનો ઉત્તર કરૂં.
તેં કહ્યું દૃષ્ટિ તત્ત્વ પ્રગટે શું થાય ? હવે કહું તે ગ્રહેજે મનસાંય. ૪૧
જ્યારે પ્રગટયું અદૃષ્ટિ તત્ત્વ, શૂન્ય કેરૂં કહિયે એ સત્ત્વ;
પરાત્પર પરબ્રહ્મ ચૈતન્ય જેહ, વસ્તુ નામ ત્યાં કહિયે તેહ. ૪૨
વસ્તુતા પ્રગટે જે અંગ, ત્રણ દ્વૈતનો તેને થાય ભંગ;
આયે વસ્તુનો છે સ્વભાવ, ટળે દ્વૈતને થાએ સાવ. ૪૩

## દોહરા.

શિ૦—ત્રણ દ્વૈત સ્વામી ! કહ્યાં, ત્રણ દ્વૈત શું નામ ?
અને તે ટળ્યે તે હોય શું ? તે દેખાડો ઠામ. ૪૪

ગુ૦—હું તો બાપ કહીશ ખરો, મોટી વાત અગાધ;
મોટાનો અનુભવ મહા, તે નહિ છીલરને સાધ્ય. ૪૫

## ચોપાઇ.

પહેલું તે ભાવાદ્વૈત નામ, બીજું ક્રિયાદ્વૈત છે નામ;
દ્રવ્યાદ્વૈત નામ ત્રીજા તણું, સુણ લક્ષણને વિચારી ભણું. ૪૬
એકમેવ અદ્વૈતજ બ્રહ્મ, કાયાભાવે જુજવાં કર્મ;
ખરો અધ્યાસ ભિન્ન ભિન્ન થયો, કહ્યા પૂછ્યાનો ઉત્તર રહ્યો.૪૭
ત્રણ દ્વૈતનો કહું વિસ્તાર, ધારીશ તો તે બેસશે ઠાર;
દ્રવ્ય કે'તાં તે પંચ મહાભૂત, લોક ચૌદ નાના અદ્દભુત. ૪૮
સચર અચર ચોરાશી લક્ષ, દ્રવ્ય સ્વભાવે જુજવી પક્ષ;
મનુષ્ય દેવ પશુ-પક્ષી બહુ, એક કે'તાં જાણવાં સહુ. ૪૮
વિચરણ સમાધિ નહિ એક રીત, એનુ નામ તે દ્રવ્યાદ્વૈત;
ભાવાદ્વૈતની સુણ કહું વાત, સમઝી લે જે મર્મે ધાત. ૫૦
ભાવાદ્વૈત જાણ્યે તું પુત્ર! જે પિંડ સકળ નો'યે એક સૂત્ર;
પશુ પંખી યક્ષ કિન્નર નાગ, પિંડ સ્વભાવે જુજવા રાગ. ૫૧
હેતુ વિનાનાં કારણ વેર, સહજ સ્વભાવે જુજવી પેર;
મૂષક માર્જાર વ્યાઘ્ર ગૌતણે, શેળો સર્પ હસ્તી સિંહ હણે. ૫૨
પ્રીત્યાદિકની જાણે પેર, સહજ સ્વભાવ ન કારણ વેર;
માનવ દાનવ તિર્યક જાત, સકળ પિંડે નોહે એક ભાત. ૫૩
ભાવાદ્વૈત એ સમજ એ તાત, ક્રિયાદ્વૈતની કહું હું વાત,
કોઈ જળચર કોઈ થળચર ઠરે, કોઈ પંખી આકાશે ફરે. ૫૪
કોઈ ભખે બળતા અંગાર, કોઈ દષદ તણો કરે અહાર;
શાખામૃગ શાખાએ રમે, અનળ આકાશે મીન જળ ભમે. ૫૫
તેમ માનવમાં ક્રિયા જુજવી, કોઈ કેની ન શકે અનુભવી;
પંખી ગત પશુએ નવ થાય, પશુગત દ્રુમે કરી નવ જાય. ૫૬
વૃક્ષ પૃથ્વીથી આકર્ષે તોય, માનવ દેહે તે નવ હોય;
પ્રત્યેકે ક્રિયા છે જુજવી, વછ! વિવેક જો અનુભવી. ૫૭
ત્રણ દ્વૈત દેખાડયાં તાત! બળી ઉપજે તો પૂછે વાત;
ચિત્ત દે જોતાં દીસે તેહ, મહા અનુભવથી ભાગે તેહ. ૫૮

## દોહરા.

શિ૦—શિષ્ય કહે છે હે પ્રભુ! સંશય મને મહારાજ;
કૃપા કરો તો દાખવું, એ સંશય ટાળો આજ. ૫૯
સ્વામી મેં સાંભળી હતી, કોઈકને મુખે વાત;
જોગ સિદ્ધિ પ્રગટે થકે, અસંભાવ્ય કૃત થાય. ૬૦
તે અન્ય દેહનાં કૃત્ય કરી શકે, તો ગયું ગણી જે દ્વૈત;
તેને કૈવલ્ય પરઠવો તે, કેવો પ્રભુ! અદ્વૈત. ૬૧

## ચોપાઈ.

ગુ૦—કેવલતા પરઠી નવ જાય, પરઠી જે તે સર્વે માંય;
સિદ્ધિ સકળ માયાનું રૂપ, સુરદાનવ મોહ્યા મુનિ ભૂપ. ૬૨
વ્યસન જીવ માયા વશ પડયો, કરે ઉપાય સંકલ્પે ચડયો;
સંકલ્પે ચઢિયું મન જેહ, પરપંચો દેખે બહુ તેહ. ૬૩
એક બે વાર કાંઈક તે થાય, ચટક દેખાડી સર્વે જાય;
જેમ વેશ્યા નિર્ધનને તજે, વંઠી તે પુનરપિ નવ ભજે. ૬૪
સિદ્ધિ સાધકનો કરે એમ અન્ત, માટે સંત ન ધારે ચંત;
બીજો પ્રકાર કહું સુણ વીર! મૂળ મરમ સમજે એમ ધીર. ૬૫
એકમેવ અદ્વૈત કહે વેદ, જ્યાં બીજો ત્યાં ભેદાભેદ;
વાસના લિંગ વિના નોʼય કૃત્ય, કૃત્યે થાય વાસના સત્ય. ૬૬
સત્ય વાસના જીવ કેʼવાય, ભરમે ભ્રમણ કરે ભવમાંય;
તે-માટે મિથ્યા અધ્યાસ, કેવલતામાં સર્વે નાશ. ૬૭

## દોહરા.

શિ૦-સ્વામી! હું એમ જાણતો, જે છે એમજ તે સિદ્ધિ;
કેવલતા જે તમો કહી, એ તો છે મહાનિધિ. ૬૮
સ્વામી! એટલું મેં લહ્યું, જે નામરૂપ પરપંચ;
કાળ કર્મની પ્રેરણા, તે માયા સંચ. ૬૯
જ્યાં રહ્યા ભાસે સકળ, મિથ્યા રૂપને નામ;
જે સ્થૂળ કાંઈ કહી શકો, તો તે દેખાડે ઠામ. ૭૦

## ચોપાઈ.

ગુ૦—લક્ષાલક્ષ વિવર્જિત જેહ, પક્ષાપક્ષ વિવર્જિત તેહ;
મન વાણી પામે વિશ્રામ, કોણ કેને દેખાડે ઠામ. ૭૧
હું નહિ તું નહિ ત્યાં છે તેહ, જ્ઞાન નહિ જ્ઞાતાને જ્ઞેય;
જ્યાં કાંઈયે કહ્યું નવ જાય, ૐકારાદિક વર્ણ સમાય. ૭૨
તે ગુરુ શિષ્યને શું કરી કહે, મનવાણીથી અગોચર રહે;
મન કલ્પે તે બીજું થાય, મને ત્યહાં હું કહ્યું ન જાય. ૭૩
માટે શિષ્ય કહું સુણ વાત, સમસ્યાથી તું સમજે ધાત;
એક વસ્તુ બીજું કાંઈ નથી, હું છું એમ કેને કે' કથી? ૭૪
સામું ત્યાં પ્રતિબિમ્બ નવ મળે, વેત્તા વિણ કોણ કેને કથે?
પોતે કહે ને કહે હું સત્ય, શિષ્ય કરી જો એનું નૃત્ય. ૭૫

## દોહરા.

શિ૦—હું ને તમો ક્યાંઇયે નથી, જેમ છે તેમનું તેમ;
શું થૈ શું દેખી કહું જે, આ વાતનું તે કેમ? ૭૬
જેમ છે તેમ એ મહાનિધિ, પરાત્પર પરિબ્રહ્મ;
અણછતો હું તો માનતો, જેમ થયું હતું તેમ. ૭૭
એમ કહી શિષ્ય લય થતો, પ્રેમે કરે પ્રણામ;
હું હુંને પ્રણમી કહું, નમો નમો નિજ ધામ. ૭૮
મહા અનુભવ મહા પૂરુષનો, સાર ગ્રહી કર્યો ગ્રન્થ;
પરમપદ છે તે વિષે, જે ચાલે એ પંથ. ૭૯
સંસાર દીર્ઘ રોગને, ટાળવા હીંડે જેહ;
તેને ઔષધ આ ઘટે, હોય જીવન્મુક્ત વિદેહ. ૮૦
મોહ કળણે કળ્યો કંઠ લગી, મનની તજવા ધાંખ;
તેને હરિ હીંડે કાઢવા, તો તેને એ પાંખ. ૮૧
અજ્ઞાન અર્ણવે માનવી, ડુબ્યો ભટકે ભૂર;
હીંડે નિજ ગૃહ પામવા, તો તેને આ સૂર. ૮૨

અન્તર આશય સુગતનો. મુમુક્ષુને ઉપાસ્ય,
મૂરખને કાંઈએ નહીં, શ્રીફળ વાનર પાસ. ૮૩
ગુરુ-શિષ્યનામે ગ્રંથએ, જેમાં ખંડ છે ચાર;
હરિ ચરણે જેને વાસ કરવો, હોય તે સુણો નરનાર. ૮૪
અન્તરજામીએ જે કહ્યું, તે અખે કીધો વિવેક;
દૂષણ-ભૂષણ હરિ ભણી, એંસી ઉપર વળી એક. ૮૫

इति श्री गुरुशिष्यसंवादे तत्त्वज्ञाननिरूपणन्नाम चतुर्थ
खण्डः ॥४॥

# અનુભવબિંદુ

આ પ્રકરણ મને લાગે છે કે અખાના શ્રવણ, મનન, નિદિધ્યાસનના ફળ રૂપે છે. તેમાં છત્રીસ છાપામાં અખાએ બ્રહ્માત્મ અનુભવ કેવો હોય છે, અને તેની ખુમારી કેવી રહે છે. તેનું વર્ણન કર્યું છે. ચાર છપ્પામાં ફલસ્તુતિ છે. અને એકંદર ૪૦ છપ્પા છે.

" એ છપા છત્રીસ; દીસે છે મર્મની સાનો;
ચાર કહ્યા ફલ સ્તુતિ, વેશ તે બ્રહ્મદશાનો.

આ પ્રકરણને "બિંદુ" નામ આપવામાં અખાએ ઉપનિષદોનાં નામનું અનુકરણ કર્યું છે. અથર્વવેદનાં કેટલાંક ઉપનિષદોમાં અમુક વિષયનું એકીકરણ કરી ગંભીર અર્થ ટૂંકામાં જણાવે છે, તેવાં ઉપનિષદોને બિંદુ એટલે કેન્દ્રભાવને પામેલો વિચાર–એવું નામ આપવામાં આવે છે, જેમ કે ધ્યાનબિંદુ, અમૃતબિંદુ, નાદબિંદુ. પાછળથી વેદના શાસ્ત્રનું તાત્પર્ય જેમાં એકત્ર થયું છે એવા પ્રકરણને બિંદુનામ આપવામાં આવે છે, જેમકે શંકરાચાર્યની "દશશ્લોકી" ઉપરની મધુસૂદન સરસ્વતીની ટીકાને "સિદ્ધાન્તબિંદુ" કહે છે. અખાએ શ્રવણકાળે આ ગ્રંથોનાં નામ સાંભળેલાં તે ઉપરથીપોતાના પ્રકરણને "અનુભવબિંદુ" એવું નામ આપ્યું જણાય છે. બિંદુ એટલે ટપકું નહિ, પરંતુ ગંભીર વિચારનું જ્યાં એકીકરણ છે એવો ગ્રંથ સમજવાનું છે.

---

### કુંડલિયા

પરધામ પરમાત્મ હરિ પ્રથમ કરૂં પરણામ,
પરમજ્યોતિ પરબ્રહ્મ સદા, જ્યાં નહિ રૂપને નામ.
ત્યાં અણછતો, થૈ પરણરું, વર્ણવું વાક્યવિલાસ;
જ્યાં મન વાણી પહોંચે નહીં, ત્યાં શું કહી સ્તવે દાસ.

નિર્ગુણમાં ગુણ છતા, આરોપી અખે ઓચર્યું,
સત્ય સત્ય પરમાત્મા, ત્યાં નહિ એવી સ્તુતિ કરૂં. ૧

છપ્પય

નિર્ગુણ ગુણપતિ નામ, ધામધર ગુણને આલે;
સ્તુતિ અંબરાતીત, દ્વૈત નિર્લિંગી નરાળે.
ત્યાં આરોપ્યા ગુણ ઈશ, શીશ ઢળે જેને ચંમર;
નિકટ રહે અષ્ટ સિદ્ધિ, નિધિ નવતે બહુ અંમર,
સુર વિદ્યાધર તે થકે, ચિદ્દ શક્તિ મહા સરસ્વતિ;
જમલો જાણી અખો સ્તવે, સર્વાતીત સર્વનો પતિ. ૨

અનુક્રમે કહું એહ, જેહ છે પ્રપંચ પારે;
તત્ત્વમસિ પદ જેહ, તેહ કહું વાણી ઉચ્ચારે.
કૈવલ્ય ઇશ્વર જીવ, ભેવ કહું વિવિધ વિચારે;
અંબરવત મન થાય, જાય ગુણ તત્ત્વજ ધારે.
જ્ઞાન ભક્તિ વૈરાગ્ય ધર, બોલે અખો વાણી અમળ;
એ ભાષા બ્રહ્મવિચારવિધિ, સમઝે તો નર જળકમળ. ૩

જાણીને જગદીશ, શીશ સદ્ગુરુને નામી;
અવસર છે આ વાર, સાર શ્રીપતી ભજ સ્વામી.
તે જાવું નથી દૂર, ઉર અંતર અવલોકી;
ટાળ અસત અહંકાર, ચાર સ્થળ રહ્યો ઇરોકી.
ચરણકમળ ગુરુદેવનાં, સેવંતાં સદ્ય હરિ મળે;
જેમ અર્ક તણા ઉદ્યોગથી, અખા અંધકાર સેજ ટળે. ૪

મહાપદ તેજ મહંત, સંતશયાણા જાણે;
જ્યાં લઘુ બુધનો નહિ લાગ, વાકય વિચિત્ર વખાણે.
મનસા વાચા કાયા, પાય વણ પંથ વિચરવો;
સગુરો જાણે સંચ, પંચપર અનુભવ ધરવો.
લિંગ ચતુષ્ટય વિણ અખ, ચિદ્દયોનિ ચહુ દિશ ભર્યો;
નિરાલંબ નરનાગ સુર, અલગ રહ્યો સત આવર્યો. ૫

નહિ તેજ ને તોય, દોય નહિ અવનિ વાએ;
આકાશથી આઘું જેહ, નિગમ ત્યાં નેતિ ગાએ.
ત્રિગુણ નહિ તે શૂન્ય, પુન્ય નહિ પાપ ન ધારે;
રક્ત પીત નહિ શ્વેત, શ્યામ નહિ નીલ વિચારે.
ગતિ અવગતિ તે ત્યાં નહીં, તો કહો વિચાર કઈ પેર વદે;
અંબરવત્ તે ઈશને, ઓળખ અખા સદ્‌ગુરુ રૂદે. ૬

દેશ વિદેશ ન ભાત, જાત નહિ વર્ણ વિચારે;
× દશ પષ્ટ અષ્ટ ને એક, છેક પરપંચની પારે.
ભાનુ ભુવન મધ્ય વાસ, ઉજાસ અંબરથો આપે;
એ જગત્ જાળ જાંજાળ, કાળ માયા શિર થાપે.
આપ અંબુ અંબુજ વિધ, અલગ રહ્યો જળથી અકળ;
સહેજ વિલાસ શ્રીહરિ તણો, સમઝ અખા વરતે સકળ. ૭

મહાપદનો એ મરમ, ચરણ વિણ ચિદમાં દિસે;
અવલોકે બહુ લોક, જેમ મુખ વિના અરીસે;
જેમ દીપકનો એક દેહ, તેહથી થાય અનંતા,
તેમ વસ્તુથી વિશ્વ ઉત્પન્ન, અન્ય નહિ આપ નિયંતા;
ચૌદ લોક લગી વિસ્તર્યું, અંબર આઘું એમ લહ્યું;
અખા આપ વિસ્તાર વિધ, જગત્ ભેદ જાણી કહ્યું. ૮

હવે અવનીનો કહું અર્થ, વૃથા રહે અવસર ખોતા;
સેહેલે જે સમઝાય, કાય મન સ્થિર કરી શ્રોતા;
ભુત ભુવન વૃક્ષ ધાત,–સાત[1] વાસ્નાદિક રૂપેં;
સ્થાવર જંગમ જાત, ભાત સ્થૂળ સૂક્ષ્મ અનુપેં;
સુર નર નાગ વૈકુંઠ લગેં, દષ્ટે દીસે જે સહું;
અખા અવની એક તેમ, આત્મા વ્યાપી રહ્યો બહુ. ૯

---

× ચોવીસ તત્ત્વો, પ્રકૃતિ આદિ ૨૪. અને પચ્ચીસમો પુરુષ.

૧ સાત ધાતુ.

વળી કહું એક દૃષ્ટાન્ત, શાંતિ મન સુણતાં પામે;
પુરૂષે કરીયું શયન, ઘેન જેમ જાગ્રત વામે;
વધ્યો સ્વપ્ન સંસાર, પારણે પોઢયો રાજે;
હય હસ્તી નહિ પાર, ચાર પ્રિયપુત્ર બિરાજે;
લક્ષ કોટિ રૂપે અખા, જંત જેમ એક વિસ્તર્યો;
સર્વાતીત એમ આત્મા, એ પેરે સભરો ભર્યો. ૧૦

જેમ વારિધિ કેરૂં વારિ, સકલ દિશામાં ચાલે;
પૃથ્વીપર પથરાય, વનરાજી સહુ ફુલે ફાલે;
ઉગરતું રહે અંબુ, સર્વ ઢળી આવે ઢાળે;
તે નામ નદીનું ધરાય, ના'ય સહુ મહિમા ભાળે;
ગર્વ ભરી ગાજે અખા, સરૂં ને લહે સરિતા સહી;
જેમ સાગર તેમ શ્રીહરિ વસે, જીવ નદી થઈ હું વહી. ૧૧

જીવ થતાં જંજાળ, કાળ માયા વશ પડિયો;
પિતૃ ઋણ ગ્રહ દેવ, સેવની વણજે જડિયો;
ધન દારા સુત માત, તાત જીવિકા વશ વરતે;
અધિક ન્યૂનતા જોઈ, તોય છુટે નહિ મરતે;
અણ સમઝે અહમેવ વશ, મર્મ ન સમઝે મંદમતિ;
પ્રપંચમાંહી પચ્યો અખા, જેમ સર્પ પરશે વણશે દધિ. ૧૨

અકસ્માત ઉલ્લાળ કાળ જોગે દેહ કરણી;
તેમ આત્મા ઉદ્યોત, જ્યોતિ મધ્યે આવરણી;
જ્યારે ઉપજે ભાવ, સાવ સ્વતંતર થાવા;
પ્રગટે ભક્તિ વિરાગ, મારગ જડે નિજ ઘર જાવા.
ચરણકમળ ગુરુદેવને, શરણ જતાં ચિદ્ ઉપજે;
સદ્ગુરૂ પરમ શોધતાં, અખા પામી લે વર વિજે. ૧૩

સાન સમી કહે સંત, જંત હરિ દેખે જમલો;
ઉજ્જવલતા જેમ થાય, જાય જો કાશળ કમળો;

અહમેવ વર્જિત અંગ, લિંગ લિન થાયે લેખે;
શમી જાય સકળ વિચાર, પાર મન પામે પેખે;
આલોચે અંબર વિષે, લીન થાયે લક્ષે કરી;
જંત જાય નિજ આલયે, અખા જાળ સર્વે પરહરી. ૧૪

જેમ વર્ષા ઋતુ જાય, શરદ ઋતુ રૂડી દીસે;
દામિનિ દોડી પળાય, વાય મન હળવા હીંસે;
ચહુ દિશ ચમકે ચંદ. દંદ બૌ મનનો ભાગે;
તેમ ભાંગે ભવભ્રાંતિ, કાંતિ જેમ દ્વિતીયા આગે;
વિમળ વપુ હોય વારિ, ચતુરલિંગ દેખી લહે;
ચિદાકાશ ચિનમય અખા, ધ્યાતા ધ્યેય સમરસ રહે. ૫૧

જેમ દીપક તે વહ્નિ, વહ્નિ દીપક નહિ દોયે;
તેમ સેવક સ્વામી જાણ, વાણી કે'વાની હોયે;
જેમ સુરજને કિરણ, ચરણ સંમુખ જેમ દેહે;
તેમ છે આ વ્યવહાર, પાર જડે જુવે તેહે;
જીવન્મુક્ત કહેવાય અખા, વચન ન લાગે તે સ્થળે;
ગુરુ ગમે આલોચતાં, સહજપણે સરવે કળે. ૧૬

ક્યાંથો ક્યાંયે જાય, કાંઈ નહિ કશોજ કે'વા;
વચન તહાં ન સમાય, જાય કોણ કેને લે'વા;
ક્યાં છે તે વણ ઠામ, ધામથી દુર કે નેડો,
ક્યાં છે ઉંચ કે નીચ, ક્યાં છે મધ્યે કે છેડો;
કાંઈ અવકાશ નહિ તે વિના, અધિક ન્યૂન નહિ શું કરૂં,
શ્યાથી શું કાઢું અખા, શ્યામાં શુ લાવી ભરૂં. ૧૭

કેને કહું હું મર્ત, તર્ત જો જીવત દેખું;
કેને કહું હું સ્થૂલ, મૂલ જો સૂક્ષ્મ પેખું;
કેને કહું હું મહાભાગ, ભાગ નહિ હીણો કે'વા.
કેને કહું હું નીચ, ઉંચ સ્થળ નહિ કોઈ રે'વા;

વેત્તા વિણુ વિજ્ઞાન વિના, કોણ અખા કેને કહે;
જ્યાં નહિ શબ્દ ઉચ્ચારવિધિ, ચિદાકાશ ચિદ્‌માં લહે. ૧૮

નહિ લેનારો કોય, દોય નહિ દિલમાં ધરવા;
એવું અચરજ એહ, છે નહિ પંથ વિચરવા;
જ્યાં નહિ શબ્દોચ્ચાર, સાર છે ત્યાંહાં જાવા;
ઉપાય ઉપાયાંતર નહીં, તહાં છે કાંઇક સાં'વા;
આપ મરતાં એ અખા, સહેજે સહજ સરાઇએ;
સેખે લિંગ લાગે થકે, વણુ બોલે શું ગાઇએ. ૧૯

જેમ રુદન રણમાંય, કરે ત્યાં કો કોણુ વારે;
તેમ જાણવાં કર્મ, ધર્મ સહુ અર્થજ સારે;
તિમિર ભરીને પાત્ર-થકી જન રહ્યો ઉલેચે;
જેમ કુસુમ આકાશ, તાસ લહી ઘરઘર વેચે;
તેમ અધ્યાત્મ જ્ઞાન વિના, કૃત્ય સકળ જાણે અખા;
મંદમતિ માની રહ્યા, કરતા દીસે પખ પખા. ૨૦

કે કરતા દીસે ગાન, તાનને સાધન માને;
કેં વર્ણાશ્રમ અભિમાન, વાન અસમંજસ ભાને;
કોય સાધે અષ્ટાંગ; સાંગ કાયાકૃત જાણે;
કો કરે પૂર્વજ દેવ, સેવ અધિકતા આણે;
એ સર્વે કાય ક્લેશ છે, મન મલિનતા એ સહી;
અખા તક્રના પાનથી, અંગ તાપ ઉપજે નહીં. ૨૧

કેં ષડ્‌દર્શનના જ્ઞાન, વાત જિહ્‌વાની અગ્રે,
કેં ઈશ્વર થૈ પૂજાય, ગાય જશ નગ્રે નગ્રે;
કોય કવીશ્વર થાય, પાય પૃથ્વીપતિ લાગે;
કોય થાય દાનેશ, ઈશ કર્ણાદિક આગે;
તહાં લગી જાણો અખા, ન શમી સઘળી વાસના;
લિંગનો ભંગ થયા વિના, સર્વે મનની ઉપાસના. ૨૨

ભૂત ભવિષ્યની વાત, સંત કોય કેને આલે;
કો કહાવે ત્રિભુવન નાથ, હાથ મુખ બીડી ઘાલે;
કોઇક સુર તેત્રીશ, ઈશ ને અજ દેખાડે;
કો કરે પ્રૌઢી કાવ, અંડટાહજ ફાડે;
તોએ તે જાણો અખા, માયાએ મર્કટ કર્યા;
વાસના દોરી કંઠમાં, કાળ નાટય સાથે ફર્યા. ૨૩

માટે જન તું જાણ, વાણી લે વિવિધ વિચારી;
તેનો'ય કવિતને ગીત, દ્વૈતનું મૂળ સંસારી;
જે કાપે નિજ અંગ, ભંગ કરે ચતુર દેહનો;
તે છે ખાંડું એહ, છેહ જે જુવે તું તેહનો;
ગુરુ તણી દષ્ટે જોતાં અખા, ધેન તે સરવે વામીયે;
આજય તણું તે પારખું, તે ખાંડ શું ખાતાં પામીએ. ૨૪

સર્વે માયા જાણ, આણ મન મુળગે ઠામે;
આપથી બીજું તેજ, વિધ્ન રે'છે નિજ ધામે;
જેમ રાજપુત્રનો ન્યાય, ઉપાય ત્યાં તેમજ કરવો;
જયેષ્ઠ કનિષ્ઠક ભ્રાત, તાત લગ વાંછે મરવો;
તે માટે અભ્યાસ તું, કરી લે અખા એ વિધે,
દ્વૈત તણો આયાસ છે, તે ટાળે તમ કે વિધે. ૨૫

જો દેખે ત્રિભુવન ઇશ, તોય વિશ વિશ્વા માયા,
જો દેખે સિદ્ધિવંત, અંત નહિ અમર કાયા;
જો તું દેખે સ્વર્ગ, વર્ગ જાણે માયાનું.
ઉત્તમ મધ્યમ વાત, શાંત એ કૃત કાયાનું;
પસર્યું સર્વ સંકેલજે, મને માન્યું મિથ્યા થશે;
અખા એજ આલોચતાં, સુરત સહજ તનમાં હશે. ૨૬

મોટા મંદિર બ્હાર, ચાર દિશ કાચો ઢાળ્યા;
નીલ પીત બહુ રંગ, ઢંગના ભેદો ભાળ્યા;
ઉગ્યો શશિ કાં સૂર, દૂરથી અતિશે ઝળકે;
દેખાડે બહુ રૂપ, ધૂપ વિવિધ પેર ચળકે;

અખા ઉપર અવલોકતાં, તહાં તેમનું તેમ છે;
તેમ ત્રિલોકી જાણજે, એક વસ્તુ વડે એમ છે. ૨૭
નવ ભુલીશ તું ઘાટ, નાટ સૌ જાણે ખોટું;
પિંડ તેવું બ્રહ્માંડ, છાંડ સૌ નાનું મોટું;
સૂક્ષ્મ તેવું સ્થૂળ, સ્થૂળ સૂક્ષ્મ નહિ અંતર;
નારી કુંજર ચીર, ધીર થૈ જુએ પટંતર;
પૂતળિ જોતાં બહુલતા, પૂતળિકા દૃષ્ટે પડે;
હસતી તેમ વિરાટ અખા, દિસે બહુલતા એ વડે. ૨૮
એથી આવ્યો ચાલ, ઘાલ હામ આપજ ખાવા,
છાંડ પિંડ બ્રહ્માંડ, સ્થૂળ નથી કો ગાવા;
જીવને ઈશ્વર હોય, કોય નથી એણે ઠામે;
સ્ત્રીકુંજર દૃષ્ટાન્ત, જંત ઇશ્વરને ધામે;
કૈવલ્યમાં કોઈ અખા, બુદ્ધિબળ પહોંચે નહીં;
એ સ્થૂળ સૂક્ષ્મ દૃષ્ટાન્તને, કોઈ ધીમંત શકે ગ્રહી. ૨૯
જેમ પર્વતની મોઢ, દીસે તેની તે-માટે;
હોય કોશ દશ વીશ, તોયે નિકટ એમ નાહે,
તે વડે દીસે તેહ, એહ મરમ પરબ્રહ્મે;
નહીં બોલવા લાગ, પણ છએ નહિ કર્મે;
તું એવું જાણી રહે અખા, લિંગ ભંગ સહેજે હશે;
અન્ય ઉપાય જંજાળ છે, તે ટાળ્યે પ્રૌઢું થશે. ૩૦
સાધન સર્વ વિચાર, બુદ્ધિથી જોને શોધી;
હું નહિ તું નહિ તેહ, નહીં ધર મૂક વિરોધી;
ગુરુ થા તારો તુંજ, નથી કોઇ બીજો ભજવા;
બાહ્ય સુરતને ટાળ્ય, વાળ્ય અંતરમાં સજવા;
જેમ છે તેમનું તેમ, અખા થયું ગયું કાંઈ નથી;
આપે આપ આનંદઘન, સ્વસ્વરૂપ જોયું નથી. ૩૧
એ અનુભવ પરમાણ, જાણી જે રાખે હૃદયે;
સમઝતાં સમઝાય, જાય નિશિ અરકને ઉદિયે;

એ અનુભવ ભાખ્યો ઇશ, શીશ નમી પૂછયું ઉમિયા;
એ અનુભવ કહ્યો વશિષ્ટ, તુષ્ટ થૈ રઘુપતિ બનિયા;
એ અનુભવ શુકદેવને, જનક વિદેહે ભાખિયો;
એ અનુભવ નારદે અખા, વેદવ્યાસ પ્રતિ દાખિયો. ૩૨
એ અનુભવ કહ્યો હંસ, બ્રહ્મ સનકાદિક પૂછ્યા;
એ અનુભવ કહ્યો કપિલ, દિલ દેવહુતિ ઇચ્છા;
એ અનુભવ કહ્યો વેદ, ભેદ જે ×ચૌદમે કાંડે;
એ અનુભવ કહ્યો શુકદેવ, ભેદ જે સુણ્યો બ્રહ્માંડે;
એ અનુભવ પરિપૂર્ણ છે, ઠામ ન ઠાલું હરિ વિના;
સુર અસુર માનવી અખા, એ સમઝયા વિણ નિર્ધના. ૩૩
એ અનુભવ કહ્યો કૃષ્ણ, પ્રશ્ન પૂછયો જો અર્જુન;
ગીતા અમૃત પાન, જ્ઞાન ગંગાજળ મજ્જન;
એ અનુભવ કહ્યો ભીષ્મ, ધરમ પ્રત્યે પર્વ શાંતે;
એ અનુભવ કહ્યો અવધૂત, શિવ સુત પ્રતિ એકાંતે;
અખા એજ અનુભવ ખરો, જેણે મહાજન નીપના;
લિંગભંગ થયા વિના, સૌ સાધન કાળની સેવના. ૩૪
એક અજાનું દોજ, ભોજય ધૃત નાવે શતથી;
જેમ પુલીનો આહાર, ફાર દીસે બહુ વતથી;
જેમ બદ્રીનો વેપાર, સાર શું ઉગરે તેહને;
જેમ ઝાકળની વૃષ્ટિ, અર્થ શું આવે મેં'ને;
એમ અણુલિંગી અનુભવ વિના, સાધન જે સર્વે કહ્યાં;
આકનું ફળ શોભે અખા, પણ તૂલ થઇ ઉડી ગયાં. ૩૫
પારસનો ધનવંત, અંત જેમ ધનનો નાવે;
તેને વસ્તુ નહિ દુષ્પ્રાપ, ખાય પેરે જયમ ભાવે;
જેમ રવિરથ બેસે કોય, તેહ તો સર્વે દેખે;
જેમ પંખી મળે લખ કોટિ, જોડીયા નહિ [१]અનળજ લેખે;

× શતપથ બ્રાહ્મણના ચૌદમાકાંડમાં.

અખા ઉપર અવલોકતાં, તહાં તેમનું તેમ છે;
તેમ ત્રિલોકી જાણજે, એક વસ્તુ વડે એમ છે. ૨૭
નવ ભુલીશ તું ઘાટ, નાટ સૌ જાણે ખોટું;
પિંડ તેવું બ્રહ્માંડ, છાંડ સૌ નાનું મોટું;
સૂક્ષમ તેવું સ્થૂળ, સ્થૂળ સૂક્ષમ નહિ અંતર;
નારી કુંજર ચીર, ધીર થૈ જુએ પટંતર;
પૂતળિ જોતાં બહુલતા, પૂતળિકા દષ્ટે પડે;
હસતી તેમ વિરાટ અખા, દિસે બહુલતા એ વડે. ૨૮
એથી આઘો ચાલ, ઘાલ હામ આપજ ખાવા,
છાંડ પિંડ બ્રહ્માંડ, સ્થૂળ નથી કો ગાવા;
જીવને ઈશ્વર હોય, કોય નથી એણે ઠામે;
સ્ત્રીકુંજર દૃષ્ટાન્ત, જંત ઇશ્વરને ધામે;
કૈવલ્યમાં કોઈ અખા, બુદ્ધિબળ પહોંચે નહીં;
એ સ્થૂળ સૂક્ષ્મ દૃષ્ટાન્તને, કોઈ ધીમંત શકે ગ્રહી. ૨૯
જેમ પર્વતની મોઢ, દીસે તેની તે-માટે;
હોય કોશ દશ વીશ, તોયે નિકટ એમ નાહે,
તે વડે દીસે તેહ, એહ મરમ પરબ્રહ્મે;
નહીં ખોલવા લાગ, પણ છબે નહિ કર્મે;
તું એવું જાણી રહે અખા, લિંગ ભંગ સહેજે હશે;
અન્ય ઉપાય જંજાળ છે, તે ટાળ્યે પ્રૌઢું થશે. ૩૦
સાધન સર્વ વિચાર, બુદ્ધિથી જોને શોધી;
હું નહિ તું નહિ તેહ, નહીં ધર મૂક વિરોધી;
ગુરુ થા તારો તુંજ, નથી કોઇ બીજો ભજવા;
બાહ્ય સુરતને ટાળ્ય, વાળ્ય અંતરમાં સજવા;
જેમ છે તેમનું તેમ, અખા થયું ગયું કાંઈ નથી;
આપે આપ આનંદઘન, સ્વસ્વરૂપ જોયું નથી. ૩૧
એ અનુભવ પરમાણ, જાણી જે રાખે હૃદયે;
સમઝતાં સમઝાય, જાય નિશિ અરકને ઉદિયે;

એ અનુભવ ભાખ્યો ઇશ, શીશ નમી પૂછ્યું ઉમિયા;
એ અનુભવ કહ્યો વશિષ્ટ, તુષ્ટ થૈ રઘુપતિ બનિયા;
એ અનુભવ શુકદેવને, જનક વિદેહે ભાખિયો;
એ અનુભવ નારદે અખા, વેદવ્યાસ પ્રતિ દાખિયો. ૩૨
એ અનુભવ કહ્યો હંસ, બ્રહ્મ સનકાદિક પ્રીછયા;
એ અનુભવ કહ્યો કપિલ, દિલ દેવહુતિ ઇચ્છા;
એ અનુભવ કહ્યો વેદ, ભેદ જે ×ચૌદમે કાડે;
એ અનુભવ કહ્યો શુકદેવ, ભેદ જે સુણ્યોબ્રહ્માંડે;
એ અનુભવ પરિપૂર્ણ છે, ઠામ ન ઠાલું હરિ વિના;
સુર અસુર માનવી અખા, એ સમઝયા વિણ નિર્ધના. ૩૩
એ અનુભવ કહ્યો કૃષ્ણ, પ્રશ્ન પૂછયો જે અર્જુન;
ગીતા અમૃત પાન, જ્ઞાન ગંગાજળ મજ્જન;
એ અનુભવ કહ્યો ભીષ્મ, ધરમ પ્રત્યે પર્વ શાંતે;
એ અનુભવ કહ્યો અવધૂત, શિવ સુત પ્રતિ એકાંતે;
અખા એજ અનુભવ ખરો, જેણે મહાજન નીપના;
લિંગભંગ થયા વિના, સૌ સાધન કાળની સેવના. ૩૪
એક અજાનું દોજ, ભોજ્ય ધૃત નાવે શતથી;
જેમ ફુલીનો આહાર, ફાર દીસે બહુ વતથી;
જેમ બદ્રીનો વેપાર, સાર શું ઉગરે તેહને;
જેમ ઝાકળની વૃષ્ટિ, અર્થ શું આવે મે'ને;
એમ અણલિંગી અનુભવ વિના, સાધન જે સર્વે કહ્યાં;
આકનું ફળ શોભે અખા, પણ તૂલ થઇ ઉડી ગયાં. ૩૫
પારસનો ધનવંત, અંત જેમ ધનનો નાવે;
તેને વસ્તુ નહિ દુષ્પ્રાપ, ખાય પેરે જ્યમ ભાવે;
જેમ રવિરથ બેસે કોય, તેહ તો સર્વે દેખે;
જેમ પંખી મળે લખ કોટિ, જોડીયા નહિ [1]અનળજ લેખે;

× શતપથ બ્રાહ્મણના ચૌદમાકાંડમાં.

તેમ મહા અનુભવ આગળ અખા, કૃત્ય સકળ લેખો નહી;
પરબ્રહ્મની પ્રૌઢતા, તે રસના શું શકે કહી. ૩૬

એજ છપ્પા છત્રીશ, ઇશ અજનું છે જીવન;
એજ સુધારસ પાન, દેવઅંશીનું પીવન;
તત્ત્વજ્ઞાન ઉપદેશ, લેશ લહી તેહજ ધારે;
જે હરિનો અવતાર, સાર ગ્રહી તેહજ તારે;
જેમ ઘટ મધ્યે આકાશ[1] તેમ સંસારી મધ્યમાં;
એ આરોપી કહે અખો, જો જાણો તો અવધ્યમાં. ૩૭

જાણ્યો નહી કોય જંત, તન શું કાળું ગોરૂં;
કેનો કોં તાત માત, જનમ જ્યાં ન મળે છોરૂં;
છતે અણછતી વાત, ઘાટ આવે તો આવે;
વાંઝય તણો સુત જેહ, તેહ છતી રણકાવે;
અખા એ જ અકથ કથા, સમજુ નર સમજી જશે;
મહા અનુભવ આકાશવત, પણ ખેતર સરખો ઉગશે. ૩૮

જે સુણશે નરનાર, સાર વસ્તુ તે સ્હાશે;
બ્રહ્મ હેમાળો જેહ, દેહ ગળી જળમાં જાશે;
જેમ પવને જાય બરાસ, આડય કીધા વણ ઉડે;
તેમજ બ્રહ્મ વિચાર, સાર પામે સત ગૂઢે;
જે જાણે તે જાણજો, બુદ્ધિ મને એમ ઓચર્યું,
નિમિત્ત માત્ર અખો કહે, જે જાણે તેણે કર્યું. ૩૯

આદ્ય અંત ને મધ્ય, બુદ્ધિથી જુઓ વિચારી;
તે તે કેવલ્ય બ્રહ્મ, શ્રમ ન લે નર ને નારી;
એ છપ્પા છત્રીશ, દીસે છે મર્મની સાંનો;
ચાર કલા ફળસ્તુતિ, વેશ તે બ્રહ્મદશાનો,
સર્વ મળી ચાળીસ અખા, સમજીને ઉરમાં ધરે;
ચિદાનંદ ચિદ્ રૂપ તે, શ્રીહરિ મુખથી ઉચ્ચરે. ૪૦

---

૧ હુમાયુ પક્ષી.

# પંચીકરણ ઉપરની ટિપ્પણી.

પૃ. ૮૭ "સળંગસૂત્ર દીસે પરિબ્રહ્મ."

પંક્તિ ૬ પરબ્રહ્મ જ્યારે ભૂતમાત્રા અને તેનાં પરિણામોમાં પ્રવેશ પામેલું સમજાય છે ત્યારે તે મણિઓની માળામાં જેમ સૂત્ર પેઠેલું અનુભવાય તેમ "સળંગસૂત્ર" જેવું સમજાય છે. આ સળંગસૂત્રને સૂત્રાત્મા અથવા હિરણ્યગર્ભ—એવું શાસ્ત્રીય નામ આપવામાં આવે છે.

પૃ. ૮૮ "અનુભવ ન વધે સમજ્યા પખે"

પંક્તિ ૧૭ ઈન્દ્રિયોના વિભાગ અને વ્યાપાર જાણ્યા વિના અપરોક્ષજ્ઞાન ઉદય થતું નથી. સમજણ એટલે પરોક્ષજ્ઞાન અનુભવ એટલે અપરોક્ષજ્ઞાન.

પૃ. ૯૯. "હવે કહું અંતઃકરણનો ભેદ".

પંક્તિ ૧૧ ભેવ=વિભવ, વિગત.

પૃ. ૮૯ "પ્હેલી ઉત્પત્તિ પાછળ લે."

પંક્તિ ૧૯ પ્રથમ ઉત્પત્તિ અથવા વિકાસક્રમ, પછીથી લય અથવા સંકોચક્રમ. લે=લય.

પૃ. ૯૦ "વાસનાનું કારણ ચૈતન્ય સુચંગ...સમજી રહેતો થાય વિદેહ"

પંક્તિ ૯–૧૦ દેહના ચાર પ્રકાર ઉપર કહ્યા છેઃ–(૧) કૈવલ્યદેહ, (૨) કારણદેહ (દેહચૈતન્યધામ), (૩) વાસના લિંગદેહ, (૪) સ્થૂલદેહ. આ ચારે દેહમાં સળંગ મૂલ પરમચૈતન્ય નવા નવા રૂપમાં પ્રકટ થાય છે, અને તે રૂપોમાં કાર્ય કારણનો નિયમ પ્રવર્તે છે. જો આપણામાં લિંગશરીર પોતાની ગુણકર્મની વાસનાથી રંગાયેલું ન હોય તો સ્થૂલરૂપ કાર્યમાં આપણે આવવું ન પડે; વળી વાસનાથી ભરેલું લિંગશરીર જો અવિદ્યા અથવા અજ્ઞાન બીજ ન હોય તો લિંગ રૂપે

ફુટતું નથી, એટલે કે ચૈતન્યના આભાસવાળું અજ્ઞાનબીજ (તેને "દેહ ચૈતન્ય ધામ" અખો કહે છે) ન હોય તો વાસનાના અંકુરો ઉગે નહિ; છેવટે જો કૈવલ્યદેહમાં વાસ કરી રહેનાર ઇશ્વર ચેતન ન હોય તો પ્રત્યેક પિંડમાં અજ્ઞાનબીજ રહેલું છે તે સ્ફુરણવાળું અથવા આભાસ-વાળું થાય નહિ. આ પ્રમાણે ઉંડામાં ઉંડુ ઇશ્વર ચેતન્ય, જેને સમજણ સારૂ માત્ર કૈવલ્યદેહવાળું કહીએ છીએ, તે પ્રથમ દેહચૈતન્ય રૂપે અવિદ્યા અથવા અજ્ઞાનના અણુમાં જીવ રૂપે ભાસે છે; તે સવાસન લિંગદેહનો વિકાસ કરે છે; તે લિંગદેહ સ્થૂલદેહના ઘટક અણુઓમાં પ્રવેશ પામી જન્માદિ વિકારોને પ્રકટ કરે છે. આ પ્રમાણે કારણદેહ (દેહચૈતન્યધામ), વાસનાલિંગ એટલે સૂક્ષ્મદેહ, અને સ્થૂલ-દેહ—આ ત્રણેમાં મૂલ પરમચૈતન્ય એકધારાની પેઠે (સુચંગ) ઉતરી આવે છે. ઇશ્વરચૈતન્યની પીઠમાં રહેલું કાર્ય–કાર-ણભાવ વિનાનું શુદ્ધ પરમચૈતન્યને જેઓ અનુભવે તેઓ સદેહ છતાં વિદેહ છે.

દૃઢ ભાવના વડે, પૂર્વાપર વિચાર કર્યા વિના, ઇન્દ્રિયો અને મન વિષયસંસ્કારને એકદમ પકડે તેવા ચિત્તના વલ-ણને વાસના કહે છે. આ વાસનાઓ કર્મના સંસ્કાર રૂપે હોય, રાગાદિ ક્લેશના સંસ્કાર રૂપે હોય, અથવા જ્ઞાનના સંસ્કાર રૂપે હોય. કર્મસંસ્કારો કર્મેન્દ્રિયોને પ્રેરે છે, ક્લેશસંસ્કારો ચિત્તનો ક્ષોભ કરી સુખદુઃખ ઉપજાવે છે, અને જ્ઞાનસંસ્કારો સ્મૃતિઓને જગવે છે. કર્મ, ક્લેશ અને જ્ઞાનના સંસ્કારો અથવા વાસનાઓથી રંગાયેલું ચિત્ત સંસારી દશાને ટકાવી રાખે છે. વાસનાયુક્ત લિંગશરીર હોય ત્યાં સુધી જન્મ મરણની પરંપરા અટકતી નથી, જ્યારે "અણલિંગી" ચિત્ત બને ત્યારે સદેહ હોઇએ તોપણ વિદેહભાવ અનુભવાય છે.

પૃ. ૯૦. "પંદર તત્ત્વોનો, દેહ તે સ્થૂલ, નવ તત્ત્વનું વાસનાલિંગ મૂલ."
પંક્તિ ૧૫ પાંચ મહાભૂતના અણુઓ, પાંચ જ્ઞાનેન્દ્રિયો, અને કર્મેન્દ્રિયોના અણુઓ મળી પંદર તત્ત્વો વડે સ્થૂલદેહ ઘડાય છે; પંચભૂતની અપંચીકૃત પંચતન્માત્રાઓ, અને મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર મળી ચાર અંતઃકરણો મળી એકંદર નવ તત્ત્વો વડે વાસનાલિંગ શરીર ઘડાય છે. ચૈતન્યમાત્રા વડે ત્રીજો કારણદેહ ઘડાય છે, અને શુદ્ધ કૈવલ્યરૂપ તે ચોથું શરીર જેમાં નારાયણનો વાસ છે. આ પ્રમાણે સ્થૂલમાં પંદર, લિંગમાં નવ, કારણમાં એક, અને મહાકારણમાં એક મળી એકંદર ૨૬ તત્ત્વોનો વિન્યાસ અખો આ સ્થાને કરે છે.

પૃ. ૯૦ 'વાસના છે તે ચૈતન્ય વડે, તે તે સર્વ કૈવલ્યને ચડે'
પંક્તિ ૨૨ દરેક ઇન્દ્રિયના અધિષ્ઠાતા દેવતા ઇન્દ્રિયોના વ્યાપારને મદદ આપે છે, અને તે વડે ઇન્દ્રિયો સંસ્કારોને વાસનાપુરીમાં લાવે, અને વાસનાપુરીમાં સુતેલો "પુરુષ" તે ભોક્તા થઈ ભોગવે, અને જો તે કૈવલ્યને પોતાના સ્વરૂપે ઓળખે તો તે ભોક્તાના અભિમાનવાળો ન થાય, અને સંસ્કારનાં ફુલો મૂલ ચૈતન્યને અર્પે. ઉદાહરણ તરીકે ત્વક્ ઇન્દ્રિયનો સ્વામી અધિદેવ વાયુ તે સ્પર્શજ્ઞાનનો ઉદય કરી સ્પર્શના સંસ્કારને અપંચીકૃત પંચભૂત માત્રા પૈકી સ્પર્શતન્માત્રામાં વાસના રૂપે સ્થાપે; આ વાસના પ્રત્યક્ચેતન એટલે જીવને પહોચાડે, અને તે સર્વ કૈવલ્ય ભાવવાળા શુદ્ધચૈતન્યને પહોંચે. "ચૈતન્ય વડે વાસના છે"–એટલે કે પુરુષના–પ્રત્યક્ચેતનના–જીવના પ્રયોજનને અર્થે એટલે ભોગ અર્થે સ્પર્શવાસના છે એમ સમજવું. જો ભોગવાસના જીવનની છૂટી જાય તો આ સંસ્કાર ઈશ્વરાર્પણ થાય અને તેથી તે કૈવલ્યને ચઢે"–એમ કહેવાય. કર્તૃત્વાભિમાન

વિનાનાં કર્મો ભોકતૃત્વ અભિમાન પ્રકટ કરી શકતાં નથી, અને ઈશ્વરાર્પણ થાય છે.

પૃ. ૯૧ "તુરીયાને મળે ત્યારે જીવ ટળે, કૈવલ્યમાંહી તે ત્યાં ભળે."
પંક્તિ ૯ જાગ્રત્, સ્વપ્ન, અને સુષુપ્તિ અવસ્થાવાળું આપણું રૂપ છે આ ભાવ જ્યાં સુધી કાયમ રહે ત્યાં સુધી જીવત્વ ટકે છે; પરંતુ આ ત્રણે અવસ્થાથી પર ચોથી ભૂમિકામાં સાક્ષી પદે સ્ફુરતું ચૈતન્ય તે હું છું એવું ભાન ઉદય થાય ત્યારે જીવત્વ ટળે છે, અને કૈવલ્યપદમાં વાસ થાય છે.

પૃ. ૯૧ ત્રણ અવસ્થાનો સુધો જોગ......................
પંક્તિ ૧૦-૧૨ ........................ભમરગુરુ તુર્યા ભોગવે.

આપણી જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ, અને તુરીય અવસ્થાઓની વિશેષ અભિવ્યકિત અનુક્રમે-(૧) નેત્રમાં, (૨) કંઠના પૃષ્ઠ ભાગમાં (૩) હૃદયમાં અને (૪) ભ્રૂમધ્યમાં થાય છે. આ પિંડનાં સ્થાનોમાં અભિમાન વિશેષસ્ફુટ તે તે દશાનું થાય છે. યોગમાર્ગે ધારણા કરનારને આ વિશેષ ચૈતન્યની અભિવ્યકિત થતી સમજાય છે. સામાન્ય રીતે સર્વ પ્રાણીઓને જાગ્રત્, સ્વપ્ન, સુષુપ્તિ અવસ્થા અનુભવમાં આવે છે. પણ જ્યાંસુધી જાગ્રત્માં જાગ્રત, જાગ્રતમાં સ્વપ્ન, અને જાગ્રત્માં સુષુપ્તિ–એવી ત્રણ પેટા અવસ્થાઓ લૌકિક જાગરણમાં અનુભવાતી નથી, ત્યાંસુધી તુરીય અવસ્થાની કલ્પના સરખી પણ ઉઠી શકતી નથી. આ કારણથી તે તે અવસ્થાનાં ધારણાનાં સ્થાનો નક્કી કરવામાં આવ્યાં છે, અને તેમાં વેદાંત શાસ્ત્રે યોગ શાસ્ત્રના સિદ્ધાંતનો સ્વીકાર કર્યો છે.

પૃ. ૯૨ "ગતે જાય કે અવગતિએ જાય......"
પંક્તિ ૪–૫ વાસનાના સ્વરૂપની સમજણ સારૂ જુઓ પૃ. ૯૦ પંક્તિ ૯–૧૦. ઉપરની નોટ. વાસના એટલે કર્મ, ક્લેશ, અને

જ્ઞાનના સંસ્કારો જે આશ્રયમાં અથવા આલયમાં રહે છે તેને લિંગ કહે છે. આ લિંગનો બહિર્મુખ પ્રદેશ સ્થૂલદેહ પ્રતિ વળતો છે, અને અંતર્મુખ અથવા મૂલ પ્રદેશ કૈવલ્ય તરફ ઢળતો છે જ્યારે વાસનાયુક્ત લિંગ બહિર્મુખ વેગવાળું થાય ત્યારે જન્મમરણ થાય; જ્યારે તે અંતર્મુખ વેગવાળું થઈ કૈવલ્ય પદમાં શમે ત્યારે મોક્ષ થાય. જેમ બરાસની ડાબલી ઉઘાડીએ એટલે બરાસ ઉડી જાય, તેમ મૂલ ચૈતન્ય લિંગાત્માની પીઠમાં રહેલું ઉઘડે ત્યારે વાસના ઉડી જાય, એટલે બંધજનક જન્મમરણ ન પ્રકટાવે.

પૃ. ૯૨ "ભરણું નીર તે ઝરી નીસરે પાછળ ઉમેરો કોણજ કરે."
પંક્તિ ૧૧ વાસનાને લય થયા પછી મુક્ત પુરુષનો દેહ જીવતો વ્યાપાર કરતો રહે છે, પણ તે વ્યાપાર ખપી જવા અર્થે હોય છે, નવી આવૃત્તિના એટલે નવા દેહના પ્રકટીકરણ કરાવવા અર્થે હોતા નથી. ઉદાહરણ તરીકે જેમ કાચા ઘડામાં ભરી રાખેલું પાણી ઝરી બહાર નીકળી જાય અને અંદર કોઈ નવા પાણીનો ઉમેરો કરે નહિ તો પુનઃ પાણી તે ઘડામાંથી મળતું નથી, તેમ વર્તમાન દેહનો નિર્વાહ કરનારી વાસના સરી જાય અને લિંગ શરીરમાં નવી વાસનાઓ ભરાવા પામે નહિ તો પુનર્ભવને અવકાશ રહેતો નથી.

પૃ. ૯૨ "ઈશ્વરચેન ઉપજે કદાચ, તહાં ન પ્હોંચે વૈખરી વાચ"
પંક્તિ ૧૩ મુક્ત પુરુષનો દેહવ્યાપાર વાસનાલય પછી ચાલે છે, અને તેની પ્રવૃત્તિમાં કેટલાંક ઈશ્વરનાં ચિન્હ એટલે ઐશ્વરી શક્તિ પ્રસંગે ઝળકે છે. આ ઐશ્વરી ચિન્હ શી રીતે પ્રકટે છે તેનું વર્ણન વૈખરી વાણીથી થઈ શકતું નથી.

પૃ. ૯૨ "પરાપશ્યંતી મધ્યમા વૈખરી, એમાં લિંગની શક્તિ ખરી
પંક્તિ ૧૫-૧૮ બહાર આવે ઘોષ વેરાય, ઉત્તમ મધ્યમ શબ્દ ચાલ્યા જાય."

બ્રહ્મચેતન્ય અર્થ રૂપે અને શબ્દરૂપે વ્યક્ત થાય છે. તેમાં શબ્દબ્રહ્મ વાચક બને છે, અને અર્થબ્રહ્મ વાચ્ય બને છે. શબ્દબ્રહ્મ પ્રાણીમાત્રમાં બીજ રૂપે વિદ્યમાન હોય છે અને બ્રહ્મચૈતન્યને બહાર કાઢવા અથવા વિસ્તારવા મથે છે. આ શબ્દબ્રહ્મના વાચક બળને વાક્ અથવા વાણી નામ આપવામાં આવે છે. સામાન્ય રીતે વાણી અથવા શબ્દને આપણે કેવળ ધ્વનિ અથવા નાદ રૂપે સમજીએ છીએ. પરંતુ ધ્વનિ અથવા નાદ જ્યાં સુધી વાચક એટલે કોઇ પણ અર્થનો બોધક થાય નહિ ત્યાં સુધી તે કેવળ અવાજ ગણાય છે. જ્યારે બોધક થાય ત્યારે તે ધ્વનિ વાચકશબ્દનું રૂપ પકડે છે. આ વાચકશબ્દની ચાર અવસ્થાઓ હોય છે. (૧) પરાવાણી જેમાં શબ્દ (વાચક) અને અર્થ (વાચ્ય) સંયુક્ત દશામાં હોય છે. આ વાણી એક ચણાના દાણા જેવી કહીએ તો ચાલે. જેમ ચણાના દાણામાં બે દળ છતાં એક છોડમાં બંને ગુપ્ત રહે છે, તેમ પરાવાણીમાં વાચકઅંશ અને વાચ્યઅંશ સંયુક્ત દશામાં હોય છે. આપણાં ઘણાં જ્ઞેયો આ પરાવાણીમાં ગુપ્ત રહે છે, અને તેથી તે વાણી ભાનવાળી દશાના ઉંબરાથી ઉંડી હોય છે. (૨) આ વાણી જ્યારે બુદ્ધિના મથનથી ક્ષોભ પામે છે ત્યારે જેમ બીજ ભૂમિમાંથી ઊગી નીકળે અને બે અંકુર કાઢે તેમ શબ્દ અને અર્થ એવા બે દળમાં પ્રકટ થાય છે. એટલે જીવ વાચકશબ્દ અને વાચ્ય અર્થને બુદ્ધિમાં સમજી શકે છે. આ વાણીને પશ્યંતીવાણી કહે છે જેમાં શબ્દ સાથે અર્થનું સ્ફુરણ થાય છે. (૩) આ વાણી આગળ વધી પ્રાણના વેગ વડે મુખનાં વાણીનાં સ્થાનને અંદરથી ક્ષોભ આપે છે, અને અર્થમય વિચારને જીવ અંદરથી ઉચ્ચરિત શબ્દના રૂપ વડે સમજે છે. આ વાણીને મધ્યમા વાણી

કહે છે. (૪) ત્યાર પછી મધ્યમાવાણી અંતઃસંજલ્પનું રૂપ બદલી બહારના માણસ સમજી શકે તેવી વર્ણ, પદ, અને વાક્યના રૂપમાં કંઠાદિ સ્થાનો સાથે અથડાઈ વૈખરી રૂપે બહાર આવે છે. આ વૈખરીવાણીમાં ઘોષ એટલે નાદ વેરાય છે અથવા ખરે છે.

આ પ્રાણ વડે પ્રકટ થતી વૈખરી વાણી મન સાથે ઉદય પામતી મધ્યમા વાણી અને બુદ્ધિ સાથે સ્ફુરતી પશ્યંતી વાણી, અને શબ્દાર્થના સંમિશ્રણરૂપા પરાવાણી જ્યાંસુધી લિંગશરીર હોય ત્યાંસુધી જીવ સાથે જોડાયેલી હોય છે. આ ચાર પ્રકારની વાણીના વેગ પાંચ તન્માત્રાના દ્રવ્યમાં અને ચાર અંતઃકરણમાં વહે છે, અને તેથી .લિંગની તે ખરી શક્તિ છે. જીવના કારણ શરીર સાથે પશ્યંતી, વાસનાલિંગ (સૂક્ષ્મ) સાથે મધ્યમા અને સ્થૂલ શરીર સાથે વૈખરી જોડાયેલી રહે છે. મહાકારણ શરીર સાથે જોડાયેલી પરા-વાણીની પારથી એટલે શુદ્ધબ્રહ્મચૈતન્યના જ્યોતિર્મય વેગ વડે કારણ લિંગ પોસાય છે, અને તેના પોષણથી વિચારના તરંગો ઉછળે છે. આ વિચારના તરંગોનું વહન કરનાર નાદ અથવા ઘોષ છે. તે અકારાદિ વર્ણનું રૂપ પકડી પદરૂપે અથવા વાક્ય રૂપે વૈખરી વાણીમાં પ્રકટે છે, અને તે દ્વારા આપણે અન્યને આપણા ભાવો જણાવી શકીએ છીએ. આ વૈખરી વાણી અનેક પ્રકારનાં પદો અને વાક્યોને રચે છે. આ શબ્દબ્રહ્મનો વિસ્તાર નાનાજીવથી તે ઠેઠ વૈકુંઠવાસી વિષ્ણુ-પર્યંત એકજ નિયમ વડે થાય છે. ટુંકામાં ઇશ્વરથી માંડી ક્ષુદ્ર માટી જેવા પદાર્થનો બોધ વાણીદ્વારા થાય છે.

પૃ. ૯૨ "અવાચ્ય કહાવે કૈવલ્ય ધામ, તે અવ્યાકૃત માયાનો વિશ્રામ.
પંક્તિ ૨૩ ૨૪ અવ્યાકૃત વિષે કૈવલ્યનું ભાન, તેજ ધરો ઇશ્વરનું માન."

પરાવાણીની પારનો પ્રદેશ તે **અવાચ્ય.** તેમાં શુદ્ધ અથવા

કેવલ બ્રહ્મ ચૈતન્યનું ધામ છે. તે વિકાર નહિ પામેલી (અવ્યાકૃત) માયા જેમાં નામ, રૂપ, અને કર્મ ગુપ્ત બીજરૂપે રહેલાં હોય છે તે ચૈતન્યના આભાસને પકડી રાખે છે. શુદ્ધ બ્રહ્મચૈતન્ય માયામાં વિશ્રામ પામી તેને વ્યાકૃતાકાર કરવા મથે છે, અને તેજ અવ્યાકૃતને વ્યાકૃત કરનાર ચેતન તે ઇશ્વર કહેવાય છે. શુદ્ધ બ્રહ્મ અથવા પરબ્રહ્મ વાણીથી પર છે, ત્યારે સગુણ બ્રહ્મ અથવા અપરબ્રહ્મ વાણી વડે વ્યક્તિ થાય છે.

પૃ. ૯૩ પંક્તિ ૨ "ઇશ્વરને જ્યારે સુષુપ્તિ થાય ત્યારે માયા ઉપહિત નામ ધરાય" આ અને પછીની પંક્તિઓમાં ઇશ્વરના અને જીવના મતભેદ, અવસ્થાભેદ, અને કર્મભેદ જણાવવામાં આવ્યા છે. માયારૂપ ઉપાધિમાં જે ચૈતન્ય મર્યાદિત થાય તે માયા ઉપહિત ચેતન કહેવાય. માયા ઉપહિત ચેતનમાં પરમેશ્વરની યોગનિદ્રા અથવા સુષુપ્તિ; તેવી અવિદ્યા ઉપહિત ચેતનમાં જીવની ભોગનિદ્રા અથવા સુષુપ્તિ. જેવો બ્રહ્માંડનો લય માયામાં થાય, તેવો પિંડમાં આપણા મર્યાદિત વિશ્વનો લય અવિદ્યામાં થાય; જેવો બ્રહ્માંડનો ઝાંખો ઉદય થાય, તેવો પિંડમાં આપણા મર્યાદિત અનુભવોની છાયા સ્વપ્નમાં પ્રકટ થાય; જેવો બ્રહ્માંડનો સ્થૂલ ઉદય થાય, તેવો પિંડમાં ઇન્દ્રિયોવડે સ્થૂલ વિષયાનુભવ જાગ્રતમાં થાય. આ પ્રમાણે બ્રહ્માંડમાં અને પિંડમાં ઇશ્વર અને જીવને સમાન નિયમો લાગુ પડે છે. સુષુપ્તિ, સ્વપ્ન, જાગ્રત—એ ત્રણ દશામાં માયા ઉપહિત ચેતન ઇશ્વર, હિરણ્યગર્ભ, અને વિરાટ્ નામ ધરે, ત્યારે અવિદ્યા ઉપહિત ચેતન પ્રાજ્ઞ, તૈજસ અને વિશ્વ એવાં નામ ધરે. તુરીયપદમાં ઇશ્વર ચૈતન્ય અને જીવચૈતન્ય જાગ્રદાદિ અવસ્થાઓના વિભ્રમથી વિછુટું પડી સાક્ષી ચેતનનું સ્વરૂપ ભોગવે છે, અને તે સ્થિતિમાં અદ્વૈતાનુભવ જાગે છે.

પૃ. ૯૩ બ્રહ્માંડના લિંગ શરીરના અધ્યક્ષ ચેતનને સૂત્રાત્મા કહે છે;
પંક્તિ-૧૪-૨૦ અને તે મહાસત્ત્વ અથવા મુખ્ય જીવ કહેવાય છે.

પરમેશ્વરની કાયા પાંચપ્રાણ, દશઇન્દ્રિય, અને મન તથા બુદ્ધિ મળી સત્તર તત્ત્વની ઘડાયેલી હોય છે. આ દ્રવ્યો અપંચીકૃત અવસ્થાનાં હોવાથી સર્વ સ્થૂલ પદાર્થોમાં તેના વ્યાપારો ચાલી શકે છે.

જીવની કાયામાં ૪૯ તત્ત્વો પ્રવેશ પામે છે; અને તે તત્ત્વો પંચીકૃત અવસ્થા વડે મિશ્ર ભૂમિકાનાં હોય છે.

૫ મહાભૂતનાં અણુઓ, ૧૦ પ્રાણો, ૫ કર્મેન્દ્રિયો, ૫ જ્ઞાનેન્દ્રિયો, ૫ શબ્દાદિ તન્માત્રાઓ, ૪ મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એ ચાર અંતઃકરણો, ૧ સર્વને પોતામાં ગર્ભરૂપે રાખનારી ઈશ્વરની માયા શક્તિ, અને ૧૪ ઇન્દ્રિયો–દસ જ્ઞાન અને કર્મની, અને ચાર અંતઃકરણ મળી ચૌદ ઇન્દ્રિયગણના અધ્યક્ષ દેવો–મળી ૪૯ તત્ત્વો જીવના પિંડમાં ગણાવ્યાં છે.

પૃ. ૯૩ પંક્તિ ૨૧–૨૨ }
પૃ. ૯૪ પંક્તિ ૧—૪ } પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, અને સમાન–એ પાંચ મુખ્ય પ્રાણો છે.

નાગ, કૂર્મ, કૃકર, દેવદત્ત, અને ધનંજય એ પાંચ ગૌણ પ્રાણો છે.

પ્રાણાદિ મુખ્ય પ્રાણોનાં સ્થાનો હૃદય, ગુદ, સર્વશરીર, કંઠ, અને નાભિ એ પ્રમાણે અનુક્રમે છે. (૧, ૨, ૩, ૪, ૫) નાગાદિ ગૌણ પ્રાણો દેહની અમુક ચેષ્ટા પ્રસંગે પ્રકટ થાય છે. ઉદ્‌ગાર વખતે નાગની કલા જાગે છે, અને તે પ્રાણ પૃષ્ઠવંશનાં છેડામાં રહેલી ગુપ્ત કુંડલિની શક્તિને વળગી રહેલો હોય છે; કૂર્મ નામનો પ્રાણ આંખોને ઉઘાડવાનો વ્યાપાર કરે છે. અખો તેનું સ્થાન મૂલાધાર એટલે પૃથ્વીના ચક્રમાં ગણે

છે; કૃક્ર પ્રાણને અખો "કુકર્ટ" કહે છે, અને તેનો વ્યાપાર ક્ષુધાને ઉત્પન્ન કરવાનો છે. આ ક્ષુધાનો વેગ સમગ્ર શરીરનાં અણુઓમાં ફેલાય છે તેથી અખો તેને સકળ સાંધામાં ગણે છે. દેવદત્તપ્રાણ બગાસું ખાવાના વ્યાપારમાં પ્રકટ થાય છે, અને સમગ્ર ત્વચામાં તેની વ્યાપ્તિ ગણવામાં આવે છે. ધનંજય પ્રાણ સમગ્ર શરીરમાં વ્યાપી રહેલો હોય છે, અને મરણ પછી પણ તેની સ્થિતિ દેહમાં કેટલોક સમય રહે છે. ધનંજયની ઉપયોગિતા દોડવા વિગેરેમાં જણાય છે.

પૃ. ૯૪ પંક્તિ ૧૩ ઊંઠ = સાડાત્રણ.

પૃ. ૯૪ પંક્તિ ૧૬ "તુર્યાનુસ્યૂત સહુને ભોગવે."

તુરીય અવસ્થા ખરી રીતે જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ–એ ત્રણેમાં, તથા તે ત્રણનાં નેત્ર, કંઠ અને હૃદય–એ ત્રણ અભિવ્યક્તિનાં સ્થાનોમાં પેઠેલી અથવા ગુંથાયેલી (અનુસ્યૂત) હોય છે.

પૃ. ૯૫ "જીવેશ્વર કહેવા નવ રહ્યો,
પંક્તિ ૬-૭ જ્યારે અપંચીકરણને પારે ગયો."

ઉપર કહી ગયા પ્રમાણે જીવની કાયા પંચીકૃત તત્ત્વોની છે અને ઈશ્વરની કાયા અપંચીકૃત તત્ત્વોની છે. એ બંને ભાવો વિલાય છે, ત્યારે "અપંચીકરણ"ની પારે ચૈતન્ય પહોંચ્યું કહેવાય. જ્યારે જીવ ઇશ્વરપદમાં સાયુજ્ય પામે ત્યારે પંચીકરણની પારે ગયો કહેવાય; જ્યારે ઈશ્વર પદમાંથી સાક્ષીપદમાં કૈવલ્યભાવે રહે ત્યારે અપંચીકરણને પારે ગયો કહેવાય.

પૃ. ૯૫ "તે ૐકાર અવ્યાકૃત અંકોર"..........
પંક્તિ ૧૩ જુઓ અખેગીતા કડવું ૭.

પૃ. ૯૫ પંક્તિ ૧૯ "ચૌદ લોકે એકે વૈરાટ, તેમાં ચાર ખાણના ઘાટ."

સાત પાતાલ, તથા ભુ, ભુવર્, સ્વર્, મહર્, જન, તપ

અને સત્ય એ સાત લોક મળી ચૌદ લોકમાં વિરાટ્ પુરુષ વસે છે. તેના શરીરમાં જરાયુજ, સ્વેદજ, અંડજ અને ઉદ્‌ભિજ્જ એવી જીવના દેહોની ઉત્પત્તિની ચાર ખાણો છે.

પૃ. ૯૬ "સ્થૂલને જોતાં નાવે પાર, અનાર રેતરે લાધે સાર."

પંક્તિ ૩ વિરાટ્ રૂપી મોટા ઉંબરડા જેવા વૃક્ષને જોયે તો પાર આવે એમ નથી, પરંતુ જેમ અનેનાસનાં ફળ ઉતારી લઈ સ્વાદ લઇએ, તેમ આ વિરાટ્‌ના વ્યાપક શરીરમાં ચૈતન્યની ચેષ્ટા સમજી લઈએ તો આ બ્રહ્માંડને લગતું જ્ઞાન મેળવવાની મહેનત સફળ થઇ ગણાય. "અનાર"ને બદલે "અંતર" પાઠ મળે છે તે વધારે ઉચિત લાગે છે.

પૃ. ૯૬ "ત્રિપુટી રહિત તે છેજ અવાચ્ય,

પંક્તિ ૧૧ તત્ત્વમસિ પદ સાધ્યું સાચ."

જ્ઞાતા, જ્ઞાન, અને જ્ઞેય—એ ત્રિપુટીથી પર વાણીથી વર્ણવી શકાય નહિ તેવું જીવન્મુક્તનું પદ છે. તેવા જીવન્મુક્ત પુરુષેજ तत् (તે) એટલે ઇશ્વરપદ, અને त्वम् (તું) એટલે જીવપદ એ બેનો અભેદ જે असि (છું) ક્રિયાપદથી જણાવવામાં આવે છે, તેનો અનુભવ કર્યો કહેવાય.

પૃ. ૯૬ "મહાપદ માંહે કલ્પ્યું તું દ્વૈત, તે સમજ્યાથી થયું અદ્વૈત,

પંક્તિ-૧૩-૧૪ અહંબ્રહ્મ છે શબ્દજ વિના, એમ સમજે વેત્તા અખા આપના."

શુદ્ધ બ્રહ્મવસ્તુમાં અધ્યારોપ વડે જે વિશ્વનું દ્વૈત પ્રકટ થયું હતું, તે સત્ય સમજણ વડે-એટલે અપવાદ વડે—દૂર થવાથી અદ્વૈતપદ પ્રકટ થાય છે. આ અદ્વૈતપદનો અનુભવ વાણીમાં "હું બ્રહ્મ છું" એમ આપણે માત્ર બોલી દેખાડીએ છીએ, પરંતુ ખરી રીતે અનુભવી પુરુષ આવા શબ્દનો પ્રયોગ કર્યા વિના મૌનપણે અનુભવ કરી શકે છે. આપના એટલે પોતાના સ્વરૂપના વેત્તા એટલે જાણનારા શબ્દનો આશ્રય લીધા વિના બ્રહ્માદ્વૈત અનુભવે છે.

# ગુરુ-શિષ્ય-સંવાદ-ટિપ્પણી.

પૃ. ૯૭ "મન તુર્યાતીત કહેરાય"

પંક્તિ ૧૮ આપણું મન સામાન્યરીતે જાગ્રત્, સ્વપ્ન, અને સુષુપ્તિમાં જા આવ કરે છે; અને તેમાં આત્મપદની છાયા ઉતરે છે. આ ત્રણ અવસ્થાના મનને "સમના" સ્થિતિ કહે છે. આ ત્રણ અવસ્થાથી પર પદને તુરીય એટલે ચોથી અવસ્થા કહે છે. આ અવસ્થામાં આપણા સાક્ષીસ્વરૂપનું ભાન રહે છે. આ સ્થિતિના મનને સમની અને ઉન્મની વચલી અવસ્થાવાળું ગણવામાં આવે છે. આ ચોથા પદથી પણ ચઢીઆતું પદ તે "તુરીયાતીત" કહેવાય છે, અને તે પદનું મન તુરીયાતીત ઠર્યું ગણાય છે. આ પદમાં જીવચેતન અને ઇશ્વરચેતનનો ભેદ સર્વાંશે અળપાય છે; અને તેમાં મન કેવલ ઉન્મની ભાવવાળું હોય છે; એટલેકે તે ભેદભાવના કોઈપણ પ્રકારના સંકલ્પ-વિકલ્પ વિનાનું થઈ જાય છે.

પૃ. ૯૮

પંક્તિ ૨ "અર્કસ્થાની કહિએ વસ્ત"=બ્રહ્મવસ્તુ સૂર્યને સ્થાને સમજવી.

પૃ. ૯૮. "તત્ત્વ ઉધરી અળગાં કરે, શેષભાગ ચેતન ઉગરે."

પંક્તિ ૧૫ પાંચ તત્ત્વને બાતલ કરવામાં આવે તો તેમાં પહેલો પુરુષ-ચેતનનો અંશ બાદબાકીની રીતે શેષ રહે; અને તે પોતાનું શુદ્ધ સ્વરૂપ છે એમ સમજાય.

પૃ. ૯૯. "ભૂત કલ્લોલ જાણે જે કોય, સ્વયં આત્મા ભણીએ સોય."

પંક્તિ ૮ આ જગત્ પંચભૂતના તરંગો છે એવું જે કોઇ સમજી જાણે, તે પોતાના આત્માના નિરાળા સ્વરૂપને સમજી શકે. જ્યાંસુધી ભૂતના વિકારોથી આત્માનો વિવેક ન થાય ત્યાં સુધી અનાત્માને આત્મા માનવાનું થાય; તેવો વિવેક ઉઘડ્યા પછી અનાત્મા તે ભૂતવિલાસ, અને આત્મા તે આપણું શુદ્ધ રૂપ એવી સમજણ ઉઘડે.

પૃ. ૯૯ "ઉપર ભૂતળને બિલ સર્ગ, પંચભૂતનો જાણયે વર્ગ."
પંક્તિ ૧૦ આકાશ, પૃથ્વી અને પાતાળ-એ ત્રણ લોકમાં જણાતી સૃષ્ટિ તે પંચભૂતનાં વિશિષ્ટ કાર્યો (વર્ગ) જાણવાં. બિલ=પોકળ, ગુહા, પાતાળ.

પૃ. ૯૯ "અવિગતથી નભ ઉપન્યું સાર."
પંક્તિ ૧૫ અવિગત=અવ્યક્ત, અવ્યાકૃત. જે દ્રવ્યમાં નામરૂપનું પૃથક્કરણ થયું છે તેને વ્યાકૃત કહે છે. અવ્યાકૃતનું બીજું નામ અવ્યક્ત અથવા મૂલ પ્રકૃતિ, એટલે ત્રિગુણના સામ્યવાળું કારણદ્રવ્ય. અખો તેવા દ્રવ્યને "અવિગત" કહે છે. તે અવ્યાકૃતનું અપભ્રંશમાંથી ઉત્પન્ન થયેલું રૂપ છે.

પૃ. ૯૯ "પ્રત્યક્ષ જળ દીસે છે ધરા, એકમાં ચાર વર્તે છે ખરા."
પંક્તિ ૨૪ પંચીકૃત સ્થૂલ પૃથ્વીઆદિમાં પોતપોતાના મુખ્ય ધર્મ ઉપરાંત બાકીના ચાર તત્ત્વોના ગૌણધર્મો અનુભવમાં આવે છે. પૃથ્વીના પડમાં જ્યાં બખોલ પડે ત્યાં આકાશનો અંશ સમજવો; જ્યાં પૃથ્વીનો કંપ થાય ત્યાં વાયુનું પરિણામ સમજવું; જ્યાં પૃથ્વીની ખાણમાં હીરાવિગેરે રત્નો જણાય ત્યાં તેજનું પરિણામ સમજવું; પૃથ્વીના ગોળા ઉપર પોણાભાગમાં પાણીનું આવરણ તો ઉઘાડું એટલે પ્રત્યક્ષ છે-એ રીતે પૃથ્વીમાં બાકીનાં ચાર તત્ત્વોના ધર્મો સમજવા.

પૃ. ૯૯ "અંબુમાં જે જામણશક્તિ, તે અવનીની જાણે વ્યક્તિ."
પંક્તિ ૨૬-૨૮ જળમાં જે બરફના રૂપમાં જામવાની-કઠણ થવાની-શક્તિ છે તે પૃથ્વીની શક્તિનું પ્રકટીકરણ (વ્યક્તિ) સમજવું; તે બરફને ઓગળવાનો (જળપણ) ધર્મ અંદરથી જાગે છે તે તેજ એટલે અગ્નિની શક્તિ (પ્રાય=મુખ્યત્વે કરીને) સમજવી; તરંગો (વીચી) અથવા મોજાં ઉત્પન્ન થાય છે તે વાયુની વૃદ્ધિ સમજવી.

જળપણ=જળવાપણું, સળગવાપણું.

પૃ. ૧૦ "તત્ત્વકળાનું કારણ એહ, ચલણવલણ દીસે છે દેહ."
પંક્તિ ૧૫ અહીંથી ગુરુનું ઉત્તર શરૂ થાય છે. ઉપરના દોહરામાં શિષ્યનો પ્રશ્ન એવો છે કે ચૌદલોકમાં હું તો ભૂતના વિકારોને જ જોઉં છું, અને પરમાત્મારૂપ વસ્તુ તો, જણાતી નથી. ગુરુ ચોપાઈમાં ઉત્તર આપે છે કે જે ભૂતના અંશો દેહના રૂપમાં પલટાયેલા સમજાય છે, તેમાં ચલણવલણ—એટલે જ્ઞાન અને ક્રિયાનાં સ્ફૂરણો જણાય છે તે તત્ત્વનો એટલે ચૈતન્યવસ્તુનો પ્રભાવ છે, માટે હું સર્વત્ર વસ્તુવિલાસ કહું છું.

પૃ. ૧૦૧ "તત્ત્વસાગરે બુદ્દબુદ્દપિંડ, સચરાચર દીસે બ્રહ્માંડ."
પંક્તિ ૨૩ બ્રહ્મચૈતન્ય તે તત્ત્વનો સાગર, તેમાં પરપોટા જેવા પિંડો અથવા દેહો; આ સઘળા બ્રહ્માંડમાં સ્થાવર જંગમ સર્વ પદાર્થોમાં બ્રહ્મતત્ત્વ અંતર્ગત પેઠેલું જણાય છે.

પૃ. ૧૦૨ "મહત્તત્ત્વ સૌ શૂન્યેથી હોય, પ્રકૃતિ શૂન્યે કલ્પિત સોય."
પંક્તિ ૪ મહત એટલે બુદ્ધિતત્ત્વ, જેને આકાશનું કારણ ઉપરની પંક્તિમાં કહ્યું છે, તે સર્વાંશે શૂન્ય એટલે અવ્યકતમાંથી પ્રકટ થાય છે; અને તે "પ્રકૃતિશૂન્ય" અવ્યકત પ્રકૃતિ દ્રવ્યમાં ચૈતન્યના કલ્પના અથવા સ્ફુરણના બળથી પ્રકટ થયેલું સોહાય છે એટલે શોભે છે. તાત્પર્ય કે મૂલ પ્રકૃતિ-શૂન્યમાં કલ્પક બલવડે એટલે સ્ફુરણવડે મધ્યકેંદ્ર મહત અથવા બુદ્ધિનું વ્યક્ત રૂપ ઉભું થાય છે.

પૃ. ૧૦૨ "અણલિંગી નવ દીસે આપ, ત્યાં કેમ લાગે પુણ્યને પાપ"
પંક્તિ ૨૩ જ્યાં સુધી લિંગ શરીર હોય ત્યાં સુધી પુણ્ય પાપ લાગે, પરંતુ જ્યારે લિંગ શરીરથી પર (અણલિંગી) સ્વરૂપ સમજાય ત્યારે પોતાનો પૃથક્ભાવ એટલે જીવભાવ જાણતો બંધ થાય છે એટલે પુણ્ય પાપને અવકાશ રહેતો નથી. ટુંકામાં સલિંગી હોઇએ ત્યાંસુધી ભેદભાવ અને પાપપુણ્ય;

"અણુલિંગી" થયા પછી ભેદભાવનો નાશ, અને પાપપુણ્યનો સ્પર્શ નહિ—એ તાત્પર્ય છે.

પૃ. ૧૦૨ "તત્ત્વદર્શીને નથી શરીર."

પંક્તિ ૨૫ પોતાને બ્રહ્મરૂપે એટલે તત્ત્વરૂપે ઓળખનારને ખરી રીતે શરીર વળગેલું નથી. દેહ હું છું એવો દેહાધ્યાસ હોય ત્યારે દેહ અને દેહી; જ્યારે હું બ્રહ્મ છું એવો અનુભવ જાગે ત્યારે દેહ-દેહીભાવ રહેતો નથી.

પૃ. ૧૦૩ "કહું અવનિને અવનિ મા જાણ"

પંક્તિ ૫ પૃથ્વી વિગેરે સાચા પદાર્થો છે એવું મંતવ્ય તે અવળી બુદ્ધિનું પરિણામ છે. બ્રહ્મવસ્તુ પૃથિવ્યાદિરૂપે પોતે સ્વયં વિકાર પામ્યા વિના ભાસે છે. જેમ એક ચિત્ર સ્વયં વિકૃત થયા વિના દૃષ્ટિકોણ બદલવાથી ત્રણ રૂપ વાળું જણાય છે, તેમ અવિદ્યાથી હણાયેલી બુદ્ધિવડે બ્રહ્મચૈતન્ય પૃથિવ્યાદિ માનવામાં આવે છે.

પૃ. ૧૦૩ "વકરી દૃષ્ટ્યે દીસે ભૂત, વસ્તુ વિચારે છે અદ્‌ભુત."

અવિદ્યાવાળી અવળી (વકરી) દૃષ્ટિએ પંચભૂત જણાય; વિદ્યાવાળી સવળી દૃષ્ટિએ બ્રહ્મવસ્તુ અદ્‌ભુત અનુભવાય.

પૃ. ૧૦૩ "પ્રપંચ નામ તેણે પડયું, જે લઘુલાઘવ છે તાત."

પં. ૧૯-૨૧ ... ... ... ... ... ...

આ સંસારને "પ્રપંચ" એવું નામ એવા કારણથી પાડવામાં આવ્યું છે કે તે નામમાં ટૂંકા અક્ષરની ચતુરાઇ જણાય. પર (પ્ર) એટલે પરબ્રહ્મ અથવા-હરિ, અને પંચ એટલે પાંચભુત, સાચા હરિ અને ખોટું પંચભૂતનું જગત્—એ એ બેના યોગથી "પ્રપંચ" એટલે જૂઠું એવો શબ્દ ઉભો થયો છે. વંધ્યા સ્ત્રી ખરી અને સુત ખોટો—એ બેના યોગ વડે "વંધ્યાસુત" એ મિથ્યા; તેમ બ્રહ્મ ખરૂં અને પંચભૂત ખોટું તે બેના યોગથી પ્રપંચ એટલે વિશ્વ તે મિથ્યા પદાર્થ.

